વાનના શિષ્યો થયા. આ પાંચે શિષ્યો મહા પ્રતાપી નીવડ્યા. આ વખતે કાશીના એક સદ્‌ગૃહસ્થનો પુત્ર સંસારથી વૈરાગ્ય પામી રાત્રે ઘરમાંથી નાશી જતો હતો તે બોલતો હતો કે "અફશોસ! અફશોસ! આ જગતમાં કેટલી મોટી દુ:ખની પરંપરા છે!" બુદ્ધ ભગવાન્ જે રાત્રે પણ જાગતા હતા, તેઓ બોલી ઉઠ્યા; "દુ:ખ શું? અહીં આવ, અહીં વિશ્રાંતિની જગ્યા છે—અહીં દુ:ખમાંથી મુક્ત થઈ નિર્વાણ પહોંચવાનો માર્ગ છે." તે ત્હેમની પાસે ગયો અને આ તથાગતના મુખનો ઉપદેશ સાંભળી તે શાન્તિ પામ્યો. તે જ્હારે રાત્રે ઘરમાંથી બ્હાર નીકળ્યો, ત્હારે ત્હેણે જે આભૂષણો પહેર્યાં હતાં, તે બધાં **શરીર પરજ હતાં,** પણ ત્હેનું મન અત્યારે આ ઉપદેશ સાંભળી ખરેખરૂં **તૃષ્ણાંના પાશથી છુટું બનેલું હતું.** બીજા ભવમાં વાવેલાં પુણ્યના ફળરૂપે તે થોડા સમયમાં અર્હતદશા પામ્યો, અને ધર્મ સાંભળતાંજ તે સમજી ગયો. તેણે બુદ્ધનો ધર્મ સ્વીકાર્યો, પણ ત્હેના શરીરપર હજુ આભૂષણો હતાં, તેથી તે શરમાયો. બુદ્ધ ભગવાન્ ત્હેના મનનો આશય સમજી ગયા અને ત્હેને આ પ્રમાણે કહ્યું. મનુષ્યે આભૂષણો પહેર્યાં હોય, છતાં સઘળા જીવો ઉપર સમભાવ વૃત્તિ રાખીને ત્હેના હૃદયે ઇન્દ્રિયોપર જય મેળવ્યો હોય તો તે બની શકે છે. આવી સ્થિતિમાં બાહ્ય દેખાવને લીધે ધર્મમાં અસર થતી નથી; અને શરીર શ્રમણનો વેષ ધારણ કરે, છતાં હૃદય સાંસારિક વિચારોમાં લીન પણ હોય—એ પણ બનવા જોગ છે. મનુષ્ય જંગલમાં રહે છે, છતાં જો તે દુનિયાની વસ્તુઓની ઇચ્છા ક્યાં કરે તો તે સંસારીજ છે. વેશ સંસારી હોય છતાં તેનું મન ઉચ્ચ વિચારોમાં રમતું પણ હોય. 'હુંપણા'નો વિચાર દૂર કરવામાં આવે ત્યાં સંસારી તમજ શ્રમણ બન્ને એક સરખા છે. પણ જો હૃદય

વાસનાઓથી લપટાયેલું હોય તો બાહ્ય ફેરફારથી લાભ શો ? જે લશ્કરી ચાંદ પહેરે છે, તે એમ સૂચવે છે કે તેણે શત્રુઓને હરાવ્યા છે: તેમ જે શ્રમણનો વેશ પહેરે છે તેણે પણ દુઃખરૂપ શત્રુને હરાવેલો હોવો જોઇએ ' આ શબ્દો બોલીને બુદ્ધભગવાને ત્હેને દીક્ષા લેવા સૂચવ્યું. તરતજ ત્હેનાં આભૂષણો વગેરે બદલાઇ ગયાં, અને **અંદરથી** જેવો તે શ્રમણ હતો તેવો **બ્હારથી** પણ થઇ ગયો.

આ **યશને** ત્હેની જુવાનીના વખતમાં ૫૪ હલકા મિત્રો હતા. તેઓએ **યશને** શ્રમણના વેશમાં જોયો ત્હારે તેઓ પોતાના દુર્ગુણોનો ત્યાગ કરીને ધીમે ધીમે **બુદ્ધના** શિષ્યો થયા અને જ્ઞાન મેળવવા લાગ્યા. જ્યારે વર્ષા ઋતુ પુરી થઇ અને જુદે જુદે સ્થળે વિચરવાનો સમય આવ્યો, ત્હારે બુદ્ધ ભગવાને આ ૬૦ શિષ્યોને એકઠા કરીને આ પ્રમાણે ઉપદેશ આપ્યો: “ હે ભિક્ષુકો ! ત્હમે જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવાનો માર્ગ જાણ્યો છે, નિર્વાણ સુધી વ્હેતા ઝરામાં ત્હમે પગ મૂક્યો છે. ત્હમે હવે કલ્યાણને સારૂ, વિશ્વ તરફની દયા ખાતર, દેવતાઓ અને મનુષ્યોના લાભ માટે દેશોદેશ વિચરો. હે ભિક્ષુકો ! જે સિદ્ધાંત **આદિમાં** પ્રકાશિત છે, **મધ્યમાં** પ્રકાશિત છે, અને **અંતમાં** પણ પ્રકાશિત છે, ત્હેનો ઉપદેશ કરો. પરમ પવિત્ર અને સંપૂર્ણ શુદ્ધ જીવન ગાળવાને લોકોને જણાવો. એવા ઘણાએક પુરૂષો છે કે જ્હેમનાં જ્ઞાનચક્ષુ ઉપર થોડું જ અંધકારનું પડળ રહ્યું છે, પણ જો ત્હેમને આ ઉત્તમ સિદ્ધાંતનો ઉપદેશ ન આપવામાં આવે તો તેઓ રક્ષણ કરનારાં જ્ઞાનથી બેનશીબ રહી જાય. તેવાઓ આ સિદ્ધાંત જાણવા–સમજવા પામે એટલા માટે ત્હમે સર્વે જૂદી જૂદી દિશામાં કેવળ દયાભાવથી વિચરો, અને હું પણ ઉરૂબીલ્વ જંગલ પાસે આવેલા સેનાની ગામ તરફ જાઉં છું. ”

આ શબ્દોથી ઉત્તેજિત થઇ તે ૬૦ શિષ્યો જૂદા જૂદા દેશ તરફ ઉપદેશ આપવા નીકળી પડયા, અને ઉરૂબિલ્વના જંગલ તરફ બુદ્ધભગવાન્ ગયો. ત્યહાં કાસ્યપ નામના પવિત્ર બ્રાહ્મણઋષિ પોતાના ૫૦૦ શિષ્યો સાથે રહેતા હતા, જેઓ અગ્નિહોત્ર આદિ ક્રિયાકાંડમાં જ મગ્ન રહેતા હતા. ત્હેમને વેદસંબંધી જ્ઞાન પણ પુષ્કળ હતું, તેથી તે સઘળા પ્રદેશોમાં ત્હેમની કીર્તિ વ્યાપી રહી હતી. બુદ્ધભગવાન્ તે મહાન્ ઋષિને સદ્બોધ આપવાના હેતુથી ત્હેના નિવાસસ્થાન તરફ આવ્યા. આ ઋષિના આશ્રમની પાસે એક અગ્નિકુડ હતો, જ્યહાં પ્રચંડશક્તિવાળો એક મહા નાગ રહેતો હતો. બુદ્ધભગવાને એક રાત્રિ પડી રહેવાની તે કાસ્યપ પાસે જગ્યા માગી. તે કાસ્યપે જવાબ આપ્યોઃ " રાત્રે ત્હમને પડી રહેવા આપવાને મ્હારીપાસે જગ્યા નથી; ફક્ત આ એક અગ્નિકુંડની જગ્યા છે, જે તદ્દન શીતળ અને રહેવાને વાસ્તે યોગ્ય છે, પણ એક ભયંકર સર્પ ત્યહાં રહે છે, જે મનુષ્યોને ત્હેની દષ્ટિમાંથી નીકળતી જ્વાળાના જોરથી મારીનાખે છે બુદ્ધ ભગવાને જવાબ આપ્યોઃ " મ્હને ત્યહાંજ રહેવાની જગ્યા આપો; હું ત્યહાંજ પડયો રહીશ. " કાસ્યપ ઋષિએ ઘણીરીતે બુદ્ધ ભગવાનને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ બુદ્ધભગવાને તો તેને તેજ માગણી કરી. છેવટે કાસ્યપે કહ્યુંઃ " હું તકરાર કરવા માગતો નથી, મ્હને તો ભય લાગે છે તેથી કહું છું, છતાં ત્હમને જેમ યોગ્ય લાગે તેમ કરો. " બુદ્ધ ભગવાન્ તે અગ્નિકુંડવાળી જગ્યામાં ગયા અને ધ્યાન કરવા બેઠા. તે વિકાળ નાગે બુદ્ધ ભગવાનને જોઇને પોતાનું સઘળું બળ અજમાવ્યું, અને ત્હેની દષ્ટિમાંથી વિષ કહાડયું, અને મુખમાંથી અગ્નિની જ્વાળાઓ બ્હાર ફેંકી, પણ બુદ્ધ ભગવાનને આથી બીલકુલ અસર થઇ નહિ. અગ્નિએ ચારે પાસ પોતાનું કામ કર્યું અને

સઘળું મકાન બળી ગયું. જેમ કલ્પાન્ત કાલના અગ્નિની વચ્ચમાં બ્રહ્મા સ્થિર અને અચળ રહે છે, તેમ આ ચારે પાસે નીકળતી અગ્નિની જવાળામાં બુદ્ધ ભગવાન્ સ્થિર અને અડગ રહ્યા. જ્યારે નાગે બુદ્ધ ભગવાનના મુખપર પરમશાંતિ જોઇ, અને આ જ્વાળાઓથી પણ ત્હેમને અસર ન થયેલી જોઇ, ત્યારે તે નાગ શાંત થયો, ત્હેણે પશ્ચાત્તાપથી પોતાનું માથું નમાવ્યું અને વંદન કર્યું.

આ તરફ કાશ્યપ ઋષિ જ્વાળાઓથી લાગેલી આગને જોઇને ચિંતા કરવા લાગ્યા કે સાંજે આવેલો પ્રતાપી પુરૂષ જરૂર બળી ગયો. પ્રાતઃ કાળમાં તે ઋષિ અને ત્હેમના શિષ્યો તે જગ્યા ઉપર આવ્યા, જ્યાં ત્હેમણે બુદ્ધ ભગવાનને સમાધિમાં બેઠેલા જોઇ અને તે પ્રચંડ શક્તિવાળા નાગને પાત્રમાં રમતો જોઇ અત્યંત સાનંદાશ્ચર્ય અનુભવ્યાં, અને તેઓ બુદ્ધ ભગવાનની શકિતનાં વખાણ કરવા લાગ્યા. તથાપિ 'હું સર્વનો પ્રભુ છું, અને સર્વ જાણું છું ' એવો કાશ્યપ ઋષિનો અહંકાર દૂર ન થયો. બુદ્ધ ભગવાન્ કેટલાક સમય સુધી ત્હાં રહ્યા અને ધીમે ધીમે પોતાના જ્ઞાનબળથી ત્હેના વિચારોને ફેરવી શક્યા એટલે ત્હેનો સર્વજ્ઞપણાનો મદ ટળી ગયો અને બુદ્ધ ભગવાનરૂપ સૂર્ય આગળ પોતે ખદ્યોત સમાન છે, એમ ત્હેને લાગવા માંડયું. બુદ્ધ ભગવાનનાં ઉપદેશેલાં સત્યોની શ્રદ્ધા થવાથી અંતે તે શિષ્ય થયો, અને ત્હેની સાથે ત્હેના પાંચશો શિષ્યો પણ બુદ્ધના સાધુ થયા. કાશ્યપ ઋષિએ તે પછી પોતાનો સઘળો સરસામાન અને યજ્ઞનિમિત્તનાં વાસણો વગેરે પાસે વહેતી નદીમાં ફેંકી દીધાં, જે નદીના જળમાં તરવા લાગ્યાં. આ બધો બનાવ જોઇને તે નદીના મુખ તરફ રહેતા તે કાશ્યપ ઋષિના બે ભાઇઓ જેમનાં નામ નાદીકાશ્યપ અને ગયા-

કાસ્યપ હતાં–ત્હેમણે ધાર્યું કે કાંઇ અવનવો બનાવ બનવા પામ્યો છે. તેથી તે બન્ને ભાઇઓ પોત પોતાના પાંચસો શિષ્યો સાથે ઉરૂબિલ્વના જંગલમાં પોતાના ભાઇને શોધવા આવ્યા. તેઓએ પોતાના ભાઇને શ્રમણના વેશમાં જોયો. અપૂર્વ જ્ઞાન અને અદ્ભુત સિદ્ધિઓ પામેલા પોતાના ભાઇને જોઇને તેઓને અનેક વિચારો સ્ફુર્યા. " મ્હોટા ભાઈ ભૂલ તો ન કરે, પણ ત્હેમની માફક આપણે પણ આ માર્ગ અંગીકાર કરવો કે કેમ ? " એવો વિચાર કરતા હતા. તે વખતે બુદ્ધભગવાન્ ગયાની પાસે ગંધહસ્તી પર્વતપર બેઠેલા હતા. રાજગૃહ તરફ જવાની ખીણ ત્હેમની નજર આગળ દેખાતી હતી, તેવામાં સામેની ટેકરી ઉપર અગ્નિ પ્રકટયો. આ પ્રસંગ-નો લાભ લેઇ બુદ્ધભગવાને તે ત્રણ ભાઇઓ અને ત્હેમના દરેકના ૫૦૦ શિષ્યોને અગ્નિનોજ વિષય લેઇ આ પ્રમાણે બોધ આપ્યો.

" મનુષ્ય જ્યહાં સુધી અવિદ્યામાં ભમે છે, ત્યહાં સુધી તે બાહ્ય વસ્તુનાં સંસર્ગથી હૃદયમાં ઉત્પન્ન થતા વિકારોરૂપી અગ્નિથી આ વનની માફક બળે છે. પાંચ ઇન્દ્રિયો અને હૃદયદ્વારા બાહ્ય વસ્તુઓ મનુષ્યને અસર કરે છે. આંખ બાહ્ય વસ્તુ જુએ છે, તે જોવાથી સુખ દુઃખ ઉપજે છે. હૃદયમાં કામ, ક્રોધ, લોભ વગેરેરૂપ અગ્નિ બળી રહેલો હોય છે, તે અગ્નિને બાહ્ય વસ્તુના સંસર્ગરૂપ વેદન (Sensations) થી લાકડાં મળે છે. આંખની માફક બીજી ઇન્દ્રિયો-નો પણ જ્યહારે પદાર્થો સાથે સંસર્ગ થાય છે, ત્યહારે આવુજ પરિ-ણામ આવે છે. પણ હે કાસ્યપ ! જેઓ આ આત્મસંયમનો ધર્મ–જેનું પ્રવેશદ્વાર આત્મશુદ્ધિ છે, અને જેનું લક્ષ્ય વિશુદ્ધ પ્રેમ છે તે ધર્મ–ને પાળે છે, તેઓ જ્ઞાની બને છે. દુઃખનું મૂળ જે તૃષ્ણા

ત્હેનો આ રીતે અંત આવે છે. તેઓ મેળવેલા જ્ઞાનબળથી વ્હેલા કે મોડા મુક્તિ–નિર્વાણુ મેળવી શકે છે. ફરીથી જન્મ લેવાના દુઃખમાંથી તેઓ છૂટે છે. તેઓને જ્ઞાતિબંધન કે ક્રિયાકાંડ કે યજ્ઞયાગાદિના નિયમોની જરૂર રહેતી નથી; કારણુકે તેવા જ્ઞાનીઓ આ બંધનની પેલી પાર ગયેલા હોય છે. ”

આ ઉપદેશ સાંભળી બે કાસ્યપભાઇઓ અને ત્હેમના ૧૦૦૦ શિષ્યોને અપૂર્વ શાંતિ મળી અને તેઓ બૌદ્ધ મત અંગીકાર કરી શ્રમણુ થયા. તે પછી બુદ્ધ ભગવાને આ સઘળા શિષ્યોને ઇન્દ્રિયશુદ્ધિના બીજા કેટલાક નિયમો શિખવ્યા, અને પછી બુદ્ધ ભગવાન્ આ શિષ્યો સાથે રાજગૃહ તરફ જવા નીકળ્યા; કારણુકે મગધ દેશના રાજા બિંબસારને બોધિ જ્ઞાન મળ્યા પછી, મળવા આવવાનું બુદ્ધભગવાને આપેલું વચન ત્હેમના સ્મરણુ બ્હાર ન હતું. રાજગૃહમાં આવીને તે બધા યષ્ટિ વનમાં ઉતર્યા.

બિંબસારને આ વાતની જ્યહારે ખબર પડી, ત્યહારે તે પોતાના અનેક સામંતો, અમલદારો અને રાજકુટુંબ સાથે ત્હેમના દર્શનાર્થે ગયો. રાજાએ બુદ્ધ ભગવાનને દૂરથી જોયા એટલે રથમાંથી ઉતર્યો અને પગે ચાલતો ગયો. તે રાજાએ મનથી વિચાર્યું કે આ ત્રણુ કાસ્યપભાઇઓને જ્હેમણે પોતાના શિષ્યો બનાવી દીધા એવા આ પુરૂષની શક્તિ કેટલી અગાધ હશે ? ” રાજાના મનના વિચાર જાણી લેઇને બુદ્ધ ભગવાને કાસ્યપને પૂછ્યું. “ ત્હમે અગ્નિની પૂજા કરવાનું છોડી દીધું તેથી ત્હમને શો લાભ થયો ? ” આ શબ્દો સાંભળીને શ્રમણુ કાસ્યપ ઉભા થયા અને પોતાના ગુરૂને હાથ જોડી વંદન કરી આ પ્રમાણે કહેવા લાગ્યા ” હે ગુરો ! આ અગ્નિ હોત્ર કરવાથી

જન્મ, મરણ, અને ત્હેનેજ લગતાં દુઃખોનાં ચક્રમાં હું પડ્યો હતો. મ્હેં મ્હારી શક્તિ પ્રમાણે અગ્નિ હોત્ર વગેરે કર્યાં છે, અને તે દ્વારા મ્હેં ઇચ્છાઓનો નાશ કરવા **પ્રયત્ન કર્યો,** પણ તેથી ઉલટી ઇચ્છાઓ તો **વૃદ્ધિ પામતી ગઇ,** તેટલા માટે મ્હેં ત્હેનો ત્યાગ કર્યો છે. અગ્નિમાં બલિદાન આપવાથી જન્મથી છૂટકારો મળ્યો નહિ અને જન્મની સાથે ત્હેને લગતાં દુઃખોથી પણ મુક્તિ મળી નહિ, તેથી મ્હેં બલિદાન વગેરેનો ત્યાગ કર્યો છે. હું શરીરને કષ્ટ આપવામાં 'એકકો' હતો, અને હું તે કામમાં સૌથી શ્રેષ્ઠ ગણાતો, છતાં મ્હને પરમ જ્ઞાન મળ્યું નહિ. તેટલા માટે તે માર્ગ છોડી દઇને નિર્વાણનો—શાન્તિનો માર્ગ મ્હેં શોધ્યો છે. જન્મ, જરા, રોગ અને મરણમાંથી છોડવનારૂં સત્ય મ્હને હવે જડ્યું છે; અને તેટલા વાસ્તે અગ્નિહોત્ર આદિ ક્રિયાઓ મ્હેં તજી છે."

તે પછી શ્રમણકાશ્યપ પોતે યોગબળથી મેળવેલી કેટલીક સિદ્ધિઓ બતાવે છે, અને હવે લોકોનાં મન ધર્મ સાંભળવાને બરાબર યોગ્ય થયાં છે એમ જાણી બુદ્ધ ભગવાન્ અહંતાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે અને છેવટે ચાર મહાન્ સત્યો સરલ રીતે સમજાવે છે. આ વ્યાખ્યાનની એટલી બધી પ્રબળ અસર થાય છે કે બિંબસાર પોતાને બુદ્ધધર્માનુયાયી તરીકે જાહેર કરે છે. મહાન્ કાશ્યપ, બુદ્ધ ભગવાનના શિષ્ય થયા છે અને 'બિંબસાર રાજાએ પણ તે બુદ્ધધર્મ સ્વીકાર્યો છે' એ વાતની ખબર પડતાં બીજે દિવસે લોકોનાં ટોળે ટોળાં બુદ્ધ ભગવાનને જોવાને અને નવો ધર્મ શું છે તે સાંભળવાને ઉત્કંઠા સહિત આવવા લાગ્યાં. જ્હારે મધ્યાહ્ન કાળે બુદ્ધ ભગવાન્ રાજગૃહી નગરમાં ભિક્ષા અર્થે આવ્યા, ત્હારે તે નગરના લોકો ટોળાબંધ ત્હેમની પાછળ ભમવા લાગ્યા.

રાજાએ ઘણી ભક્તિ દેખાડી અને કહ્યું કે "યષ્ટિવન, નગરથી દૂર છે, માટે આ પાસે આવેલા વેણુવનમાં આપ પધારો તો ઘણું સારૂં."

આ ઉપરથી બુદ્ધ ભગવાન્ પોતાના શિષ્યો સાથે વેણુવનમાં રહેવા આવ્યા. આ વેણુવનમાં ત્હેમણે ઘણાં ચાતુર્માસ ગાળ્યાં હતાં, અને ઘણાં સૂત્રો પણ આજ સ્થળે આપ્યાં હતાં.

આ રાજગૃહમાં બુદ્ધભગવાન રહ્યા, તે દરમ્યાન સારીપુત્ર, મૌદ્ગલાયન અને મૈત્રેયાણીપુત્ર નામના ત્રણ પ્રસિદ્ધ શિષ્યો ત્હેમણે મેળવ્યા. એક દિવસ ભિક્ષાર્થે અશ્વજિત્ રાજગૃહી નગરમાં ફરતા હતા, તે અંતિ સ્વરૂપવાન્ હતા, અને ત્હેમની ચાલવાની રીત પણ સામા મનુષ્યનું મન હરણ કરે તેવી હતી. હવે સારીપુત્ર, જે કપિલ નામના ઋષિનો શિષ્ય હતો, ત્હેણે આ અશ્વજીતનું સૌંદર્ય અને ઉમદા દેખાવ જોઇને પૂછ્યુ: "ત્હમારા ગુરૂ કોણ છે? અને ત્હમે કયો ધર્મ પાળો છો? આ પ્રશ્નોનો જવાબ આપી મ્હારી શંકા દૂર કરો." અશ્વજીતે જવાબ આપ્યો: "બુદ્ધભગવાન મ્હારા ગુરૂ છે. હું આ ધર્મમાં થોડા સમયથી દાખલ થયેલો છું. જ્ઞાનનો સૂર્ય થોડાજ સમયથી ઉગેલો છે, તેથી હું મહાન્ ગુરૂનો ઉપદેશ શી રીતે સમજાવી શકું? છતાં મ્હારા અલ્પ જ્ઞાન પ્રમાણે જણાવું છું કે "જે જે વસ્તુઓ છે, તે સર્વનું કારણ હોય છે, જન્મ મરણનું પણ કારણ છે, અને તે કારણ ચાર ઉમદા સત્યો અને અષ્ટવિધ માર્ગથી દૂર થઇ શકે છે." એમ કહી ટુંકમાં તે ઉમદાં સત્યો અને માર્ગનો ઉપદેશ કર્યો, જે સાંભળવાથી બુદ્ધ ધર્મપર ત્હેની આસ્થા થઈ, અને તે પોતાના મિત્ર મૌદ્ગલાયન પાસે ગયો. મૌદ્ગલાયન પણ સારીપુત્રની

માફક મ્હોટો પંડિત ગણાતો હતો, અને તે બન્નેને અનેક શિષ્યો હતા. તે બન્ને જણ બુદ્ધભગવાન્ પાસે ગયા, ત્હેમનો શાંતિભર્યો ઉપદેશ સાંભળ્યો, અને બુદ્ધ, સંઘ અને ધર્મ એ ત્રણ 'શરણ' લીધાં, અને સંસારનો ત્યાગ કરી 'શ્રમણ' થયા.

શિવશંકર નામનો એક બ્રાહ્મણપુત્ર જે વંશપરંપરાથી આવેલી યજ્ઞક્રિયા, અને તે નિમિત્તે થતા પશુઓના બલિદાન વગેરેથી કંટાળ્યો હતો, અને ત્હેના કાકાના પુત્રે તથા ત્હેની સ્ત્રીએ ત્હેનું ઘણું નુકશાન કરેલું હોવાથી, ત્હેનાપર અપ્રીતિ રાખતો હતો, તે બુદ્ધ ભગવાનનો દયાનો અને ક્ષમાનો ઉપદેશ સાંભળી ક્ષમાવાન્ થયો, અને બુદ્ધધર્મની દીક્ષા લેઇ બુદ્ધના બાર મુખ્ય શિષ્યોમાંનો એક થયો. શિવશંકરે દીક્ષા લેતી વખતે પોતાનું નામ બદલી મૈત્રેયાણીપુત્ર એવું નામ રાખ્યું. ત્હેણે બુદ્ધભગવાન્નો ઉપદેશ સાભળી પોતાના જીવનની સઘળી હકીકત જણાવી અને હું દીક્ષા લેવાને તૈયાર છું એમ પણ નિવેદન કર્યું, ત્હારે બુદ્ધ ભગવાને પૂછ્યું. "શું ત્હારા હૃદયમાં **દ્વેષનો અંશ પણ** રહ્યો નથી એવી ત્હારી ખાત્રી છે? ત્હારા કાકાના પુત્રની સ્ત્રીએ ત્હારા પુત્રનું ખુન કર્યું હતું તે બાબત પણ શું તું ત્હારા મનથી ત્હેને ક્ષમા આપે છે? સઘળા જીવો માટે ત્હને દયાભાવ છે ? ત્હને નુકશાન કરનારાઓ તરફ પણ પ્રેમ સિવાય બીજી વૃત્તિ ત્હારા હૃદયમાં ઉદ્ભવતી અટકાવવાને તું સમર્થ થયો છે?" ત્હેણે જવાબ આપ્યો. "હે નાથ! ખરેખર તેમજ છે. મ્હારા કાકાના છોકરાની સ્ત્રીએ મ્હને નુકશાન કર્યું છે, ત્હેની મેં ક્ષમા આપી છે. હું તે વાતને ભૂલી ગયો છું. હું ત્હેને મ્હારી સઘળી દોલત આપી દઉંછું; કારણ કે હવે મ્હને ત્હેની જરૂર નથી. મ્હારા જીવનમાં હવે

# મહાત્મા બુદ્ધના સંબંધમાં વિદ્વાનોના વિચારો.

"This teaching of the Buddha, of the Mighty, of the *Enlightened One*, who, *first* of all in *our* humanity climbed the ladder of Buddhahood, is the *ancient* teaching *re-proclaimed*. Born on Indian soil, speaking with Indian lips, reproducing the noblest moralities of the Hindu scriptures, recognizing the Hindu Gods, the Buddha is still rejected by the Indian people as a Teacher, *though* inconsistently worshipped as an *Avtara* by many of the orthodox Hindus. Why should there be enmity instead of brotherhood, why should there be suspicion and hatred instead of peace? This mighty *religion* that moulds so many million minds, this noble *philosophy* that trains so many intellects, this *life*—the most perfect in its details of which there is any record amongst the histories of men, evolved in our race—why should you exclude *them* from your sympathy, why withhold from them your

reverance and love? The Buddha comes to you, as a man of your race, born in the Kshatriya caste, belonging to the Aryan people, teaching the *ancient truths* in a *new form*, and making them ready for the training of vaster multitudes. He is *ours*, as he is also the *world's*, greatest among its teachers, purest & fairest of all the blossoms of humanity, this flower flowered on the Indian soil, this teacher spake the Indian tongue, and loved the Indian people. He taught them, He worked for them, He healed them, He instructed them, and then His compassion flowed outwards, *overflowed the worlds*. Then surely we may reverence Him, the Blessed One, the Lord, the Teacher. He is admitted to be Teacher among the *Gods*; He may well also be done homage to as Teacher among Men. ......................................

Let us all re-echo the words which close the account of his departure: "Bow down with clasped hands! Hard, hard is a Buddha to meet with through hundreds of ages!"

* * * * *Mrs. Annie Besant.*

"Ah! Blessed Lord! Oh, High Deliverer!
Forgive This Feeble Script, Which Doth Thee Wrong,

Measuring With *Little* Wit Thy *Lofty* Love.
Ah! Lover! Brother! Guide! Lamp Of The
Law!
I take my Refuge in Thy name and Thee,
I take my Refuge in Thy Law of Good
I take my Refuge in Thy Order! OM!."

*Sir Edwin Arnold.*

"Rejoice at the glad tidings! *Buddha*, our Lord has found the root of all evil. He has shown us the way of salvation.

"*Buddha* dispels the illusions of our minds and redeems us from the terrors of death. *Buddha*, our Lord, brings comfort to the weary and sorrow—laden.

He restores peace to those who are broken down under the burden of life. He gives courage to the weak when they would fain give up self-reliance and hope.

Ye that suffer from the tribulations of life, ye that have to struggle and enduro, ye that earn for a life of truth, rejoice at the glad tidings!

There is a balm for the wounded, and there is bread for the hungry: There is water for the thirsty, and there is hope for the despairing. There is light for those in darkness, and there is inexhaustible blessing for the upright.

Heal your wounds, ye wounded, and eat your fill, ye hungry. Rest, ye weary, and ye who are thirsty, quench your thirst. Look up to the light, ye that sit in darkness; be full of good cheer, ye that are forlorn.

Trust in truth, ye that love the truth, for the *Kingdom of righteousness is founded upon earth*. The darkness of error is dispelled by the light of truth. We can see our way and make firm and certain steps.

*Buddha*, our Lord, *has revealed* the *truth*. The truth cures our diseases and redeems us from perdition; the truth strengthens us in life and in death, the truth alone can conquer the evils of error.

Rejoice at the glad tidings.

*Dr. Paul Carus.*

# અનુક્રમણિકા.

# અતિ ઉપદેશી પુસ્તકો.

## ( વા. મો. શાહકૃત )

### સંસારમાં સુખ ક્યહાં છે? ભા. ૧ તથા ૨. ( ભેગા )

દરેક ધર્મના લોકોને એક સરખી ઉપયોગી, આત્મજ્ઞાનને સાદા રૂપમાં સમજાવનારી, દુઃખમાં સુખ આપનારી આ બુકની ૪ આવૃત્તિની ૨૫૦૦૦ પ્રતો થોડા માસમાં ખપી ગઇ છે. મૂલ્ય ૦–૬–૦

---

### સતી દમયંતી અને ત્હેની વાતમાંથી લેવાની શિખામણો.

સરકારી તેમજ ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ લાઇબ્રેરી માટે મંજુર કરી છે. શિખામણોનો સાગર છે. બુદ્ધિ વધે તેવા પ્રશ્નો અને ચિત્ર સાથે, મૂલ્ય ૦–૬–૦

---

### કબીરનાં આધ્યાત્મિક પદો. ભા. ૧–૨ ( ભેગા )

કબીરજીનાં ઉપદેશી રાગ સાથે ઘણી સરસ ટીકા અને સમજુત આ પુસ્તકમાં છે. મૂલ્ય ૦–૬–૦

---

☞ આ તથા બીજા એજ લેખકનાં રચેલાં પુસ્તકો મળવાનું ઠેકાણું નીચે મુજબ છે.—

'જૈનસમાચાર' આફિસ—દાણાપીઠ, અમદાવાદ.

# શ્રી બુદ્ધ ચરિત્ર.



## પ્રકરણ ૧ લું—જન્મ.



સુપ્રસિદ્ધ ઈક્ષ્વાકુ વંશથી ઉતરી આવેલા શાક્ય લોકો જ્યહાં કૃષિથી પોતાની ઉદરપૂર્ણા કરતા હતા, એવું કપિલવસ્તુ નગર નેપાલની દક્ષિણે અને કાશી-પુરીની ઉત્તરે ૧૩૦ માઇલ દૂર રોહિણી નદીના કીનારા ઉપર આવેલું હતુ. રાજા શુદ્ધોદનના વખતમાં આ નગર કીર્તિના શિખરે પહોંચ્યુ હતું. પ્રજા સુખી અને સંતોષી હતી. રાજ્યમહેલ સર્વ સામગ્રીથી ભરપૂર હતો. યોદ્ધાઓ દેશા-ભિમાનનો જ દમ લેતા હતા આ સર્વ અનુકૂળ સંજોગોનું મૂળ અને ખરૂં કારણ રાજા શુદ્ધોદનની ધાર્મિક વૃત્તિ અથવા પવિત્રતા હતી. જેના **મનમાં** પવિત્રતા હોય છે ત્હેને **બાહ્ય સંજોગો** પણ અનુ-કૂળ જ મળી રહે છે; તે એટલે સુધી કે કુદરત અથવા પ્રકૃતિ પણ ત્હેના ફાયદામાં જ હોય છે. એ નિયમ અનુસાર રાજા શુદ્ધોદનનું પાટનગર કપિલવસ્તુ એક બાજુએ મગધ દેશ અને બીજી બાજુએ કોશલ દેશ વચ્ચે આવેલું હોઇ, તથા એ બે રાજ્યો અન્યોન્ય લડી રહેલા હોઇ, શુદ્ધોદનના રાજ્ય પર તરાપ મારવાનો રાજલોભ પેલા બે બલવાન રાજાઓ પૈકી એકને પણ થવો સંભવીત ન હતો. આ કારણથી શાક્ય લોકો સ્વતંત્ર રહેવા પામી શક્યા હતા.

જે રોહિણી નદીને એક કીનારે શુદ્ધોદનનું પાટનગર હતું ત્હેના સામે કીનારે *કોલિ નામે એક નગર હતુ, કે જ્યાંના રહેવાશીઓને ' કોલી ' તરીકે ઓળખવામાં આવતા હતા. આ કોલી લોકો અને શાક્ય લોકો વચ્ચે રોહિણી નદીની માલીકી વાસ્તે અનેક યુદ્ધો થતાં પરન્તુ જે પ્રસંગને માટે આપણે હમણાં બોલવા માગીએ છીએ તે પ્રસંગે તો એટલે કે ઈ. પૂ. ૬૦૦માં તો બન્ને વચ્ચે સારો સ હતો; કારણ કે કોલી રાજાની બે પુત્રીઓ મહામાયા અને ગૌતમી લગ્ન રાજા શુદ્ધોદન સાથે કર્યું હતુ. મહામાયા અને ગૌતમી જેટલી સુંદર તેટલી નમ્ર અને તેટલીજ અન્યોન્ય ( સહપત્ની હોવા છતાં પણ ) પ્રેમાળ હતી, તેથી રાજા પોતાને દરેક રીતે સુખી માનતો કારણ કે પ્રજા પણ સંપૂર્ણ રાજભક્ત હતી.

બે વખત લગ્ન કરવા છતાં રાજાને કાંઇ સંતતી નહતી, એ વાતનો તો એક અસંતોષ રહ્યાં જ કરતો, પરન્તુ તે એક લાંબો વખત રહેવા નિર્માયેલો નહતો.

એકદા આખા શહેરમાં હરિશ્રાવણનો મહોત્સવ ઉજવાઇ રહ્યો હતો, ત્હેને સાતમે દિવસે રાણી માયાદેવીએ પોતાના શયનગૃહમાન પર્યંકાસનમાં પડ્યા પડ્યા એક દિવ્ય સ્વપ્ન જોયું. આ વખતે રાણીનું વય ૪૮ વર્ષનું હતુ.

આ અમાનુષી સ્વપ્ન એવી મતલબનું હતું કે, એક બાલ, હીરકણીઓ, ગુલાબ જેવો લાલ અને મોતી જેવો સ્વેત તારો આકાશમાંથી નીચે પડતો જોવામાં આવ્યો; અને જમીનનો સ્પર્શ કરતામાં તો તે તારો અસ્સાહને અશ્વ જેવો તથા કામદુઘા ગાયના દૂધ જેવો સ્વેત હાથી બની ગયો! તે હાથી ત્યાર બાદ પોતાની સ્વેત સૂંઢમાં

શ્વેત પદ્મ ધારણ કરી રાણીના મહેલમા આવ્યો અને ત્રણવાર મસ્તક નમાવીને દક્ષિણ બાજુએથી ગર્ભમાં દાખલ થયો.

આ સ્વપ્ન જોવાથી સ્વપ્નાવસ્થામાં પણ માયાદેવીને સામાન્ય માતાઓએ કદાપિ નહિ અનુભવેલો એવો અપૂર્વ આનંદ થયો. સ્વપ્ન પુરૂ થતાં જ તેણીની આંખ ઉઘડી ગઇ અને હર્ષથી ઉભરાતા હૃદયે તેણે આ સમાચાર પોતાના પતિને નિવેદન કર્યા.

રાજા શુદ્ધોદને પ્રાતઃકાળ થતાં જ સ્વપ્નપાઠકોને બોલાવ્યા અને ત્હેમને સ્વપ્નનું ફ્લ પૂછ્યું. તેઓએ ખુલાસો કર્યો કે, સૂર્ય કર્ક રાશિનો હોવાથી રાણી એક અલૌકિક બુદ્ધિવાળા પવિત્ર પુત્રની માતા બનશે, કે જે પુત્ર કાં તો ચક્રવતી રાજા થવો જોઇએ અગર તો પૃથ્વી પરનો અજ્ઞાનતા અને પાપનો બોજો ઓછો કરનાર થઇ પડશે.

આ ફ્લ સાંભળી રાજા, રાણી તેમજ રાજ્યભક્ત નાગરીકોને ઘણો જ આનંદ થયો અનુક્રમે ૪૫ વર્ષની ઉમરે રાણી ગર્ભવતી થઇ અને ઉત્તમ જીવ ગર્ભમાં આવવાથી તેણીને એક પછી એક ઉત્તમ દોહદ * ઉત્પન્ન થવા લાગ્યા, કે જે સર્વ પૂર્ણ પ્રેમપૂર્વક પૂરવામાં આવતા.

એક ગર્ભવતી સ્ત્રીએ પાળવા યોગ સર્વ નિયમોનુ યથાર્થ સેવન કરતી પ્રફુલ્લીત ચિત્તવાળી રાણી દસમે મહીને પતિની સમ્મતિ મેળવીને પોતાના પિયર—કોલીનગર તરફ જવા નીકળી. માર્ગમા લુંબિની નામક વાટિકા આવતાં ત્હેનું સૌંદર્ય જોવા અને ઘડીભર વિશ્રાન્તિ લેવા રાણી થોભી; પરન્તુ ત્હા જ એક શાલવૃક્ષ નીચે પુત્રજન્મ થયો. ઇ. સ પૂ. ૬૨૩ ની વસંતપૌર્ણિમાનો આ દિવસ પાછળથી દુનીઆના

* દોહદ એટલે ગર્ભવતી સ્ત્રીને ઉત્પન્ન થતી ઇચ્છા.

ઇતિહાસમાં સોનેરી અક્ષરથી લખાઇ રહ્યો, કારણ કે તે દિવસે ભવિષ્યમાં ક્રોડો માણસના 'તારનાર' તરીકે પ્રસિદ્ધિમાં આવનાર બુદ્ધ જન્મ્યો હતો.

આ બાલકના મુખપર સૂર્ય સમાન તેજ ઝળકતું હતું, તથાપિ ત્હેના તરફ આલ્હાદથી જોઇ રહેનાર લોકસમુહની આંખો કાંઇ અંજાઇ જતી નહતી, જો કે ખુદ સૂતિકાગૃહ તો તેજથી ઝળાંહળાં થઇ રહ્યું હતુ

આ ખુશખબર પિતૃગૃહમાં તેમજ શ્વસુરપક્ષમાં ઝડપથી ફરી વળીનાં જ ત્હાંથી હજારો દાસ–દાસીઓ પ્રસવસ્થળે આવી પહોંચ્યાં અને રાજકુમારને તથા રાણીને પાલખીમાં * બેસાડી કપિલવસ્તુ તરફ લેઇ ગયાં. આ નગરી હમણાં ઠેર ઠેર બાંધેલાં તોરણોને લીધે તથા બીજી અનેક તરેહની શોભાઓને લીધે સ્વર્ગતુલ્ય બની હતી

આ વખતે સઘળા દેવોમાં પણ આનંદ છવાઇ રહ્યો. દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી, ગંધર્વો ગીતો ગાવા લાગ્યા, ત્રણે ભુવનમાં—સ્વર્ગલોક અને મૃત્યુલોકની તો શી વાત કરવી પણ ખુદ નરકમાંએ—એક ક્ષણ શાન્તિ પ્રસરી રહી. નાગરાજ ( એક પ્રકારના દેવોએ ) પ્રથમના બુદ્ધોને માન આપ્યું હતું તેવીજ રીતે આ બુદ્ધને માન આપવા અર્થે મંદાર

---

* બુદ્ધધર્મશાસ્ત્ર એમ જણાવે છે કે, આ પાલખીના ચાર દાંડા ઉપાડનારા સામાન્ય માણસો નહતા, પરન્તુ ચાર દિશાના ચાર લોકપાલ દેવોએ મનુષ્ય રૂપે પાલખી ઉપાડવાનું કામ કર્યું હતું. દેવો પણ મહાન્ પુરૂષોની ભક્તિ કરવાને તત્પર હોય છે.

પુષ્પની * વૃષ્ટિ કરી અને જગતનો ઉદ્ધાર કરવા અવતરેલા આ મહાપુરૂષને નમસ્કાર કરી આનંદ અને ભક્તિભાવ જણાવ્યો. વૈરવિરોધ ધરાવતા પશુઓ પોતાનો સ્વાભાવિક વિરોધ ભૂલી જ ગયા ! સઘળા રોગો અને પીડાઓનો, એટલા વખતને માટે, લોપ થઇ ગયો ! આમ ચોતરફ સઘળી રીતે શાન્તિનુ રાજ્ય છાઇ રહ્યુ હતું, અસમાધિનું રાજ્ય ક્યાંઇ પણ હોય તો તે ફકત **મા**રરાજા અથવા **મો**હરાજાના હૃદયમાં હતું ! જગદુદ્ધારક પુરૂષનો જન્મ માત્ર ત્હેને જ દાવાનળરૂપે થઈ પડયો હતો !

જગતના આ નવા પરોણાનાં લક્ષણ જોઇને સામુદ્રીકશાસ્ત્રીઓએ રાજાને જણાવ્યું કે "આ મ્હોટો ચક્રવર્ત્તી રાજા થશે. હજારો વર્ષોમાં આવા ચક્રવર્તી એકાદ જ થાય છે. અમુક ચિન્હો પરથી આ બાળક ભવિષ્યમાં અખિલ ભૂમંડલને તારનાર દૈવી ગુરૂ થનાર છે, અગર તો જો તે સાંસારિક બાબતોમાં પડવું ઉચિત માનશે તો એક મહાન્ ચક્રવર્ત્તી રાજા થશે અને સઘળા રાજાઓને પોતાના પગે પાડશે. પર્વતોમા જેમ સુમેરૂ, ધાતુઓમાં જેમ સુવર્ણ, જળાશયોમાં જેમ સમુદ્ર, તારાઓમાં જેમ ચંદ્ર તેમ મનુષ્યોમાં આ **ત**થાગત થશે"

---

* આ બધુ વર્ણન (તેમજ આખા પુસ્તકમાનું કોઇ પણ વર્ણન) કલ્પીત નથી—બુદ્ધધર્મશાસ્ત્રોના શબ્દોના આધારે જ લખેલું છે. તેથી જૈન શાસ્ત્રોમાંના આવા પસંગોનાં વર્ણનો સાથે આ કેટલું મળતાપણું ધરાવે છે તે વિચારવાની સારી સગવડ મળે છે. **ભ**કતામર સ્તોત્રના ૩૩મા શ્લોકમાં દેવોએ મંદાર—નમેરૂ—પારિજાત વગેરે પુષ્પોની વૃષ્ટિ કર્યાનો ઉલ્લેખ છે.

આ ભવિષ્યકથન સાંભળવાથી રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. આજનો દિવસ આખા નગરમાં ઉત્સવના દિવસ તરીકે પસાર કરવાનો ઢંઢેરો પીટાવ્યો હોવાથી રસ્તાઓ સાફ કરવામાં આવ્યા, જ્યાં ત્યાં સુગંધી જળનો છંટકાવ કરવામાં આવ્યો, ઘેરેઘેર અને રસ્તાઓ ઉપર ધ્વજાઓ અને તોરણો તથા વાવટા લટકાવવામાં આવ્યા. સર્પના ખેલાડીઓના, તરવારથી ખેલ કરનારાઓના, દોરડાપર નાચનારાઓના અને એવા અનેક પ્રકારના તમાસા જોવા લોકો શેરીએ શેરીએ એકઠા થવા લાગ્યા. શ્રીમંતો તેમજ ગરીબો રાજ્યભક્તિ બતાવવા માટે આ શુભ પ્રસંગે પોતાના રાજાને ભેટાણું આપવાને ઉમંગથી દોડતા જતા નજરે પડવા લાગ્યા. રાજાએ બંદીવાનોને મુક્ત કર્યા, કેટલાક કરો માફ કર્યા, મોટી દક્ષિણાઓ આપી, સાધુસંતને જમાડ્યા અને રાજ્યમાં રહેનારાઓને જે જે વસ્તુની જરૂર હતી તે તે રાજ્ય તરફથી પુરી પાડી.

આ સર્વ ધામધુમ ચાલી રહી હતી એવામાં અસિત ( કાળદેવ ) નામનો એક વૃદ્ધ સન્યાસી તે બાળક પાસે આવ્યો **સંસારના માયાવી નાદ સાંભળવાને જેના કાન બહેરા છે એવા યોગીજનો સ્વર્ગીય નાદ સાંભળવાને તો ટેવાયલા હોયછે.** આ વૃદ્ધ સન્યાસીએ પણ બુદ્ધદેવના જન્મની વધામણી **દેવોના** અવાજથી જાણી હતી અને તેથી જ તે અહીં આવ્યો હતો. વિધિપૂર્વક શુદ્ધોદન રાજા આ યોગીને પગે પડ્યો અને **માયાદેવીએ** ઇચ્છ્યું કે જો બાળકને આવા પવિત્ર પુરુષને પગે લગાડાય તો કેવું સારૂં ! પરન્તુ રાણી તે ઇચ્છા અમલમાં મૂકે તે પહેલાં તો વૃદ્ધ સન્યાસી બોલી ઉઠ્યો: " રહો, માં, અમને એના પગમાં ન લગાડશો " એમ કહી પોતે કુમારને સાષ્ટાંગ દંડવત કર્યાં અને કહ્યું " પગમાં પદ્મ, હાથમાં સ્વસ્તિક

વગેરે ૩૨ મુખ્ય અને ૮૦ ન્હાનાં લક્ષણો ધરાવતા હે બાલક ! હું ત્હને નમન કરૂં છું. હે બુદ્ધ ! ધર્મનો ઉપદેશ કરી મનુષ્ય માત્રને દુઃખમાંથી મુક્તિનો રસ્તો સૂચવવા માટે જન્મેલા હે મહાભાગ ! ત્હમને નમન કરૂં છું. "

પછી તે સન્યાસીએ રાજા તરફ જોયું અને કહ્યું: "હે ભાગ્યશાળી રાજન્ ! આવા એક અતિ પ્રતાપી પુત્રના પિતા બનવા માટે હું ત્હને અભિનંદન આપું છું. પૂર્વભવોનાં પવિત્ર કર્મોનું આજે ત્હને ફળ મળ્યું છે લાખો વર્ષે આવું એકાદ પુષ્પ ઉગી આવે છે, પણ જ્યહારે તે ખીલે છે ત્યહારે આખી વસુધાને જ્ઞાનની સુગંધીથી અને પ્રેમના રસથી ભરી દે છે. ખરેખર પ્રતાપી કૂળમાં જ આવા જગદુદ્ધારકો જન્મ લે છે ખરેખર, રાજન્ ! ત્હારૂં કુટુંબ બહુજ ભાગ્યશાળી છે. પરંતુ તે ભાગ્ય એક વાતે અપૂર્ણ છે; કારણ કે દેવો તેમજ મનુષ્યોને પ્રિય એવી આ **માયાદેવી**—વધારેવાર દુઃખ નહિ અનુભવવાને સરજાયલી આ દેવી—સાત દિવસમાં કોઇ પણ પ્રકારની પીડા વિના 'પીડાનો અંત' પામશે."

આ શબ્દો બોલ્યા પછી યોગીની આંખમાંથી અશ્રુ વહેના લાગ્યાં, જે જોઇ રાજાને કોઇ અનિષ્ઠ થવાનો ભય લાગ્યો. ઋષિએ તુરતજ તે વિચાર ત્હેના મ્હો ઉપરથી વાંચી લીધો અને ખુલાસો કર્યો: "હે રાજન્ ! મ્હેં જે કાંઇ અગાઉ કહ્યું છે તેમજ બધું બનશે. તથાપિ કુમારની બાબતમાં તો કશી ચિંતા કરવાનું લેશ પણ કારણ નથી જ નથી. મ્હને આંસુ ઢાળતો જોઇ ત્હમને કાંઇ અનિષ્ટનો વ્હેમ આવ્યો; પરન્તુ તેમ કરવાની કાંઈ જરૂર નથી. મ્હારા રડવાનું કારણ જૂદું જ છે. આ શરીર હવે વૃદ્ધ થયું છે અને ત્હેનો સમય હવે સમીપ આવ્યો છે. હું મરીને દેવ થઇશ અને ત્યહાંથી પુનઃ મનુષ્ય તરીકે જન્મીશ જન્મ—

મરણના ચક્રમાંથી મુક્ત થવાનો અમૂલ્ય બોધ આપના પુત્રના—આ ભાવી બુદ્ધના મુખકમળથી સાંભળવાનું મ્હારા નશીબમાં લખાયલું નથી એ જ મ્હારા રૂદનનું કારણ છે." એમ કહી ઋષિ રસ્તે પડ્યો.

ઋષિના કહેવા મુજબ બરાબર સાતમે દિવસે માયાદેવી હસતી હસતી સુતી અને તે ફરીથી જાગૃત થઇ જ નહિ. * તે સ્વર્ગમા એક દેવી થઈ. શુદ્ધોદન રાયની બીજી રાણી પ્રજાપતિ ( અપરનામ ગૌતમી ) કે જે આ પુત્રની માશી થતી હતી તેણે હવે કુમારને લાલન-પાલન કરવાનું કર્તવ્ય ઉપાડી લીધું.

આ ભાગ્યશાળી પુત્રના જન્મથી રાજાના સામંતો અને સગા-સ્નેહીઓ રાજા તરફ હમેશ કરતાં વધારે ભક્તિભાવ બતાવવા લાગ્યા. રાજ્યખજાનો વધુ ને વધુ તર થયો. હાથી, ઘોડા, ગાયો વગેરે ઉત્તમ જાનવરોનાં ટોળાં પોતાની મેળે રાજ્યમાં આવવા લાગ્યાં. લોકોમાંથી દ્વેષ અને વેર નાશ પામ્યાં. દરેક ઋતુના ફળફુલો તે વખતે ઉગી નીકળ્યાં. દુકાળનો તો સંભવ પણ અદૃશ્ય થઇ ગયો. યોદ્ધાઓનાં શસ્ત્રોને કાટ ચ્હડવા લાગ્યો. રોગોને ખોરાક ન મળવાથી તેઓ તો જીવ લઇ નાઠા. સામાન્ય મનુષ્યો પણ પ્રમાણિકપણે આજીવિકા ચલાવવા લાગ્યા અને ઉદારવૃત્તિથી દાન કરવા લાગ્યા. આ બધા આનંદદાયક કેરફારો જેને લીધે થવા પામ્યા તે કુમારનુ નામ, તે કારણથી, ' સર્વાર્થસિદ્ધ ' એવું પાડવામાં આવ્યું; જો કે ટુંકા નામ ખાતર લોકો 'સિદ્ધાર્થ' એવા નામથી પણ બોલાવતા. નામ પાડવાની ક્રિયા આનંદ અને ધામધુમ સાથે કરવામાં આવી ને અવસરે નગરમાં કોઇ પણ દરિદ્ર રહ્યું નહિ, કારણકે સર્વને તેની જરૂરીઆત પ્રમાણે રાજ્ય તરફથી દાન છુટથી દેવામા આવ્યું હતું.

---

* બુદ્ધના જન્મ પછી ( પ્રજાનો પ્રકાશ થયા પછી ) માયાનું રહેવું સંભવતુ જ નથી, એ વાસ્તવિક છે.

# પ્રકરણ ૨ જું—બાલ્યાવસ્થા.



ન્દ્રની જેમ, સિદ્ધાર્થની કળા પ્રતિદિન ખીલતી જતી હતી રૂપ–ગુણમાં તેમજ કળા–કૌશલ્યમાં ત્હેની પ્રગતિ બેશુમાર વધતી જતી હતી. શુદ્ધોદન રાયના ખડીઆ સામંતો રાજકુમારને પ્રસન્ન કરવા માટે હરહમેશ નવાં નવાં સોના–રૂપાનાં રમકડાંની ભેટ મોકલતા હતા. પરન્તુ, ભવિષ્યના મહાત્મા સિદ્ધાર્થ છેક આટલી ન્હાની વયે પણ આ કિંમતી ભેટોનું નિર્માલ્યપણું અને ક્ષણભંગુરપણું જોઈ શકતા અને તેથી કરીને એ ભેટોથી એમને કાંઇ આનંદ થતો નહિ. ખરેખર તે ન્હાની વયના શરીરમાં એક મહાન્ આત્મા વસવા આવ્યો હતો. ઘણા જન્મો પૂર્વે લીધેલી, સર્વસ્વનો ત્યાગ કરવાની અને જગતનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા પાળવાને તત્પર થયેલા આ સિદ્ધાર્થ કુમારને ક્ષણિક વસ્તુઓ સાથે કામ પણ શું હોય ?

અનુક્રમે કુમારનું શરીર ખીલતાં ખીલતાં આઠ વર્ષની ઉમરે પહોંચતાં જ ત્હેને એક રાજાને યોગ્ય કલાઓ તથા જ્ઞાન શિખવવા માટે શુદ્ધોદનરાયે શિક્ષક શોધવા માંડયો. વિદ્વાનોની સભા વચ્ચે સવાલ કરતાં સર્વ કોઇએ સૂચવ્યું કે, કુમારને શિક્ષણ આપવાને લાયક તો એક વિશ્વામિત્ર જ છે, કે જે સર્વ શાસ્ત્રોમાં પારંગત છે, વિદ્યામાં નિપુણ છે અને કલાઓમાં પ્રવીણ છે. પછી વિશ્વામિત્રને રાજસભામાં બોલાવીને શુભ દિવસે ત્હેને કુમાર સૂપુર્દ કરવામાં આવ્યો.

જેની કોરો હીરા-માણેકથી જડેલી છે એવી ચંદનની પાટી અને રત્નની ધૂળ લઈને કુમાર ગુરૂ પાસે ગયો. પ્રારંભમાં જ ગુરૂએ નીચેનો ગાયત્રીનો મંત્ર ધીમેથી ઉચ્ચાર્યો અને તે લખવા કુમારને ફરમાવ્યું:

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो न प्रचोदयात् ॥

કુમારે વિનયપૂર્વક કહ્યું: " હા, હું લખું છું " અને તરત જ તેણે તે જમાનામાં બોલાતી એવી સુમારે વીશેક ભાષાઓમાં તે મંત્ર લખી દેખાડ્યો.

ગુરૂ આ જોઈ ઘણા ગદ્દીત થયા. તેમણે કહ્યું: " જો તમને તે આવડતું જ હોય તો તો હવે હું સંખ્યા અથવા આંકડા શિખવીશ. લ્યો સાંભળો. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ, સો, હજાર, દશહજાર; હવે તે બોલી જાઓ."

કુમાર સપાટાબંધ તે સંખ્યા બોલી ગયો એટલું જ નહિ પણ વિશેષમાં કહ્યું: " લાખ, કરોડ, અબજ, ખર્વ, મહાખર્વ અને છેક પરાર્ધ સુધી પણ બોલી જાઉં કે? તમે બધા અહીં સુધી તો ગણો છો જ, પરન્તુ તેની પેલી પાર પણ સંખ્યા છે ખરી." એમ કહી વળી આગળની ગણત્રી કરી બતાવી.

ગુરૂએ વધારે આશ્ચર્ય પામી જણાવ્યું: " ઓહો! તમને તો આ પણ આવડે છે ને! ત્યારે તો આવો આપણે વજનનું કોષ્ટક શિખીએ."

કુમારે નમ્રતાથી જવાબ આપ્યો: " દશ પરમાણુનું એક પરમસૂક્ષ્મ બને છે. દશ પરમસૂક્ષ્મનું એક ત્રસરેણુ બને છે, સાત ત્રસરેણુનું ચાંદાના પ્રકાશમાં ઉડતું એક રજકણ બને છે. એવાં સાત રજકણો મળી ઉંદરની મૂછના વાળનો આઠ ભાગ બને છે. ૧૦ વાળ મળી

એક લિખ થાય છે. ૧૦ લિખ ભેગી થાય તો એક જુ બને. દશ જુ મળી બાજરીના દાણા જેટલો ભાર થાય. એ રીતે આંગળ, હાથ, ધનુષ્ય, ભાલા વગેરેની લંબાઇ તથા ગાઉ–યોજન વગેરેનું માપ છે. અને હે ગુરો ! જો આપ ફરમાવો તો એક યોજનમાં કેટલાં પરમાણુઓ રહેલાં છે તે ગણી બતાવું. " એમ કહેતાંની સાથે જ તે ગણત્રી ત્હેણે કરી બતાવી

ગુરૂ એકાએક કુમારને પગે પડયા અને બોલી ઉઠ્યા " હે શિષ્ય ! તું ગુરૂઓનો પણ ગુરૂ છે. ખરેખર હું નહિ પણ તું જ ગુરૂ છે. માટે હે કુમાર ! હુ આપને નમન કરૂ છું. ગુરૂ કે પુસ્તકોની મદદ સિવાય જ આટલું બધું જાણવા પામેલા હે કુમાર ! આપની આ નમ્રતા અનુકરણીય અને પૂજ્ય છે. આપ શિખવાને નહિ પણ મ્હારી કિંમત વધારવા માટે જ અહીં આવો છો. "

પોતે બીજાઓ કરતા વિશેપ જાણવા છતાં કુમાર ગુરૂના સઘળા મદદનિશો પ્રત્યે વિનય બતાવતો હતો. ત્હેની વાણી નમ્રતાથી અને ડહાપણથી ગર્ભીત હતી. ત્હેનો ચહેરો ભવ્ય અને ત્હેનો સ્વભાવ સુશીલ હતો. શૌર્ય અને ધૈર્યનો ખજાનચી હોવા છતાં કુમારમાં દયા અને કોમળતાના ગુણો સ્પષ્ટ દેખાઈ આવતા હતા.

સિદ્ધાર્થ કુમારની દયા અનુકરણીય હતી. પોતાના મિત્રો સાથે ઘોડા દોડાવવામાં તે જરા પણ ડગે તેમ ન હતો, છતાં ઘોડાને શ્વાસ ચ્હડેલો જાણવામાં આવતાં જ, પોતાને છત મળવાની તૈયારી હોવા છતા, તે એકાએક ઘોડાને થોભાવતો. એકદા, રાજાના બગીચામાં બેઠા બેઠા કુમાર કાંઇ વિચારમાં લીન થયા હતા એવામાં પ્રેમમય નાદ કરતાં કરતાં હિમાલય તરફ ઉડતા હંસ પક્ષીઓના ટોળા તરફ સિદ્ધાર્થના

કાકાના પુત્ર દેવદત્તે એક તીર ફેંક્યું અને તે પહેલા હંસની પાંખને વાગવાથી પીછાંમાંથી લોહીની ધાર વહેવા લાગી અને પક્ષી નીચે પડ્યું. સિદ્ધાર્થની દૃષ્ટિ તે તરફ જતાં જ હેણે હેને ઉંચકી લીધું અને પદ્માસને બેસીને પોતાના ખોળામાં મૂક્યું. પ્રથમ તો હેને પંપાળીને હેની ધાસ્તી ઓછી કરી, પછી હેને પોતાના પ્રેમથી ધડકતા હૃદય સાથે ચાંપ્યું અને પછી એક હાથથી પકડી રાખી બીજે હાથથી પેલું તીર આસ્તેથી ખેંચી કઢાડીને તે ઘા ઉપર કડાં પાંદડાં બાંધ્યાં.

કુમારને આજ સુધી ખબર પણ નહોતી કે દુઃખ એ શું ચીજ હશે ! હેણે પેલા તીરની અણી પોતાના હાથમાં ભોંકી અને તેથી પોતાને ' દુઃખ 'ની લાગણી થઈ, તે ઉપરથી આંખમાં આંસુ લાવીને તે પક્ષીને વિશેષ આશ્વાસન આપવા મંડ્યો.

એટલામાં દેવદત્તના નોકરે આવીને કહ્યું. " મ્હારા સ્વામીએ એક હંસને તીર મારીને પાડ્યું છે, કે જે હંસ હમણાં આપના કબજામાં છે. કૃપા કરી તે મ્હને સોંપશો ? "

સિદ્ધાર્થે કહ્યું: " હું તેમ કરી શકીશ નહિ. જો તે પક્ષી મરી ગયું હતે તો કદાચ તે પર મારનારનો હક્ક પહોંચતે. પણ તે હજી જીવતું છે, માત્ર હેની પાંખોની ગતિને ઇજા થઈ છે."

આ સંદેશો પોતાના નોકરદ્વારા જાણ્યાબાદ દેવદત્ત પોતે કુમાર પાસે આવ્યો અને કહેવા લાગ્યો " આ પક્ષીને જે પણે મ્હેં નીચે પાડ્યું તે પડ્યાં તે મ્હારૂં થયું છે. હમણાં તે મ્હને આપવું જ જોઈશે."

" ના ના, એમ બોલો મા." ભાવના સાગરરૂપ કુમારે કહ્યું. " હાલ હેનાથી મારે જ તે હમણાં સ્વાધીન બનેલા નિરાધાર પક્ષીની સેવાને હેતુ આગળની માફક પોતાના મત સરખી હાલી." એમ બોલી

માં. એ પક્ષી ત્હમારૂં નહિ પણ મ્હારૂં જ છે. દયાને લીધે અને પ્રેમના સામ્રાજ્યને લીધે જે કરોડો ચીજો મ્હારી થવાની છે ત્હેમાંની આ પ્રથમ છે. મ્હને મ્હારૂં અંતઃકરણ જ હમણાં કહે છે કે, હું મનુષ્યોને '**દયા**'-નો પાઠ શિખવીશ, ગરીબ મુગાં પ્રાણીઓનો વકીલ થઇશ અને માત્ર મનુષ્યોનું જ નહિ પણ તે સાથે પશુ-પક્ષીઓનું પણ દુ:ખ દુર કરીશ. છતાં, ભાઈ! ત્હારે હજી તકરાર જ કરવી હોય તો ચાલો રાજ્યસભા-માં, ડાહ્યા સભાસદો જે કહે તે આપણે બન્ને સ્વીકારીશું."

તુરતજ તેઓ રાજ્યસભામાં ગયા, જ્યહાં બન્નેના હક્ક સબંધી ભારે વાદવિવાદ થયો. કેટલાક કહે: "સિદ્ધાર્થનો હક્ક છે", જ્યહારે બીજાઓ કહેતા હતા "દેવદત્તે તે પાડયુ માટે ત્હેનો હક્ક છે." ગરમા-ગરમ વિવાદની મધ્યમાં એક વૃદ્ધ ઋષિ સભામાં આવી પહોંચ્યા અને બોલવા લાગ્યા "જો જીંદગીની કાંઇ પણ કિમ્મત હોય તો જેણે **મારવાનો** પ્રયત્ન કીધો ત્હેના કરતાં **બચાવવાનો** પ્રયત્ન કરનારનો તે જીવતા પ્રાણી પર વધારે હક્ક ગણાવો જોઇએ." આ વૃદ્ધ પુરૂષનું કથન સર્વને ન્યાયયુકત લાગ્યુ; પરન્તુ રાજા તે ઋષિનો સત્કાર કરવા ઉઠે છે એટલામાં તો ઋષિ અન્તર્ધાન થઇ ગયા!

સિદ્ધાર્થ કુમારને દુ:ખનો અનુભવ આજ પહેલપ્રથમ જ થયો. પરન્તુ, તે અનુભવ ઝાઝી અસર કરી શકયો નહિ; કારણ કે પક્ષી થોડા વખતમાં સાજું થઇને પોતાના સોબતીઓ સાથે આનંદ કરવા આકાશી પ્રદેશોમા ઉડી ગયું હતું. પરન્તુ ભવિષ્યના બુદ્ધદેવ અને હમણાંના સિદ્ધારથ કુમારની દયાને પ્રગટાવવા માટે બીજો એક બનાવ તુરતમાં જ બનવા પામ્યો, કે જેણે ત્હેના કોમળ હૃદય પર જાદુની છાપ પાડી.

એક દિવસ રાજાએ કુમારને કહ્યું. "વત્સ! આજે હું ત્હને

વસંત ઋતુની શોભા દેખાડવા ઇચ્છું છું. મ્હારી સાથે ત્હને શહેર બહાર લઈ જઈને ખેતરોમાં ઉભરાઇ રહેલો પાક તથા ધરતીએ પહેરેલો લીલો આનંદી સ્વાંગ બતાવવા ઇચ્છું છું ત્હને તે જોઇને ખરેજ બહુ આનંદ થશે. ”

કુમારે મસ્તક નમાવ્યું અને બન્ને, ખેતરોમાં આવી પહોંચ્યા. આહી ને તહી પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યા હતા. સફેદ બગલાઓની જમાત નદીકિનારે ધ્યાન ધરતી ઉભી હતી. સમળીઓ આકાશમાં ગોળ કુંડાળામાં ગોઠવાઇ જઇને ગરબા ગાતી હતી. અટાપટાવાળી ખીસકોલીઓ ઝાડની ડાળીઓ ઉપર કુદાકુદ કરી રહી હતી. ચિત્રેલા મંદિરનાં શિખરોની આસપાસ મયૂરો ટહુકા કરી રહ્યા હતા. કુવામાં કબુતરો ગેલ કરી રહ્યા હતા શહેરમાથી આવતો કોઇ લગ્ન પ્રસંગના ઢોલનો અવાજ કાનના પડદા સાથે અથડાતો હતો. ચોતરફ શાન્તિ અને આનંદનો જ પડઘો પડતો હતો. પરન્તુ આ સર્વ ક્ષણીક આનંદના સાધનોની અંદર છુપાયેલો દુ:ખનો ડુંગર કોણ જોઇ શકતુ હતું ? ઉલ્લાસના સઘળા દેખાવો વચ્ચે પણ એ ભ્રમણામય દેખાવોને નગ્ન કરી એનું **આંતર સ્વરૂપ** જોઇ શકનાર એક માત્ર બુદ્ધ જ હતો, કે જેને હમણાં જણાયુ કે “જીવનના ગુલાબ તળે દુ:ખના કાંટા છુપાયલા હોય છે.” ત્હેણે વિચાર્યું: આ ગામડીઆઓને પોતાનું પેટ ભરવા માટે આખો દિવસ કેવુ સખત વૈતરું કરવું પડે છે ! સખત ગરમીના વખતે પણ પેલા ખેડુતોની ચાબુકની આર બાપડા અબોલ બળદની ગુવાળી ચામડીને કેવો ભેદે છે ! પેલી ગીરોળી કીડીને કેવી ઓહીયાં કરી જાય છે ! પેલો સર્પ તે ગીરોળીને અને સમળી તે સર્પને કેવી રીતે ભક્ષ બનાવે છે ! પેલું સફેદ દેખાતું સાધુવૃત્તિવાળુ બગલુ આનંદથી કલ્લોલ કરતા પેલા માછલાને કેવું દેખતાંદેખતાંમાં ગળી જાય છે

અને તે કુમાર પોતાના પિતા તરફ અર્થસૂચક આંખ કરી બોલી ઉઠ્યો. " ઓ પિતાજી! પિતાજી! આ જ શું ત્હમારાં આનંદનાં ઠેકાણાં છે કે, કે જે બતાવવાને ત્હમે મને અહીં લાવવા આમીન થયા હતા? ખુનામરકી સિવાય અહીં બીજું હું શું જોઈ શકું છું? પૃથ્વીપર જુઓ કે પાણીમા નીહાળો, હવામાં નજર કરો કે અંતરીક્ષમાં આંખો ખેંચો, જ્યહાં ત્યહાં જીવનની મારામારી અને કલહ ભળાય છે. આમાં જે મનુષ્યને આનંદ જણાતો હોય તે ખરે જ કઠણ કાળજાનો માણસ હોવો જોઇએ પિતાજી! મ્હને હમણાં અહી એકલો જ રહેવા દો, કે જેથી હું આ બધા જોયેલા દેખાવો ઉપર વિચાર કરી શકુ. "

પિતાએ તેમ કર્યું. પુત્ર એકલો પડયો. ત્હેણે જંબુ વૃક્ષ નીચે પદ્માસન વાળ્યું.

" આ શો જીવનનો કલહ! આનુ મૂળ શુ હશે? આનો **ઉપાય** શો હશે? " આટલો મત્ર મન સાથે જપતાં જપતાં કુમારમાં દયા પૂર્ણ પ્રકાશ સાથે પ્રકટી નીકળી અને તે ધ્યાનના પ્રથમ પગથીએ ચ્હડયો.

પ્રાતઃકાળ પૂરો થઇ હમણાં મધ્યાહ્‌ન થઈ ચૂકયો હતો, છતા ધ્યાન હજી અવિચ્છિન્ન હતું. સૂર્ય પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરતો હતો છતાં, બુદ્ધધર્મગ્રથો કહે છે કે, આ જગતનું કલ્યાણ શોધવા બેઠેલા દેવને છાંયડો કરી રહેલા જંબુ વૃક્ષની છાયા હજીએ જેમની તેમજ કાયમ હતી!

છેવટે સાંઝ પડે છે અને પિતા પુત્રને સાથે લઇ રાજમહેલ તરફ જાય છે.

---

# પ્રકરણ ૩ જું—યુવાવસ્થા.




દ્ધોદન રાજા પોતાના પુત્રરત્નમાં અનુપમ દયા અને ચીરકાલ સુધી ટકતી ધ્યાનગ્રસ્ત દશા જોઇ ભારે વિચારમાં પડયો. પોતાના પુત્રને યોગી બનતો જોવા કયો પિતા ખુશી હોય ? કેટલાક ગુણો અને કાર્યો એવાં છે કે જેમની **પ્રશંસા** જ થઇ શકે, **અનુકરણ** ન થઇ શકે. ભરયુવાવસ્થામાં વૈરાગી બનનારની **પ્રશંસા** કરનારા ઘણા માણસો મળી આવશે, પરન્તુ પોતાનો પુત્ર કે પોતે તે સ્થિતિમાં વૈરાગી બને એ વિચાર હજારોમાંથી એકને પણ ભાગ્યે જ ગમેછે. 'માયા'નું આ શું ઓછું પ્રાબલ્ય છે !

**માયાદેવીને** જ જેણે પોતાની અર્ધાંગના બનાવી હતી એવા **શુદ્ધોદન** રાજાએ કુંવર સિદ્ધાર્થને વૈરાગ્યના સોબતીઓની દોસ્તી કરતો જોઇ, એ **થતી** દોસ્તી તોડવાના ઇલાજ શોધવા માંડ્યા. "ત્યારે શું બ્રહ્મ પાઠકોનાં વચનો આખરે ખરાં જ પડવાનાં કે ? આત્મસયમ અને દેહકષ્ટના માર્ગથી સુભાગ સુકુમાળ કુમારને હું હજીએ ન રોકી શકું શું ?" આવા આવા વિચારો ત્હેના મનમાં હમેશ આવ્યા કરતા. છેવટે રાજાને એક યુક્તિ જડી. કુંવરનું મન સાહ્યબીમાં જ રોકી રાખવાથી દેહકષ્ટ સબંધી ખ્યાલ—વૈરાગ્ય સબંધી વિચારો ત્હેનો સ્પર્શ જ નહિ કરી શકે એમ ધારી, તેણે કુંવર માટે ત્રણ જૂદી જૂદી ઋતુઓને અનુકૂળ ત્રણ મનોરંજક મહેલ બંધાવ્યા. શિયાળામાં ગરમી આપે તેવો, ઉષ્ણ ઋતુમાં શીતળતા ઉપજાવે તેવો અને વર્ષા કાળમાં

સમશીતોષ્ણ રાખે તેવાઃ એમ ત્રણ ભવ્ય મહેલ મ્હોટે ખર્ચે તૈયાર કરાવ્યા અને ત્હેમાં તે તે ઋતુઓને છાજતા શ્રેષ્ટ-બાગ બનાવરાવ્યા. આ મહેલમાં કુંવરને રાખવામાં આવતો અને ત્હેનું મન રોકવા માટે દર કલાકે કાંઇ નહિને કાંઇ નવીન ચીજ ત્હેને પુરી પાડવામાં આવતી. આવા આકર્ષક પદાર્થો તરફ બેદરકાર બનવું એ સરેરાસ મનુષ્ય માટે તદ્દન અશક્ય હોવા છતાં, સિદ્ધાર્થ કુંવર કે જે મનુષ્ય નહિ પણ દેવોના દેવ થવાને નિર્માયલા હતા ત્હેમને આમાંની કોઇ ચીજ ક્ષણ ભર પણ આકર્ષી શકતી નહિ. સુંદરતાઓ વચ્ચે રહેતા તે અઢાર વર્ષની વયના રાજકુમારનું મન બીજાને મન લુખ્ખા જણાતા વૈરાગ્યમાં જ સુંદરતા ભાળતું. બાગમાં હવા ખાવાને બદલે માનસિક બાગમાં—ધ્યાનવાટિકામાં તે કલાકોના કલાકો લીન થઇ જતો. દર કલાકે મળતી આકર્ષક બક્ષીસો જોઇ એની સુંદરતાં પાછળ ગાંડા થવાને બદલે તે તે પદાર્થની ક્ષણભંગુરતા પર ધ્યાન ધરવા માટે કલાકો સુધી ત્હેના તરફ જોયા કરતો.

પિતાની ચિંતામાં પ્રતિદિન વધારો થતો ગયો. છેવટે તેણે પોતાના સામંતો અને નગરના સુજ્ઞ મનુષ્યોને બોલાવીને ત્હેમની સલાહ પૂછી. સર્વાનુમતે શાક્યોએ વિચાર જણાવ્યો

" મહારાજ ! અંધકારને દૂર કરવા માટે દીવો જેટલો ચોક્સ ઇલાજ છે તેટલો જ ચોક્સ ઇલાજ, વિરાગીને અનુરાગી બનાવવા માટે સ્ત્રી છે. કોમળ પ્રેમશૃંખલા સખ્ત લોઢાની સાંકળ કરતાં વધારે તાકાદવાળી છે. મજબુત બેડીથી ન બાંધી શકાય એવાઓને સ્ત્રીની વેણી એક ક્ષણમા બંધીવાન બનાવી શકે છે. "

કુંવરને પ્રેમપાસમાં નાખવાનું ઠર્યું. પરન્તુ અહીં સવાલ એ આવીને ઉભો કે **આપેલી** કન્યાથી કાંઇ આકર્ષણ થાય નહિ; **વરેલી** કન્યાથી જ બંધન થાય. કુંવર જો પોતે જ કોઇ કન્યા પસંદ કરે તો જ તેણીમાં તે તલ્લીન બની શકે. આ સવાલ ગંભીર હતો; પરન્તુ બુદ્ધિ આગળ કોઇ સવાલ મુસ્કેલ નથી. રાજાએ એક ઉત્સવનો આરંભ કર્યો અને નગરની સુંદર ગણાતી સઘળી કુમારીકાઓને રાજકુમારના હાથથી અપાતાં મણિકાંચનથી ભરેલાં સુંદર પાત્રો લેવા આમંત્રણ આપ્યું.

રતિની મતિને મુઝવી દે એવાં રૂપ–લાવણ્યવાળી કુમારિકાઓ રાજમહેલના ભવ્ય વિશાળ દીવાનખાનામાં એક પછી એક આવવા લાગી. નાગને લજાવે એવી એમની વેણીઓ તરેહ તરેહની જાતથી ગુથેલી અને રંગબેરંગી પુષ્પોથી શોભીતી કરાયલી હતી. હરણને નીચું જોવરાવે એવી એમની આંખો અંજનથી વધારે આકર્ષણીય કરાયલી હતી. આકાશમાં ચન્દ્રની માફક ત્હેમના વિશાળ ભાલમાં તિલક શોભી રહ્યું હતું. ગુલાબના પુષ્પની જેમ ત્હેમનાં મુખકમળ સ્વાભાવિક હાસ્યથી ખીલી રહ્યાં હતાં. અનાઘ્રાત પુષ્પની જેમ ત્હેમના વદનકમળમાંથી એક વિલક્ષણ પ્રકારની સુગંધ મ્હેકી રહી હતી. ત્હેમના કોમળ અને સફાઇદાર અંગો ઉપરનાં બારીક વસ્ત્રો પ્રેક્ષકના મનને નાચવાનું શિખવવા માટે ફાંફાં કરી રહ્યાં હતાં.

અને હવે કુમાર દીવાનખાનામાં દાખલ થાય છે. કુમારિકાઓની પારદર્શક નાડીઓમાંનું સ્વચ્છ લોહી વધારે જોરથી ધડકવા લાગે છે. એક પછી એક કન્યકા પોતાના પગના અંગુઠા તરફ નજર સ્થીર કરીને ગજગતિથી ચાલતી લજવાતી લજવાતી કુમારના આસન પાસે

આવે છે અને પોતાનો કનકલતા સરખો હાથ લંબાવે છે. કુમાર ત્હેમાં સુવર્ણપાત્ર મૂકે છે અને કુમારિકા તુરતજ વિદાય થાય છે. આહા! કેવો મોહક દેખાવ! અપ્સરાઓની સભા વચ્ચે બેસી ત્હેમને બક્ષીસોથી પ્રફુલ્લીત કરી ત્હેમની ખીલેલી કાન્તિ જોવાની કેવી સરસ તક! પરન્તુ તે કોણ જુએ છે? સિદ્ધાર્થકુમારનાં સઘળાં પાત્રો પુરાં થતાં સુધી ત્હેણે એક પણ કન્યા તરફ નજર કરી નહિ એક પણ કન્યા ત્હેનું આકર્ષણ કરી શકી નહિ.

પરન્તુ હવે, એકાદ પૂર્વ જન્મમાં બુદ્ધની પ્રેમાળ પત્ની બનીને પાણીમાંની માછલી માફક બુદ્ધનેજ ઝંખતી ઝખતી મૃત્યુ પામેલી ( આ જન્મમાં બુદ્ધની માતા માયાદેવીના ભાઈ દંડપાણિની પુત્રી ) યશોધરાનો વારો આવે છે. સઘળી કુમારિકાઓ સઘળાં સુવર્ણપાત્રો લઇ રસ્તે પડી ચૂકી છે અને એક પણ પાત્ર શીલીકમા રહ્યુ નથી. સઘળાં પાત્રો ઉપર હક્ક ધરાવતી પરન્તુ હમણાં જેને માટે એક પણ પાત્ર રહ્યું ન હતું એવી તે બુદ્ધની પૂર્વની અને ભવિષ્યની અર્ધાંગના પોતાના હિસ્સાનું પાત્ર લેવા કુમાર સંમુખ આવીને ઉભી રહે છે. પૂર્વના સસ્કારો તાજા થઇ બન્ને વચ્ચે આકર્ષણ થાય છે. જે સિંહથી સઘળાં પ્રાણીઓ છૂપાતાં ફરે છે તે સિંહ આગળ સિંહણ તો ડરતી કે શરમાતી નથી, તેમ જેના નૂરથી સઘળી કુમારિકાઓ અંજાઇને નીચું જોતી હતી એવા સિદ્ધાર્થ સામે આ પ્રભાવશાલિની, દિવ્ય રૂઆબવાળી કુમારિકાએ નિડરપણે દૃષ્ટિ તાકી અને પૂછ્યું. “મ્હને કાંઇ હિસ્સો મળશે કે?”

“હિસ્સો?” કુમારે જવાબ આપ્યો “હિસ્સો અલબત ત્હમને મળવો જોઇએ છે. પરન્તુ સુંદરીઓની રાણી! હું ત્હમને છેકજ ભૂલી

ગયો હતો. એ ભુલના દંડ તરીકે સુવર્ણપાત્રને બદલે લ્યો આ કંઠનો હાર !" એમ કહી પોતાના ગળામાનો માણેકનો હાર કહાડીને તેણીના કંઠમાં આરોપ્યો. અને એ હાર સાથે જ હૈયુ પણ અર્પાયું ! ચાર આંખોના મિલાપમાંથી પ્રેમદેવ જન્મ પામ્યો ! પુર્વનો સંબંધ ફરીથી જોડાયો–તાજો થયો ! * પણ તે આટલા પુરતો જ. તત્કાળ તે મુગ્ધા હાર લઈ પોતાને રસ્તે ગઈ અને કુમાર પોતાના કામે લાગ્યો.

રાજા શુદ્ધોદન હવે હરખાયો. હેણે કુમાર અને યશોધરા વચ્ચે થયેલા ટુંક પ્રસંગની વાત જાણી કે તુરતજ દંડપાણિ પાસે પુરોહિતને મોકલ્યો અને યશોધરાનું માગુ કર્યું. પણ એ વખતમાં કાંઇ કન્યા જેવું રત્ન માગ્યું તાગ્યું મળી જતું નહિ ! શાક્ય લોકોનો રિવાજ હતો કે, જ્યારે કોઇ કુલીન ઘરની કન્યાની માગણી કરવામાં આવે ત્યારે તે કન્યાનું માગું કરનાર સમક્ષ બીજા સઘળા ઉમેદવારો સાથે હરીફાઇમાં ઉતરીને પોતાનું પાણી દેખાડી આપવું જોઇએ અને પોતે સર્વ યુદ્ધકલાઓમાં નિપુણ છે એમ બતાવી આપવું જોઇએ. શુદ્ધોદન જેવા રાજાના પુત્રને માટે પણ આ નિયમ કાંઈ બદલાય તેમ નહતો. તેથી દંડપાણિએ પુરોહિત સાથે રોકડો પ્રત્યુત્તર પાઠવી દીધો કે, " ઇક્ષ્વાકુ વંશનો ક્ષત્રિય કાંઇ વીરત્વ જોયા સિવાયજ પોતાની કન્યા કોઈને આપશે નહિ. મરદાનગીના ખેલોમાં આપના

* જ્યારે સિદ્ધાર્થ 'બુદ્ધ' થયા ત્યારે 'એકાએક યશોધરા તરફ આપનો પ્રેમ કેમ ખેંચાયો હતો ?" એ સવાલના જવાબમાં હેમણે સભાજનોને પોતાના પૂર્વભવો કહી બતાવ્યા હતા અને જણાવ્યું હતું કે, તેઓ બન્ને પૂર્વભવમાં સાથે હતાં અને હેમની હમણાંની જોડી કાંઇ નવી નહોતી.

કુમાર જો બધા ઉમેદવારોને હંફાવશે તો તેઓ અવશ્ય મ્હારા જામાતા બનશે, પરન્તુ ઘરમાં બેસી રહેવાની એમની ટેવ જોતાં એમને માટે મ્હોટી આશા બાંધવી એ આકાશમાં મહેલ બાંધવા જેવું કામ છે."

આ ઉત્તર જ્યારે પુરોહિતે પોતાના રાજાને નિવેદન કર્યો ત્યારે કુમાર સિદ્ધાર્થ પણ ત્યાંજ બેઠો હતો પુરોહિતના શબ્દો સાંભળી રાજા તો શોક અને વિચારમાં ડૂબી જ ગયો. ત્હેણે કહ્યું: "ધનુર્વિદ્યામાં દેવદત્ત જેવો કોઇ નિપુણ નથી, અશ્વવિદ્યામા અર્જુન પ્રથમ પદ ભોગવે છે અને તલવાર ખેલવામાં તો નન્દ એક્કો છે. મ્હારા સિદ્ધાર્થને આવી સખ્ત સ્પર્ધા વચ્ચે યશોધરા પ્રાપ્ત થવી ખરે જ દુષ્કર છે."

"પિતાજીએ ચિંતા કરવા જેવું અહીં કાંઇ નથી. ક્ષત્રિયપુત્રને યુદ્ધકળા શિખવા જવી પડતી નથી; એ તો એનો જન્મ સાથેનો વારસો હોય છે. માત્ર આવી નિર્માલ્ય બાબતો માટે હું એક પ્રેમપાત્રને ગુમાવવા તૈયાર નથી, આપ ખુશીથી સ્પર્ધાનો સમય મુકરર કરાવો." યોગી જેવા કુમારે ક્ષત્રિયવટ દાખવી.

સ્પર્ધાના ઉમેદવારોને એક ઢંઢેરા દ્વારા ખબર આપીને એક મેદાનમાં એકઠા કરવામાં આવ્યા. કુમાર સિદ્ધાર્થ પણ ઘોડેસવાર થઈ ત્હાં હાજર થયો અને સુંદર પાલખીમાં યશોધરા પોતાની સખીઓ તથા પરિજનો સાથે આવી પહોંચી.

"આ રત્નને મેળવવા સર્વોત્તમ સિવાય બીજો કોઇ લાયક નથી" સિદ્ધાર્થે યશોધરા તરફ નજર કરીને કહ્યું અને ઉમેર્યું "તેણીને મેળવવાને પોતે લાયક છે એવું બતાવવા ઇચ્છતા દરેક નવ-

જવાનને મ્હારૂં આમંત્રણ છે કે તેણે મ્હારી સામે હરીફાઇમાં ઉતરી પડવું."

આ આમંત્રણનો સ્વીકાર નન્દે પ્રથમ જ કર્યો અને જવાબ વાળ્યો: "એમ જ છે તો પકડો ધનુષ્ય અને તીરંઆજીમાં મ્હારી સામે આવી જાઓ." એમ કહેતાંની સાથે તેણે ૭ ગાઉ દૂર મૂકેલા એક ઢોલને તીરથી વીંધી નાખ્યું. અર્જુને તે પછી તેટલેજ દૂરથી તે ઢોલને વીંધ્યુ; અને દેવદત્તે આઠ ગાઉથી વીંધ્યું. લોકો સઘળા આશ્ચર્યચકીત થયા અને યશોધરાએ પોતાના મુખ પર સાડી ઓઢી લીધી. હવે કુમાર સિદ્ધાર્થ રૂપેરી દોરીવાળું એક જબરજસ્ત ધનુષ્ય પકડે છે અને અસાધારણ બળવાળા માણસથી પણ મુસ્કેલીથી ખેંચાય એવું તે બાણ સહેજ ખેંચનાં જ કામઠાના બે ટુકડા થઇ જાય છે! "અરે બાળકની રમતડી કરવાનું આ ધનુષ્ય અહીં લાવનાર કોણ છે? શું શાક્યકુમારને યોગ્ય ધનુષ્યનો છેક જ દુકાળ પડ્યો છે કે?" એમ કુમાર હસતે મુખડે વદે છે અને પ્રાચીન સમયનું સિંહહનુનું ધનુષ્ય મંદિરમાંથી મગાવવામાં આવે છે. જેને વાપરનાર આજ સુધી કોઇ જ જન્મ્યો નહોતો, એવા તે પોલાદના ધનુષ્યની સોનેરી દોરી ખેંચવાને ત્રણે હરીફો તનતોડ મહેનત કરે છે અને આયદા મારે છે પરન્તુ દોરી ખેંચાતી જ નથી! એઓ તરફ સ્મિતયુક્ત દૃષ્ટિ કરતો રાજકુમાર તુરત જ તે ધનુષ્યને પકડી કાન સુધી દોરી ખેંચીને બાણને સુસવાટા કરતું મોકલે છે અને દશ ગાઉ પર મૂકાયલા ઢોલને વીંધીને નાંકેલું તીર આંખેથી દેખાય નહિ એટલે દૂર ચાલ્યું જાય છે!

ધનુ: એક સ્પર્ધા પુરી થઇ. સિદ્ધાર્થના જયથી ઝંખવાણા

પડેલા પણ પ્રયત્ને હિમ્મતને એકઠી કરતા દેવદત્તે હવે તલવારની હરીફાઇ માટે ' ચૅલેન્જ ' આપી અને પ્રથમ પોતે છ ઇંચ જાડા વૃક્ષને તલવારના એક ઝટકે ઉડાડી દીધું. અર્જુને સાત ઇંચ અને નન્દે નવ ઇંચ જાડા વૃક્ષને ' દ્વિધાવિભક્ત ' કરી મૂક્યું ! આવાં બે સુક્કાં વૃક્ષો એક જગાએ સાથેજ ઉભેલાં જોઇ સિદ્ધાર્થે બન્નેને આંખના પલકારામાં કાપીને ફેંકી દીધાં !

હવે પાણીદાર ઘોડા દોડાવવાની સ્પર્ધા ચાલી. ત્રણવાર મેદાનની પ્રદક્ષિણા કરાવીને સવારોએ પોતાના અશ્વોને પુર જોશમાં દોડાવી મૂક્યા. સિદ્ધાર્થનો અશ્વ આગળને આગળ જ જતો અને તે એટલી ઝડપથી દોડતો હતો કે ત્હેના મુખમાંથી નીકળતું ફીણ જમીન પર પડે તે પહેલાં તો ૨૦ ભાલા જેટલે દૂર તે પહોંચી જતો.

નન્દે આ વિજયથી ઇર્ષાળુ બની કહ્યું: " કન્તક જેવા ઘોડા પર સવાર થઇને મોખરે આવવું એ કાંઇ બહાદુરી ન કહેવાય. એ ઘોડો જો અમને આપવામાં આવે તો અમે સૌથી આગળ જઈ શકીએ. ખરી પરીક્ષા કરવી હોય તો નવો, વગર પળોટેલો ઘોડો લાવો અને પછી જુઓ કે કોનું કેટલું સામર્થ્ય છે ! " આ ઉપરથી ત્રણ સાંકળોથી બાંધેલો, વિકાળ આંખોવાળો, વિશાળ નસકોરાંવાળો અને લગામ કે જીન વગરનો એક ઉદ્ધત ઘોડો તે જગાએ લાવવામાં આવ્યો. ત્રણે હરીફોએ તે ઘોડાની પીઠ પર ચ્હડવાને ત્રણ ત્રણ વાર પ્રયત્નો કર્યા પરન્તુ દરેક વખતે તે મદોન્મત્ત અશ્વે ત્હેમને ધૂળમાં પટક્યા. તથાપિ અર્જુને તે ઘોડા પર સવાર થવામાં આખરે ફતેહ મેળવી. પરન્તુ થોડેક દૂર જઇને તે હઠીલા અને ઝનુની ઘોડાએ પોતાના સવારને પથ્થર જેવી જમીન પર પટક્યો અને જો બીજાઓ મદદે

ન દોડયા હોત તો પગ તળે છુંદી પણ નાંખત. લોકો આ જોઇ ધાસ્તીમાં પડ્યા અને બોલ્યાઃ "આ ભૂત (અશ્વ) થી સિદ્ધાર્થકુમાર કામ ન પાડે તો ઠીક."

પણ સિદ્ધાર્થે તુરત જ તે ઘોડાને કાબુમાં રાખવા બાંધેલી સાંકળો દૂર કરી અને ત્હેની યાળ પકડીને ત્હેના કાનમાં કાંઇક શબ્દો ઉચ્ચારીને ઘોડાની આંખો ઉપર પોતાનો જમણો હાથ ફેરવ્યો. પછી તે હાથ તે ઘોડાના વિકાળ મ્હોં તરફ લઇ ગયો અને છેવટે ત્હેની ગરદન ઉપર હાથ ફેરવીને પીઠ ઉપર ચ્હડી બેઠો. તે જંગલી પ્રાણી ગાય જેવું થઇ પોતાના માલીકની આજ્ઞા મુજબ ચાલવા લાગ્યું.

અને હવે સઘળા માણસો એકકે અવાજે બોલી ઉઠયાઃ "ધન્ય છે ! ધન્ય છે ! સિદ્ધાર્થ કુમાર સૌથી શ્રેષ્ઠ ઠરી ચૂક્યા છે. હવે વધુ પરિશ્રમની કાંઇ જરૂર નથી." હરીફોએ પણ ખુલ્લા દીલથી કુમારની શ્રેષ્ઠતા કબુલ રાખી.

આ ઇચ્છિત પરિણામ જોઇ આનંદ તેમજ આશ્ચર્યની લાગણીઓમાં દંડપાણિ ડુબકી ખાવા લાગ્યો. આનંદ એટલા માટે કે પોતાની પુત્રીએ મનથી પસંદ કરેલા પુરૂષને પોતાના જમાતા તરીકે તે મેળવી શક્યો હતો; અને આશ્ચર્ય એટલા માટે કે ગુલાબનાં પુષ્પોમાં અને વિચારનાં સ્વપ્નોમાં ઉછરેલા તે યુવાનમાં આટલી મરદાનગી હોવાની તેણે આશા રાખી નહતી. જયનાદના અવાજો હજી ચાલુ જ છે એવામાં પિતાના હાથના ઇસારા માત્રથી યશોધરાએ પોતાના મુખ ઉપર કાળો સોનેરી બુરખો નાખી દીધો અને તે આસન છોડીને હાથમાં મોગરાનાં પુષ્પોથી બનાવેલા મુગટ સાથે બધા રાજપુત્રો સંમુખ થઇને બનકગેર ચાલતી સિદ્ધાર્થ કુમાર નજદીક આવી પહોંચી.

" હે સુંદર, શૂરવીર અને સત્યપ્રેમી રાજકુમાર ! સ્વભુજબળથી પ્રાપ્ત કરેલું–ત્હારા હક્કનું રત્ન ગ્રહણ કર અને સુખી થા !" દંડપાણિએ કુમારને ઉદ્દેશીને કહ્યું; અને તે જ પળે યશોધરાએ પોતાનું મુખકમળ ખુલ્લું કરી નીચે નમી કુમારને નમન કર્યું અને મોગરાનો પુષ્પમુકુટ સિદ્ધાર્થના શિર પર મૂકયો. આ સઘળી મૌન ક્રિયાઓ થઇ રહ્યા બાદ તેણીએ કુમાર તરફ પ્રેમથી ઉભરાતી એક દૃષ્ટિ ફેંકી અને " મ્હારા હૃદયના પ્રિયતમ ! મ્હારા તરફ જો; હું આજથી ત્હારી છું." એવા એકજ વાકયથી હૈયાનો ઉભરો ખાલી કર્યો.

ત્યાર બાદ થોડે દિવસે મેષ રાશિનો સૂર્ય હતો ત્હારે તે બન્નેનાં લગ્ન ભારે ધામધુમથી ઉજવવામાં આવ્યાં. અનંત આકાશમાં સ્વચ્છંદે વિચરતું પક્ષી હવે પીંજરામાં પુરાયું ! કુમારના સ્વતંત્ર પગોમાં હવે સોનાની બેડી જડાઇ !

'રાગ' રંગથી પોતાના પુત્રને રંગવાને તલપી રહેલા પિતાએ આ એકજ રંગથી સંતોષ પકડયો નહતો. તેણે ત્હેને બહુરંગી ફેંટાની જેમ રંગી કહાડવા ઇચ્છયું અને એટલા માટે કુમાર માટે ગ્રીષ્મ, વર્ષા અને હેમન્ત ઋતુને અનુકૂળ નવ માળના, સાત માળના અને પાંચ માળના 'પ્રમોદ ભવન' તૈયાર કરાવ્યાં જેટલી રૂપવતી તેટલી જ સંગીત શાસ્ત્રમાં પ્રવીણતા ધરાવતી વરાંગનાઓને રાજકુમારનું મન 'રાગ' માં તલ્લીન રાખવા માટે તે ત્રણે 'પ્રમોદ ભવન'માં રોકવામાં આવી હતી, કે જે ભવનો અથવા પ્રાસાદો, 'વિશ્રામવન' નામના–જેની જોડી આખા વિશ્વમાં ન મળે એવા મનોહર બગીચામાં બાંધવામાં આવ્યા હતા.

અહીં અનેક જાતના ફુવારાઓ આંખ અને કાનને પ્રસન્ન કરવા માટે સદૈર

રૂપેરી કિરણો વરસાવી રહ્યા હતા. અનેક પ્રકારના પ્રાચીન ઐતિહાસિક પુરૂષોનાં પરાક્રમો સૂચવતાં સુંદર ચિત્રો પ્રત્યેક દીવાલ પર આલેખવામાં આવ્યાં હતાં. પોતાની મેળે જ વાગતાં વાદ્યયંત્રો (વાજીંત્રો) કુમારના શયનગૃહમાં સ્વર્ગને ઉતારવા માટે માંહોમાંહે સ્પર્ધા કરી રહ્યાં હતાં. ટુંકમાં, એક જબરજસ્ત યતિને સંસારાસક્ત કરવાને માટે જે જે કરવું જરૂરનું હોય તે તે સર્વ કરવામાં કોઈ જાતની કચાશ રાખવામાં આવી ન હતી. રાગમય ગીત, રાગમય વાદ્યયંત્રો, રાગમય વાર્તા, રાગમય ચિત્રો, રાગમય દેખાવો, રાગમય પત્ની: સઘળું આ ભુવનોમાં રાગમય જ હતું !

અને થોડા સમય સુધી તો ભવિષ્યના બુદ્ધનો—આજના સિદ્ધાર્થ કુમારનો વિરક્ત આત્મા પણ યશોધરાના રાગમાં લીન થયો !

રાગના ખોળામાં પોઢેલો કુમાર એ મીઠા સ્વપ્નમાંથી રખેને જાગી ઉઠે એટલા માટે, રાજાએ 'વિશ્રામવન'માં સર્વને એવો હુકમ કર્યો હતો કે, એ હદમાં કોઈએ મરણ—વૃદ્ધાવસ્થા—દરદ—શોક કે ચિંતાની કાંઇ વાત સરખી પણ ઉચ્ચારવી નહિ. તેણે સખ્ત ફરમાશ કરી હતી કે, સિદ્ધાર્થની રાગમય સભામાં જો કોઈ યુવતીની આંખની કાળાશ ઓછી જણાશે અથવા તો નાચવામાં તેણીનો પગ જરા પણ અચકાશે તો તે સ્ત્રીને એકદમ 'વિશ્રામ વન'ની બહાર કહાડી મૂકવામાં આવશે અને કર્કશ શબ્દનો ઉચ્ચાર કરનારને મુસ્કેટાટ બાંધવામાં આવશે. નાનું મ્હોટું દરેક કામ તાલમય—સંગીતમય થવું જોઇએ, એ હુકમને લગાર વિસરનાર નોકરને તાડન કરવામાં આવશે. ઝાડનાં સૂકાં પાંદડાંનો ખડખડાટ પણ કુંવરના કાને પડશે તો વનરક્ષકોને દેશનિકાલ કરવામાં આવશે. આવા આવા વિચિત્ર હુકમો કહાડવા ઉપરાંત,

કુતુહલ ખાતર પણ કુમાર 'વિશ્રામવન' બહાર જવા ન પામે એટલા માટે ત્હેને ફરતા ત્રણ કોટ * કરવામાં આવ્યા હતા અને સૌથી છેલ્લા કોટના દરવાજા એવા તો મજબૂત કરવામાં આવ્યા હતા કે સો માણસ સિવાય તે ઉઘડી શકે જ નહિ અને ઉઘડે ત્હારે ત્હેનો અવાજ અડધા યોજન સુધી સંભળાય. અહીં વળી વિશ્વાસુ દરવાનનો મજબૂત પેહેરો પણ રાખવામાં આવ્યો હતો. રાજાની પોતાની રજા સિવાય અંદર કે બહાર કોઇને પણ જવા દેનારને દેહાંત દંડની શિક્ષા કરવાનું રાજાએ કહી મૂકયું હતું.

અહો ! પુત્ર પરનો રાગ શું નથી કરતો ?



* આત્મારૂપી બુદ્ધને પણ એવાજ ત્રણ કોટ–સ્થૂલ, તેજસ્ અને કાર્મણ નામનાં શરીરો રૂપી કોટ–ની અંદર પુરી રાખવામાં આવ્યો છે, જેમાનો છેલ્લો કોટ ( સ્થૂલ શરીર નામે ) તો એવો મજબૂત છે કે સ્થૂલની પાર દૃષ્ટિ પણ જવી મુસ્કેલ જણાય છે !

# પ્રકરણ ૪ થું—સંન્યાસની પૂર્વાવસ્થા.



"હે જગત્! ઓ વિશ્વ! હું સાંભળું છું, હું જાણું છું, હું આવું છું" મુંગા અંધકારમાંથી એકાએક ઉચ્ચાર નીકળ્યા યશોધરાએ ભરનિદ્રામાંથી જાગૃત થઇ ગભરાયલા વદને ચોતરફ તપાસ કરવા માંડી પણ પોતાના પ્રાણેશ સિવાય બીજું કોઈ માણસ ત્યહાં જોવામાં આવ્યું નહિ. તે સુકુમાર અને સુંદર યુવાન ભારે મુખમલના બીછાનામાં પોઢેલો છે. ત્હેનું ભવ્ય કપાળ ઝગારા મારી રહ્યું છે. ત્હેના ચ્હેરા પર દયાના ચિહ્નો પડી રહ્યા છે. મધ્ય રાત્રી પસાર થઇ છે અને શયનગૃહમાં તેમજ બહાર સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય જામેલુ છે. એક વાર ફરીથી તે શાન્તિમાં ભંગાણ પાડનો સ્વર સભળાયો

"હે જગત્! ઓ વિશ્વ! હું સાંભળું છું, હું જાણું આવું છું."

અને હવે યશોધરાએ પોતાના પ્રાણેશના મુખકમળ તરફ નજર કરી; કારણકે તે જ કમળમાંથી પેલા હૃદયદ્રાવક શબ્દો નીકળતા હતા. ને નવોઢાએ પતિને પવન નાખવા માંડ્યો, આસ્તેથી કપાળ ઉપર પોતાના કોમળ હસ્તતલથી પંપાળવા માંડ્યું અને ડરતાં ડરતાં પુછ્યું: "મ્હારા પ્રભુ! આપ શું સાંભળો છો? શું જાણો છો? ક્યહાં જવાનું વચન આપો છો? આપને શું થાય છે?"

સિદ્ધાર્થ તુરત જાગૃત થઇ જાય છે અને જાણે કે કાંઈ બન્યું જ નથી એવો ભાવ પત્નિને આપવા માટે અને તેણીની શંકાભરી

આંખોમાંથી વહેતાં અશ્રુને રોકવા માટે, પોતાની પાસેની એક વરાંગનાને હાંક મારે છે: "બજાઓ, અચ્છી રીતે બજાઓ. વીણાના સઘળા તારને એકજ સરખો ઉચ્ચાર કરતા શિખવો અને મ્હારી મધુરી મોરલી-યશોધરાને તે વાદ્યના જોરથી ખુબ નચાવો."

વીણા જાગી, કૂદી, નાચી. પોતાના માલીકની આજ્ઞા અદ્ધરથી જ ઉઠાવી લેવાનો જેને રાજા તરફથી સખ્ત હુકમ મળેલો છે એવી તે વરાંગનાએ વીણાને એવી તો ખુબીથી છેડી કે યશોધરાના કોમળ હૃદયને વીધીને ત્હેમાંના ખેદને બહાર કહાડવો એ કામ તો એને કાંઇ હિસાબમાં પણ નહોતુ ! તે, તે વીણાના ચ્હડતા ઉતરતા સૂરમાં ડૂબવા લાગી અને અંતે, તે પ્રવાહના ખોળામા પોઢી.

પરન્તુ તે વીણા એકી વખતે બે કામ કરતી હતી. ત્હેની વાણી યશોધરા માટે જૂદો અર્થ ધરાવતી હતી અને સિદ્ધાર્થ માટે પણ જૂદોજ અર્થ ધરાવતી હતી; કારણકે સિદ્ધાર્થે એમા કાંઇ અલૌકીક -અમાનુસિક-દૈવી ગીત ગવાતું સાંભળ્યું. સિદ્ધાર્થના કાને સાભળેલા ઉચ્ચારોનુ ભાષાન્તર ત્હેનું હૃદય નીચે પ્રમાણે કરતુ હતું: ' હે માયાના પુત્ર ! જ્યહાં આસુ વહેવડાવતી અનેક આંખો અમારા જોવામાં આવે છે અને જ્યહાં દુ:ખને લીધે હાથ ઘસતા ઘણા મનુષ્યો અમારી નજરે પડે છે તેવા આ વિશ્વમાં અમે, મદદ કરવાની ઇચ્છાવાળા પણ શક્તિ વગરના દેવો અહીથી તહીં અને તહીથી અહી ભટકીએ છીએ. જગતના ઉદ્ધાર માટે જન્મેલા ઓ મહાભાગ ! અમને ભટકતા જોવા છતાં આપ કેમ કરી ગુલાબી નિદ્રામા પોઢી શકો છો? દુ:ખી જગત આપની રાહ જુએ છે આંખો વગરનું ઠોકરો ખાતું વિશ્વ આતુરતાથી આપનો હાથ માગે છે ઉઠો, જાગૃત થાઓ

અને આરામ શોધના પ્રાણીઓને આરામ સ્થળ બતાવો. જરા, વ્યાધિ અને દુઃખથી પીડાતાં ત્રણે ભુવનોને જીવનનું રહસ્ય સમજાવો. અનાથ થઇ પડેલા જનોના નાથ થઇ જે જીંદગીને તેઓ હઠીલાઇથી વળગી રહ્યા છે ત્હેની ક્ષણભંગુરતા સમજાવી અમર જીંદગીમાં પ્રવેશ કરાવો. મનુષ્યજાતિપરના પ્રેમ સાટે રાજ્યનો ત્યાગ કરો; પીડાતી જનતાની દયા ખાતર રાગનો ત્યાગ કરો; છૂટકારો ઇચ્છતા વિશ્વના કલ્યાણ ખાતર સર્વસ્વનો ત્યાગ કરો. અમો કે જેઓ આ વીણાના તારદ્વારા સંદેશો કહાવીએ છીએ તે દેવોના સાન્ત્વન ખાતર, ઓ બુદ્ધ પરમાત્મન્! જાગૃત થાઓ!

"સ્હાય કરો, સ્હાય કરો, ઓ દેવ! આપને પોઢેલા જોઇ કાળદેવે કાળો કેર કરવા માંડ્યો છે. લાંબા આયુષ્યવાળા અમો દેવો પોતે પણ પુણ્યક્ષીણ થયે કાળદેવના શરણ થઇએ છીએ. માટે હે મૃત્યુંજય! કાળદેવ પર જય મેળવવાની વિદ્યા દુનીઆને શિખવો. હે વીર! ઉઠો, તૈયાર થાઓ, જગતનો ઉદ્ધાર કરવા માટે ઘણા સમય પૂર્વે લીધેલી પ્રતિજ્ઞા યાદ કરો! તે કામ માટે હમણાં અનુકૂળ વખત છે. સમય આવી પુગ્યો છે.* ઉઠો, ચેતો! પ્રમાદને પરહરો અને પૂર્વના બુધ્ધોની માફક જગતનો ઉદ્ધાર કરવા નીકળી પડો!"

વાદ્યમાંથી સૂચવાતું, ઉપરના ભાવાર્થવાળું, ગીત પૂરું થયું. કુમારની રગે રગે તે ગીતના શબ્દો જડાઇ ગયા. ત્હેના હૃદયમાં તે શબ્દો કોતરાઇ ગયા. ત્હેના સુતેલા પ્રાણ જાગૃત થયા. જીવનની પ્રથમ પ્રતિજ્ઞાનું ત્હેને સ્મરણ થયું. ત્હેના જીવનનો ઉદ્દેશ જ્વલંત મૂર્તિરૂપે

* જૈનોમાં પણ તીર્થંકરોને આ જ પ્રમાણે લોકાંતિક દેવો શાસન પ્રવર્તાવવા અરજ કરે છે.

ત્હેની આંખ આગળ પ્રગટી નીકળ્યો અને ત્હેના દરેક અંગમાં વૈરાગ્ય ભાવના વ્યાપી રહી.

આ અગત્યની પળે સિદ્ધાર્થકુમારે મન સાથે નિશ્ચય બાંધી લીધો કે "પહેલીજ તકે મ્હારે નીકળી પડવું, પ્રકાશ શોધી કહાડવો અને જગતને તે અર્પણ કરવો."

પરન્તુ આ સર્વ બનાવથી દુનીઆનું દરેક પ્રાણી—ખુદ ત્હેની પ્રેમમૂર્ત્તિ યશોધરા પણ અજાણ જ હતી; કારણ કે હમણાં કુકડો સૂર્યદેવની છડી પોકારવા લાગી ગયો હતો અને યશોધરા મધ્યરાત્રીના બનાવને તાજી નિદ્રામાં અને વીણાના મદમાતા પ્રવાહમાં ડૂબાડીને જાગૃત થઇ હતી.

દિવસ ઉપર દિવસ પસાર થવા લાગ્યા. પુનઃ એક પ્રસંગ કુંવરની વૈરાગ્યવૃત્તિને પોષવા માટે આવી મળ્યો.

એક સાંઝે, વિવિધ વાતોથી કુમારનું મન રંજન કરવાને રાખવામાં આવેલી એક દાસી સુદર શહેરોની, દેવતાઇ અશ્વની, રમણીય પર્વતોની, ધીમે ધીમે વહેતી નદીઓની અને જૂદા જૂદા સ્વભાવના મનુષ્યોની ચિત્તાકર્ષક વાતો સભળાવતી હતી, જે સાંભળતાં કુમારને મહેલ બહારની દુનીઆની મુલાકાત લેવાની ઇચ્છા થઇ અને તેણે પોતાના સારથી ચ્યનાને ફરમાવ્યું કે તેણે બીજી સ્હવારે રથ જોડી તૈયાર રાખવો.

ચ્યનાએ આ ખબર રાજાને પહોંચાડતાં જ રાજાએ નગરીમાં ઢંઢેરો પીટાવ્યો કે "આવતી કાલ સ્હવાર પહેલાં દરેક લતાના રસ્તા અને આંગણાં સાફ બનાવવાં, કોઇ પણ અરમ્ય દેખાવ કે પદાર્થ નજરે ન પડે એવી કાળજી રાખવી, મકાનોનો આગલો ભાગ રંગી નાખવો, વૃદ્ધ–અપંગ–રોગીએ કાલે બહાર નીકળવું નહિ."

રાજાના આ ઢંઢેરાને માન આપીને રસ્તા સાફ કરાવવામાં આવ્યા. ભારતી લોકોએ પખાલો વતી રસ્તા ઉપર છંટકાવ કર્યો.

રાજ્યહુકમ વધારે સમ્પૂર્ણપણે અમલમાં મુકવાને પ્રજાજનો હરીફાઇ કરવા લાગ્યા.

કુળવધુઓએ ઘરને આંગણે કુંકુમ વતી સાથીઆ પૂર્યાં.

ઘેર ઘેર નવાં તોરણો બાંધવામાં આવ્યાં. ઘરની દિવાલોપરનાં ચિત્રો ઉપર લાગેલી ધૂળ ખંખેરી નાખવામાં આવી, અને આછા પડેલા રંગને ચળકતા કરવામાં આવ્યા. વૃક્ષો ઉપર વાવટા લટકાવવામાં આવ્યા. દેવમંદિરોને પણ શણગારવામાં આવ્યા. જોતજોતામાં શહેરને અમરાપુરીના એક ખંડ સમાન બનાવી દેવામાં આવ્યુ.

બીજે દિવસે રાજકુમાર બે ઘોડાવાળા રથમાં બેસીને પોતાના પિતાના નગરનું સૌંદર્ય જોવા બહાર નીકળ્યો. સઘળાના મુખપર આનંદ જણાઇ રહ્યો હતો. સર્વ મનુષ્યો રાજકુમારને હર્ષથી વધાવી લેતા હતા. સર્વ પુરુષોએ આજે નવા રંગબેરંગી પોશાક પહેર્યા હતા, તેથી શહેરની શોભામાં ઓર ઉમેરો થયો હતો. આ બધું જોઈ કુમાર બોલી ઉઠયો: " અહા ! આ દુનિયા ઘણી સુંદર છે. મ્હને તે બહુ વહાલી લાગે છે. અહા ! આ લોકો કેટલા બધા ખુશી દેખાય છે ! મ્હેં તેમને સારૂ એવું શું કર્યું છે કે તેઓ મ્હારા પર આટલી બધી પ્રીતિ રાખે છે ? આવાં રાજ્યોમાં રાજ્ય કરવુ તે કેટલું બધું સુખકારક છે ! મ્હારી પાસે ઘણી દોલત ચીજો પડી છે, જો તે મળવાથી લોકો સુખી થતા હોય તો કેવું સારૂં ! ચન્ના ! રથ આગળ ચલાવ કે જેથી આવા સુંદર શહેરની વિશેષ શોભા આપણે નિરખી શકીએ. "

લોકો ટોળાબંધ રથ આગળ એકઠા થયા અને " જય ! રાજકુમારની જય !" એવો ગર્જારવ ગાજી રહ્યો. કેટલાકોએ કુમારને પુષ્પના હારથી વધાવ્યો. આ પ્રકારે ચારે બાજુએ આનંદના નાદ થઇ રહ્યા છે અને કુમાર પણ આનંદમાં મગ્ન થયો છે, તેવામાં એકાએક એક વૃદ્ધ મનુષ્ય ત્હાં આવી પહોંચ્યો. ત્હેણે ગાભા જેવાં વસ્ત્ર પહેર્યાં હતાં અને ત્હેની ચામડીમાં કરચોલીઓ પડી હતી. વૃદ્ધ થયેલો હોવાથી ત્હેની પીઠ વળી ગઈ હતી. ત્હેની આંખોમાં ખાડા પડી ગયા હતા. ત્હેના મુખમાંથી દાંત જતા રહ્યા હતા. ત્હેના અવયવો ધ્રુજતા હતા અને ત્હેમને પડતા અટકાવી રાખવાને ત્હેણે હાથમાં એક લાકડી પકડી હતી, છતાં તે લથડીયાં ખાતો હતો. ત્હેના મુખમાંથી ડસકાં નીકળતાં હતાં. આવી સ્થિતિવાળો તે વૃદ્ધ મનુષ્ય વચ્ચમાં આવી બોલી ઉઠયો "હે સાધુ પુરૂષો ! મ્હને ભિક્ષા આપો, મ્હને ભિક્ષા આપો ! આજકાલમાં હું મરવાનો છું. " આટલા શબ્દો બોલતાં બોલતાં ત્હેના મ્હોમાં કફ આવ્યો તેથી તે વધારે બોલી શકયો નહિ. પોતાનો હાથ તો ત્હેણે લંબાવેલો જ રાખ્યો. આસપાસના માણસોએ ત્હેને સંતાડવાનો પ્રયત્ન કર્યો અને બોલ્યા "અરે ટળચા ! દૂર થા, દૂર થા ! કુમારસાહેબની દૃષ્ટિ આગળથી દૂર થા ! "

કુમારની દૃષ્ટિ તેમજ કાન તે તરફ આકર્ષાયા; તેથી ત્હેણે પોતાના સારથિને પૂછ્યું: " આ મનુષ્ય જેવો દેખાય છે તે કોણ છે ? આ આટલો બધો વળી ગયેલો કેમ છે ? આ દિલગીર કેમ દેખાય છે ? શું મનુષ્યો કોઇવાર આવા શરીર સાથે પણ જન્મતા હશે ખરા કે ? એ કહે છે કે ' આજ કે કાલ હું મરી જઇશ ' એનો અર્થ શો ? '

સારથિએ જવાબ આપ્યો: "એ કોઇ નહિ પણ એક વૃદ્ધ મનુષ્ય છે. ૭૦ વર્ષ પહેલાં ત્હેની પીઠ સીધી હતી, ત્હેની આંખો ચળકતી હતી, ત્હેનું શરીર દેખાવમાં સુંદર હતું. પણ તે હવે વૃદ્ધ થયો છે અને જરાએ ( વૃદ્ધાવસ્થાએ ) ત્હેના શરીરમાંનું બળ હરી લીધું છે, ત્હેના શરીરમાનો રસ ચુસી લીધો છે. ત્હેના દીપકમાંથી તેલ બળી ગયું છે અને તેથી બત્તી ઝાંખી બળે છે. આ વૃદ્ધાવસ્થા જ આવા પ્રકારની છે. પણ આવી બાબતની આપે શા સારૂ દરકાર કરવી જોઇએ ?"

કુમારે પૂછ્યું· " પણ શું બધાની આવી જ સ્થિતિ થતી હશે ?'

ચન્નાએ જવાબ આપ્યો: " જો બીજા મનુષ્યો પણ ઘણાં વર્ષ જીવે તો ત્હેમની પણ તેવીજ સ્થિતિ થાય, "

કુમારે વળી પૂછ્યું. "અને હું ઘણાં વર્ષ જીવું તો શું મ્હારી પણ એવી સ્થિતિ થાય ? શું યશોધરાની પણ એવીજ સ્થિતિ થાય ?"

સારથિએ પ્રત્યુત્તર વાળ્યો. " વૃદ્ધાવસ્થા રાજા અને રંક, બધાને પોતાના પાશમાં ઘેરી લે છે. આપ, આપના પિતાશ્રી, પ્રિયતમા આપનાં જ્ઞાતિજન અને બંધુવર્ગ સર્વ ત્હેમને આધીન છો. કોઇ ત્હેનાથી મુક્ત થઇ શકે નહિ. "

કુમાર ચમક્યો: " ખરેખર આપણે મૂઢ છીએ. યૌવનથી મત્ત થઇ આ શરીરના થનાર પરિણામ તરફ જરા પણ લક્ષ આપતા નથી. સારથિ ! હવે જલદી રથ પાછો વાળ. જરા એક દિવસ ઘેરી લેને, ત્હારે પછી ક્રીડા કોણ કરશે ? "

સારથિએ તરતજ રથ પાછો ફેરવ્યો અને કુમાર ઉદાસ ચ્હેરે પોતાના મહેલમાં ચાલ્યો. તે સાંઝે તે બીલકુલ જમ્યો નહિ; નાચ-નારાઓએ તેમજ ગાનારાઓએ ત્હેને રીઝવવાને અનેક પ્રયત્ન કર્યાં, પણ તે વૈરાગ્યરંગિત મન પર બીલકુલ અસર થઇ નહિ. છેવટે યશોધરા પગે પડી અને બોલી: " હે નાથ ! શું આપને મુજ દાસીથી વિશ્રાન્તિ મળતી નથી ? કેમ કાંઇ બોલતા નથી ? "

" વિશ્રાન્તિ ! " પ્રેમપૂર્ણ પત્નીના મુખકમળ તરફ તાકીને કુમાર બોલ્યો " આ મ્હારી યુવાવસ્થાની વિશ્રાન્તિ ! આ લલીતાંગીની હાજરીમાં વિશ્રાન્તિ સિવાય બીજું કાંઇ હોવુંજ શું શક્ય છે ? તથાપિ, ઓ મુગ્ધે ! આ અંગોનું લાલિત્ય એક દિવસ નાશ પામવાનું છે એ વિચાર મ્હારી વિશ્રાન્તિને લૂટી લે છે. આ યુવાની એક દિવસ કમરથી બેવડી વળેલી વૃદ્ધાવસ્થામાં બદલાઇ જવાની છે એ ખ્યાલ મ્હને ચિંતાતુર કરી દે છે. શું તુ વૃદ્ધ થશે ? ત્હારા મુખકમળ પર કરચલીઓ અને કમતાકાદી ભાળતાં મ્હારૂં હૃદય કેવું ચીરાશે ? શું સ્હારે મનુષ્યો વૃદ્ધ થતાં અટકે એવો કાંઇ ઇલાજ અખીલ દુનીઆમાં હશેજ નહિ ? જે દુનીઆ આપણે માટે આટઆટલા પ્રકારનાં સુખો અને સગવડોનો ભંડાર ધરાવે છે તે દુનીઆમાં યુવાનીના રક્ષણનો ઇલાજ—હા તે એકજ ચીજ શું નહિ ઉત્પન્ન થયેલી હોય ? પ્રિયે ! તું હમણાં આરામ કર; મ્હને મ્હારા મનોયત્નમાં મથવા દે અને વૃદ્ધાવસ્થાને અટકાવવાની અકસીર શોધવા દે, કે જેથી ત્હને અને દુનીઆને સદૈવ સુખમાં રહેવાનું બની શકે."

ભોળી મુગ્ધા આ તત્વજ્ઞાનમાં કાંઇ સમજી શકી નહિ. ત્હેની ચિંતામાં વધારો થતો ગયો અને વિચારમાં ને વિચારમાં તે નિદ્રાવશ

થઇ. કુમારે આખી રાત માનસિક ક્ષેત્રમાં વૃદ્ધાવસ્થા અટકાવવાની દવા માટે—યુવાની કાયમ રાખનારી ઔષધિ માટે ભટકયાં જ કર્યું.

સ્હવારે રાજા શુદ્ધોદનને કુમારે કહાવ્યું કે " આજે મ્હારે માત્ર એક સારથિ સાથેજ નગર જોવા જવું છે; માટે પહેલાની માફક કશી તૈયારીઓ કરાવ્યા સિવાયજ મ્હને નગરમાં જવાની રજા આપવા કૃપા કરશો "

રાજાને આ વાત ગમી તો નહિ; પણ કુમારને નારાજ કરવો એ પણ પાલવે તેમ ન હતું, તેથી છેવટે આનાકાની સાથે તેમ કરવા રજા આપી.

કુમારનો ઇરાદો એવો હતો કે, આગળથી લોકોને ખબર આપવાથી લોકો સઘળું સુંદર જ હોય એવો દેખાવ કરે અને તેથી દુનીઆનો ખરો ખ્યાલ પ્રાપ્ત થઇ શકે નહિ; માટે એકલાજ જઇને લોકો સામાન્ય રીતે કેવી હાલતમાં હોય છે અને દુનીઆનું સ્વરૂપ કેવું છે એ બાબતનો અનુભવ લેવો. તેથી પોતે એક વેપારીનો વેશ પહેરી લીધો અને સારથિને એક ગુમાસ્તા તરીકે સાથે લીધો. બન્ને પગપાળે ચાલી નીકળ્યા.

એક ગલીમાંથી બીજી ગલીમાં અને એક સડકથી બીજી સડકે જતાં તેમને અનેક દેખાવો વચ્ચે થઇને રસ્તો કરવો પડતો. એક જગાએ સ્ત્રીઓ માથે પાણીનાં બેડાં સાથે આછો ઘુંઘટ કહાડી હસતી વાતો કરતી ચાલી આવતી હતી. બીજી જગાએ વ્યાપારીઓ રાજ્દની ગાળાગાળી કરી રહ્યા હતા પણ ગ્રાહકો સાથ ઉપર લાગી પડ્યા હતા

સામેના ઘરમાંથી ઘંટીનો ઘોર અવાજ કાનને વાદ્ય સરખો આનંદ આપતો હતો. પેલા ગરીબ લોકોનાં ટોળેટોળાં એકઠાં કરતો

ચાલ્યો જતો હતો. આ બાજુએ પંડયાજી ન્હાનાં બાળકોને અર્ધચંદ્રાકારે બેસાડીને ' શીખામણની ધાત ' શીખવતો હતો. આ સર્વ જોતા જોતા તે વ્યાપારી અને મુનીમ આખા શહેરમાં ફરતા હતા. એવામાં રસ્તાપરથી એક અવાજ એમને કાને પડયો: " હો દયાળુ પુરૂષો ! મ્હને મદદ કરો, મ્હને ઉઠાડો; નહિ તો હું ઘેર પહોચના પહેલાં મરી જઇશ. "

કુમાર અને સારથિ તુરતજ તે અવાજની દિશામાં દોડયા અને જુએ છે તો એક પ્રકારની મરકીથી પીડાતો એક માણસ બૂમો પાડતો ધૂળમાં તરફડીઆં મારતો હતો. ત્હેના આખા શરીરે વાદળી રંગનાં ચાઠાં પડયાં હતાં. ઉઠવાનો યત્ન કરવા જતાં તે તુરત જમીન પર પડી જતો હતો અને ચાઠાં છોલાવાથી બમણું દુ:ખ થવાથી તે રડતો હતો. લોકો ટોળેટોળાં મળી ત્હેની આસપાસ ઘણે દૂર ઉભા રહ્યા હતા; પણ કોઇ ત્હેની પાસે જતું નહિ, તો મદદ આપવાની તો વાત જ શી કરવી ?

સિદ્ધાર્થ કુમારની આંખમાં તે દયાજનક દેખાવ જોતાં જ એક અશ્રુબિંદુ આવીને અટક્યું અને તે લાગલોજ તે બીમાર પાસે જઇ ત્હેને ટટાર કરી પોતાના ઢીંચણ ઉપર માથું મુકીને અને પોતાના કોમળ હાથવડે ત્હેને પંપાળીને આશ્વાસન આપતો આપનો પુછવા લાગ્યો;

" બન્ધુ! કહે, ત્હને શું થયું છે ? ત્હારા ઉપર શી આપત્તિ આવી પડી છે ? તું કેમ ઉભો રહી શકતો નથી ?.. ઓ ચ્યના ! આ બીચારો કેમ રડે છે અને ડસકાં ખાય છે ?"

" અન્નદાતા ! " ચ્યનાએ ખુલાસો કર્યો " આ માણસને ચેપી રોગ લાગુ પડયો છે. ત્હેના અવયવોમાં લોહી કુદકા મારી રહ્યું છે.

ત્હેના હૃદયના ધબકારા વધી પડ્યા છે. ત્હેના સ્નાયુઓમાં બળ રહ્યું નથી. ત્હેના શરીરના સાંધા છુટા પડી ગયા છે. જુવાનીનું સૌંદર્ય અને શક્તિ દુષ્ટ મરકીએ છીનવી લેવાથી તે રૂપહીન અને શક્તિહીન થયો છે અને થોડા વખતમાં મરી જશે. ઓ કૃપાનાથ! આ મરકીનો રોગ ચેપી છે, માટે ત્હેને વધારે વાર આપના શરીરનો સ્પર્શ ન થવા દો, રખેને આપને તે દરદ લાગુ પડે."

"અને શું આવા દરદવાળાં **બીજા** પણ માણસો છે ખરા કે? મ્હને જો એ દરદ લાગુ પડે તો મ્હારે પણ આમજ તરફડવું પડે કે?"

"સ્વામિન્!" ચન્નાએ જવાબ આપ્યો "દરદ જે કોઇ પણ સખસને લાગુ પડે છે તે દરેકને સરખું દુઃખ ઉત્પન્ન થાય છે. રાજા કે રંક, ગરીબ કે શ્રીમત, સાધુ કે સંસારી, યુવાન કે બુઢો, પુરૂષ કે સ્ત્રી, કોઇ ઉપર ત્હેની ઓછી કે વધતી અસર જોવામાં આવતી નથી. સર્વને તે એક સરખી જ પીડા કરે છે. આવગત દરદનાં રૂપ ઘણાં હોય છે. કેટલાકને તાવ આવે છે, કેટલાકને મુઝારો થાય છે, કેટલાકને કફ થાય છે, કેટલાકને શૂળ થાય છે, કેટલાકને આંચકી અને કેટલાકને આવી મરકી થાય છે. આવા અનેક સ્વરૂપમાં 'દરદ' ગુપ્ત રીતે શરીરમાં દાખલ થાય છે અને મનુષ્યને અનેક રીતે હેરાન કરે છે."

"શું ત્યારે મનુષ્યો હમેશ રોગના ભયમાં જ રહે છે?" કુમારે પૂછ્યું.

"અલબત્ત!" ચન્ના બોલ્યો "ખરેખર મનુષ્ય માત્ર રોગના સંગમાં જ વસે છે અને ત્હેનો નાશ ક્યારે નહિ થાય તે કોઈ કહી શકતું નથી. રાતે તનદુરસ્ત હાલતમાં સુતેલા આપણે ત્હવારે

તનદુરસ્ત જ જાગીશું એ વાતની ખાત્રી આપવાની શક્તિ દુનીઆમાં કોઇને મળી નથી."

"અરે ! આવા દુઃખદાયક રાક્ષસની દાઢમાં રહેતા માણુસો ત્‌હારે ઘડીએ ઉંઘવા પણ નહિ પામતા હોય ?" કુમારે વિસ્મિત થઇ પ્રશ્ન કર્યો.

"મ્હારા માલીક ! છેક જ એમ નથી" સારથિએ ખુલાસો કર્યો "લોકો સુભાગ્યે એટલા તત્વજ્ઞાની નથી કે દરદના ભયને લીધે આહાર, નિદ્રા અને વિષયસુખથી વેગળા રહે ? આપ ધારો છો તેથી ઉલટું, દરદનો ભય જેટલો તીવ્ર છે તેટલો જ તીવ્ર, લોકોનો વિષયસુખ પ્રત્યેનો રાગ છે. એ રાગ એમને દરદની દાઢનું સ્મરણ જ થવા દેતો નથી."

કુમારે હવે પોતાના ખોળામાંના બીમારને પૂછ્યું "કેમ ભાઇ ! ત્‌હને આ દરદ આવશે એવી ખબર હતી ?"

"ઓ દયાળુ પુરૂષ ! એ મ્હને પૂછતા જ ના. મ્હારી વાત જાણીને ત્‌હમારો દયાળુ આત્માને વધારે દુઃખી કરતા ના. હું થોડા જીવતર માટે ત્‌હમારો બેવડો અપરાધી બનું એ મ્હારાથી ખમાતુ નથી" બીમારે જવાબ આપ્યો.

"ના, ભાઇ, ના; એમ કલ્પાંત ન કર; મ્હારા સવાલનો ઉત્તર આપવા કૃપા કર." પૂછનારે આગ્રહ કર્યો.

"ઓ દયાળુ પુરૂષ ! ત્‌હમારે જ્યહારે સાંભળવુ જ છે તો સાંભળો. આ રોગ મ્હને વળગશે એવી મ્હને સ્વપ્નમાં પણ ખબર નહોતી. બીજા હજારો માણુસોને રોગથી પીડાતા નજરે જોવા છતાં હું ડરતો નહિ અને એમજ માનતો કે હું તો આણીશુદ્ધ જ રહેવાનો. આથી મ્હેં મૃત્યુ માટે કશી તૈયારી કરી નહિ. એક છુપો હુમલો

કરનાર શત્રુના પાસમાં ફસાયેલો માણસ જેમ પોતાનું રક્ષણ કરવાને અશક્ત બને છે, કારણકે તે તલવાર સજે તે પહેલાં તો હેના હાથ-પગ જકડાઇ ગયા હોય છે; તેમજ, હું મૃત્યુ માટે કાંઈ તૈયારીઓ કરૂં તે પહેલાં તો આ દુષ્ટ મરકીએ મ્હને દાઢમાં ચાવવા માંડ્યો અને હવે હું કાંઇ પણ તૈયારીઓ સિવાય થોડાજ વખતમાં મૃત્યુને આધીન થઇશ. હે દિનબંધો ! મ્હારા પર દયા કરજે ! મુજ પાપીના અપરાધ માફ કરજે ! ”

એમ કહી તે છાતીફાટ રૂદન કરવા લાગ્યો અને દુઃખના જોરને લીધે બેભાન થયો.

એટલામાં સામેથી રડતું કકળતું એક ટોળું ઉતાવળે પગલે નદીની દિશામાં જતું દેખાયું. સૌથી આગળ ચાલનારા એક યુવાનના હાથમાં બળતા અંગારાવાળું એક માટીનું વાસણ લટકતું હતું. તે ટોળામાંથી “રામ બોલો ભાઇ, રામ !” એવો એકસરખો ગંભીર અવાજ નીકળતો હતો. એમના વચ્ચે વાંસની બનાવેલી ઠાઠડી હતી, જેમાં એક મૃતદેહને બાંધવામાં આવ્યું હતું. ચાર માણસો એને ઉપાડીને નદીની દિશામાં ઝડપથી ચાલતા હતા.

આ ટોળાની બૂમરાણથી પેલો મરકીવાળો દરદી જાગૃત થયો અને પોતાની આ જ દશા થોડા વખતમાં થવાની છે એવો વિચાર આવવાથી ચમક્યો અને “ હા, હા, લઇ ચાલો, મ્હને પણ લઇ ચાલો; યમદેવ મ્હને બોલાવે છે !” એમ કહેતાં જ એના મ્હોંમાંથી એક ચીસ નીકળી પડી અને હેનો દમ નીકળી ગયો. એની ફાટેલી ડોળા જેવી આંખો, બિહામણું અને ગભરાયલું મ્હોં, ભૂત જેવું દેખાતું હાડપીંજર: આ સર્વ દેખાવે કુમારના મનપર સજ્જડ અસર કરી અને માણસ

જાતને આવાં ભયંકર દુઃખોમાંથી કેમ અને ક્યારે બચાવી શકાય એ બાબતની એને લેંમેલ થઈ રહી.

પેલા દરદીનાં સગાંવ્હાલાં એવામાં ત્હાં આવી પહોંચ્યાં અને કુમાર ત્હેમને તે હાડપીંજર સ્વાધીન કરીને ચાલી નીકળ્યો. ચ્યનો પણ પાછળ પાછળ મુગો મુંગો ચાલવા લાગ્યો.

શહેર છોડી તેઓ થોડેક દૂર ગયા નહિ હોય ત્હાં એક વડ આવ્યો તે નીચે તેઓ બન્ને બેઠા પોતાની તરફમાં એક વિચિત્ર પુરૂષને આવતો જોઇ કુમારે ચ્યનાને પૂછ્યું: "ભગવાં વસ્ત્ર ધારણ કરેલો, હાથમાં વિચિત્ર પ્રકારનું પાત્ર લઇ ચાલનો, આ માણસ કોણ હશે?"

"સરકાર!" ચ્યનાએ કહ્યું "ત્હેને લોકો 'સંન્યાસી' કહે છે. તેણે સર્વ પ્રકારની ઇચ્છાઓનો ત્યાગ કર્યો છે. તે તપસ્વી તરીકે રહે છે. આત્મસંયમને માટે પ્રયત્ન કરે છે. ત્હેનું આચરણ વિનયયુક્ત છે. તે ભિક્ષાવડે પોતાનું ગુજરાન ચલાવે છે. 'શાન્ત અને દાન્ત' એવો તે પુરૂષ હમેશ અંતરના વિચારોમાં મશગુલ રહે છે. જુઓ એનું વદન કેવું ગંભીર અને વિચારમાં ડુબેલ જણાય છે?"

એટલામાં સંન્યાસી ત્હાં આવી પુગે છે અને તે બન્ને વટેમાર્ગુને વટાવી થોડે દૂર એક એકાંત ઝાડ હતુ ત્હેની નીચે જઇ પદ્માસને બેસી સમાધિમાં સ્થીર થાય છે.

કુમાર ત્હેના તરફ જોઇ જ રહ્યો અને મનમાં જ બોલ્યો "પંડીતો સદા સંન્યાસીની પ્રશંસા કરે છે તે વાજબી જ છે. આ સન્યાસથી પોતાનું તેમજ પરનું હિત થાય છે. ખરેખર શાશ્વત જીવન, સુખ તથા અમરત્વ મેળવવાનો આ જ માર્ગ છે. જે યૌવનને જરાનો ભય છે, જે આરોગ્યને વ્યાધિનો ભય છે, જે સમૃદ્ધિને અકસ્માતનો ભય છે,

જે શરીરને મૃત્યુનો ભય છે તે યૌવન—તે આરોગ્ય—તે સમૃદ્ધિ અને તે શરીર પાછળ લુબ્ધ થઈ, મ્હારા ખોળામાં સૂતેલા પેલા મરકીના દરદની પેઠે; છૂપા શત્રુ સમાન કાળની બેડીમાં ઓચીંતા જ ફસાઇ જવું અને પછી પસ્તાવું એ કેટલી મૂર્ખતા છે ! ”

હમણાં ત્હેની ચક્ષુમાં દિવ્ય દયાનાં અશ્રુ ઉભરાતાં હતાં. એક પળ તે આકાશ ભણી નજર કરતો હતો, તો બીજી જ પળે તે પૃથ્વી સામું જોતો હતો. તે ભૂતકાળ સંભારતો હોય, જૂદા જૂદા બનાવો વચ્ચેની સાંકળ રચતો હોય, કાંઇક નવીન પ્રકાશ મેળવતો હોય એમ ત્હેના મુખ પર જૂદા જૂદા રંગો આવતા અને થોડીવારમાં અદ્રશ્ય થતા; પણ આ બધા રંગોમાં મનુષ્યજાતિ પ્રત્યેનો **અપૂર્વ પ્રેમ** અને ત્હેમનું કેમ કલ્યાણ કરવું એ **ભાવના** પ્રથમ પદ ભોગવતાં હતાં. છેવટે આશા-કાંઇક નવીન આશા ત્હેની આંખમાં ઝળકી રહી અને તે બોલી ઉઠ્યો:

“ઓ દુખી જગત્ ! ઓ મ્હારા જાણીતા તેમજ અજાણ્યા બાંધવો ! ત્હમે અને હું દુઃખ અને મૃત્યુના પંઝામાં સપડાયેલા છીએ. આખી વસુધાને જે દુઃખ પડે છે ત્હેની ગભીરતા હવે હું સમજુ છું, અને ખરેખર મ્હારૂં હૃદય ત્હેને સારૂ ચિરાય છે. જગતનાં સુખોની દુઃખગર્ભિતતા, સ્થૂલ આનંદની અનિત્યતા અને પદાર્થોની ક્ષણિકતા હું અનુભવું છું. જ્હારે સુખનો અંત દુઃખમાં આવે છે, જ્હારે યુવાવસ્થાનો અંત વૃદ્ધપણામાં આવે છે, અને જ્હારે પ્રિય મનુષ્યોનો અંત મરણમાં આવે છે, ત્હારે ‘ આ જીંદગી શું જીવવા લાયક છે? ’ એ પ્રશ્ન ખરેખર ઉદ્ભવેછે. જગતના માયાવી પ્રકાશથી હું પણ અત્યાર સુધી છેતરાયો હતો મ્હેં આ જીંદગીમાં સુખ માન્યું હતું, મ્હેં પણ

જીંદગી જીવવા યોગ્ય અને **આનંદમય** ગણી હતી. પણ મ્હને અંધકારમાં રાખનાર પડદો આજે ચિરાયો છે. હું પણ ત્હમારા જેવો જ જરા, મરણ અને રોગને આધીન મનુષ્ય છું. લોકો દેવોની પ્રાર્થના કરે છે, પણ તેઓ પણ આપણી પેઠે મરણને આધીન છે; તો પછી તેઓ આપણને અમરત્વ કેવી રીતે આપી શકે ? ખરેખર, આજે મ્હારી આંખો ઉઘડી છે; હવે મ્હારે વિશેષ જોવાની જરૂર નથી. હે દુઃખી જગત્! ત્હારૂં દરેક દુઃખ મ્હને લાગે છે. હું તે દૂર કરવા પ્રયત્ન કરીશ—જરૂર પ્રયત્ન કરીશ. ”



# પ્રકરણ ૫ મું—ગૃહત્યાગની તૈયારીઓ.



સળગી ! ખૂબ સળગી ! વૈરાગ્યની અગ્નિ ખૂબ જોશથી સળગી અને સિદ્ધાર્થકુમાર પોતાના સારથિ સાથે પેલા વડ નીચેથી ઉઠી મહેલમાં પાછો દાખલ થઇ ચૂકયો હતો તે છતાં ત્હેના મનમાં વૈરાગ્યની પ્રચંડ આગ બુઝાઇ નહિ. રૂનો ઢગલો તૈયાર હોવા છતાં—દારૂખાનાના પલીતા ટટાર કરી રાખેલા છતાં એક ન્હાની સરખી દીવાસળી વગર સઘળી તૈયારીઓ નકામી જ છે તેમ સિદ્ધાર્થ-કુમારના પ્રેમાળ—દયાળુ—પરોપકારી—સંસ્કારી હૃદયને માત્ર એકાદ દીવાસળી તુલ્ય બનાવની જ વાર હતી, જેવા બનાવો હમણાં તે જોઇ ચૂકયો હોવાથી હવે તે રૂ જેવું હૃદય વૈરાગ્યની આગથી ભડભડ બળવા લાગ્યું.

પરન્તુ આ મહાત્માનો **વૈરાગ્ય** પણ **પ્રેમ**મય હતો ! એને પોતાના કોઇ દુઃખથી વૈરાગ્ય ઉપજ્યો ન હતો, **દુનીઆના** દુઃખથી ઉપજ્યો હતો, કે જે દુનીઆ પર પોતે **પ્રેમ** ધરાવતો હતો. એટલે કે એના 'વૈરાગ્ય' નો જનક 'પ્રેમ' જ હતો ! 'પ્રેમ' **માંથી** 'વૈરાગ્ય' જન્મ પામે એ વાત, વૈરાગ્યનો ઉંધો અર્થ જે જમાનામાં ફેલાયલો છે તે જમાનામા, કદાચ નહિ માનવા જેવી ઘણાકને લાગશે. પરન્તુ એ સંશયાત્માઓ જ્યારે 'પ્રેમ' અને 'રાગ' વચ્ચેનો તફાવત સમજશે ત્યારે ત્હેમનો તે સંશય આપોઆપ દૂર થશે. ખરૂં છે કે 'વૈરાગ્ય' એ 'રાગ' રહિત દશાનું જ નામ છે, અને તેથી 'રાગવાળી' દશાને

'વૈરાગ્ય' કહી શકાય જ નહિ. પરન્તુ 'પ્રેમ' માં વૈરાગ્ય હોઈ શકે ! કારણ કે 'રાગ' અને 'પ્રેમ' એ બે ભિન્ન તત્ત્વો છે. 'રાગ' સ્વાર્થી ચીજ છે, 'પ્રેમ' નિસ્વાર્થી છે. 'રાગ' નાશવંત તરફ હોય છે, 'પ્રેમ' અમર તત્ત્વ પર હોય છે. 'રાગ'નાં રૂપાંતર થાય છે, 'પ્રેમ' અચલ છે. 'રાગ' દુઃખને ઉત્પન્ન કરે છે, 'પ્રેમ' આનંદને. 'રાગ' તેલ જેવો છે, જે તેલમાં સુગંધ તો થોડી જ હોય છે પણ વસ્ત્ર ઉપર ડાઘ પાડવાનો ગુણ તો અવશ્ય હોય છે, 'પ્રેમ' અત્તર જેવો છે, કે જે અત્તર થોડા પ્રમાણમાં છતાં ચોતરફ સુગંધ ફેલાવે છે અને કપડા ઉપર કિંચિત્ માત્ર ડાઘ પાડતું નથી. 'રાગ' એ એક રંગ છે અને એ રંગ ગમે તેવો પાકો હોય તોપણ 'કાળ' નો ખોરાક છે; 'પ્રેમ' એ રંગરહિત **મૂળ સ્થિતિ** છે, કે જેને 'કાળ' સ્પર્શી શકતો નથી. 'રાગ' ઇર્ષ્યાને ઉત્પન્ન કરે છે, દ્વેષને જન્મ આપે છે, ધિક્કારને પોષે છે; 'પ્રેમ' એ સર્વ બલાઓથી હમેશ વેગળો જ રહે છે અને દયા, મદદ તથા સ્વસ્વભાવને પોષે છે.

**સિદ્ધાર્થ**ના વૈરાગ્યનું કારણ દુનીઆ પરનો **નિષ્કારણ પ્રેમ** એ જ હોવાથી, એણે ઘર—કામભોગ—સમૃદ્ધિ—સત્તા એ સર્વ 'રાગ'ના પદાર્થો ઉપરથી મનને ખસેડી લીધું. એને કાંઇ સ્ત્રી ઉપર કે પિતા ઉપર, રાજ્ય ઉપર કે કોઇ ઉપર કાંઇ 'દ્વેષ' ન હતો, દ્વેષથી કાંઇ એણે 'ત્યાગ' ઇચ્છયો ન હતો. **આખી દુનીઆ પરના** પોતાના પ્રેમમાં સ્ત્રી, પિતા અને પ્રજા તરફનો પ્રેમ પણ એક **હિસ્સા** તરીકે જ હતો; અને સર્વને સુખનો રસ્તો બતાવવામાં જ એનો 'પ્રેમ' સમાવેશ પામતો હતો.

કુમારનું મન મૂળથીજ વૈરાગી તો હતુજ બાલ્યાવસ્થામાં પણ

રમકડાં હેને આનંદ આપી શકયાં નહતાં ! યૌવનમાં યશોધરાના સંસર્ગને લીધે ઘડીભર હેનું મન સંસારમાં રાગ પામવા શિખ્યું હતું ખરૂં, પણ હેણે જોયેલા બનાવોએ તે વૈરાગ્યભાવનાને ફરીથી જાગૃત કરી. **કોલસા ઉપર થોડા વખતને વાસ્તે લાગેલી રાખ ઉડી ગઇ અને ફરીથી વૈરાગ્યની અગ્નિ પૂર્ણ જોશથી પ્રકટી નીકળી.** હેના મનમાં પ્રબળ તોફાન ચાલતું હતું. સંસારનો ત્યાગ કરી, એકાન્તમાં જઇ, વ્યાધિ, રોગ અને મરણમાંથી છૂટવાનો ઉપાય શોધી કહાડવો એ જ એના હૃદયની ઉચ્ચમાં ઉચ્ચ ભાવના હતી. જ્યહારથી હેણે પેલા ભિક્ષુકને–શ્રમણને–સંન્યાસીને જોયો હતો ત્યહારથી જ તેવા થવાની પ્રબળ આકાંક્ષા હેના હૃદયમાં સ્ફુરી રહી હતી. શ્રમણના દર્શને પૂર્વે થઇ ગયેલા બુદ્ધોનું હેને સ્મરણ કરાવ્યું હતું. હજી તે સ્મરણ ઝાંખું હતું; છતાં ભાવના તો એવી જ પ્રબળ હતી.

આ સંસારનો ત્યાગ કરી સંન્યાસી થવામાં પિતા, અપર માતા અને પત્નીનો પ્રેમ આડે આવતો હતો. તે વિચારતો કે, “ આવા પ્રેમાળ પિતાને વૃદ્ધાવસ્થામાં શી રીતે છોડી જાઉં ? માતા તુલ્ય ગૌતમીના હૃદયને મ્હારા ગમનથી કેટલો આઘાત લાગશે ? મ્હારાજ આધારે જીવનારી, મ્હારામાંજ સર્વસ્વ માનનારી યશોધરાની શી સ્થિતિ થશે ? આ બધાને દુ:ખમય સ્થિતિમાં મૂકી શી રીતે જવું ?” પણ વળી તે બીજી બાજુનો વિચાર કરી બોલતો “લોકો જરા, વ્યાધિ અને મરણના પંઝામાં સપડાયેલા છે, દુ:ખી છે; કોઇ હેમને માર્ગ બતાવનાર નથી. દેશમાં ધર્મના નામે અધર્મ જ ફેલાઇ રહ્યો છે. લોકો દેવોને તુષ્ટ કરવાને અજ્ઞાનતાથી અનેક નિરપરાધી પશુઓનો યજ્ઞના નામે સંહાર કરે છે, અને આ રીતે ઉલટા દુ:ખમાં ઉમેરો કરે છે. આ સ્થિતિમાંથી મ્હારે મનુષ્ય જાતને ઉગારવીજ જોઇએ.”

સિદ્ધાર્થના મનની અત્યારની વૈરાગ્યમય અને અનુકંપામય સ્થિતિને ડગાવવા કોઇ સમર્થ નહતું. તે પોતાનો સંકલ્પ ભૂલી કરે તેમ નહતું. તેણે આ પળે જીવનનું મહાવ્રત જોયું હતું, ત્હેમાંથી ચળાવવા કોણ શક્તિમાન્ થઇ શકે? તે સ્વર્ગીય બળથી આ કામ કરવા ખેંચાયો હતો, કોણ ત્હેમાં વિઘ્ન નાંખી શકે? તે ક્યારનોએ આ સંસાર છોડી ચાલ્યો ગયો હોત; પણ પિતાની આજ્ઞા સિવાય આ કામ કરવું તે પિતાના હૃદયને શલ્યરૂપ થશે, એ વિચારથી છેવટે હિંમત ધરી પિતા પાસે ગયો અને નમ્ર ભાવે વિનયપૂર્વક પોતાના હૃદયના ભાવ પ્રદર્શિત કર્યા.

પુત્રવત્સલ પિતાએ કહ્યુ: "સંસારનો ત્યાગ' એવા શબ્દો તું ભલો થઇ મ્હારી સંમુખ બોલતો ના. બેટા! સંન્યાસી થવાનો હજુ ત્હારે માટે સમય પરિપક્વ થયો નથી. તું જુવાન છે, ત્હારી નસોમાં લોહી પુર જોશથી વહે છે. આ વય યોગીના વેશને વાસ્તે નથી. પુષ્પના આઘાતથી જે શરીર કરમાઇ જતું હતું, તે શરીર ભિખારીનો પોષાક શી રીતે સહન કરી શકશે? તું આ રાજ્યની ધુરા ધારણ કર, અને મ્હને પ્રથમ સંન્યાસી થવા દે. તું સંસારનાં કામમાં નિપુણ થા, કીર્તિ મેળવ; અને ત્યાર પછી ત્હને ગમે તો ખુશીથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરજે."

કુમારે નમ્ર વાણીથી કહ્યું: "હે પિતાજી! જો આપ ચાર આપત્તિઓમાંથી મ્હને બચાવવાનું માથે લેતા હો તો હું સંસારનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળું: **મરણ વગરનું જીવન, રોગ વગરનું આરોગ્ય, વૃદ્ધાવસ્થા વગરનું યૌવન, અને નાશ વગરના**

જગતના પદાર્થો. જો આ ચાર વરદાન આપ દઇ શકતા હો તો મ્હારે સંસાર છોડવાનો કશો વિચાર નથી. '

શુદ્ધોદન રાજાએ કહ્યું: " આવી વાતો ઉચ્ચારતો નહિ. આ ચાર આપતોને અટકાવવા આખા વિશ્વમાં કોણ સમર્થ છે? આજ પછી આવી વાતો જો તું બીજે સ્થળે બોલીશ તો લોકો ત્હને હસી કહાડશે. કુમાર! ભલો થઇ આ સંસાર ત્યાગ કરવાનો વિચાર મૂકી દે અને આનંદમાં રહે. "

કુમારે વિનયપૂર્વક કહ્યું: " પિતાજી! જો આપ મ્હારી આ ચાર માગણીઓ પૂરી પાડી ન શકતા હો તો હું આજીજી કરીને કહું છું કે મ્હને જવા દો, મ્હને સંસાર છોડવાની રજા આપો; આપનો પુત્ર એક બળતા ઘરમાં રહે છે ત્હેનો ત્યાગ કરવાની રજા આપવામાં શું આપ પુત્રવત્સલ પિતા વિલંબ કરશો? ખરેખર, આ જરા, મરણ અને વ્યાધિથી આપણે સર્વે ઘેરાયલા છીએ; ત્હેમાંથી છૂટા થવાનો માર્ગ શોધવા મ્હને રજા આપો, કે જેથી આખું વિશ્વ કલ્યાણનો માર્ગ પામી શકે. '

રાજાએ કાંઇ પણ જવાબ ન આપ્યો. પુત્ર પોતાના નિશ્ચયમાં અડગ છે, માટે ત્હેને વધારે કહેવામાં લાભ નથી એમ ધારી ત્હેણે મૌન ધારણ કર્યું; પણ ત્હેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. પિતાની આવી સ્થિતિમાં શું કરવું તે ન સુઝવાથી સિદ્ધાર્થકુમાર આ બાબતનો વિચાર કરવા પોતાના વિશ્રામભવન તરફ ચાલ્યો.

વિશ્રામભવનમાં કુમાર આવ્યો ત્હારે ત્હેને આનંદ આપવાને યશોધરાએ તથા દાસી વર્ગે પોતાની સઘળી શક્તિ અજમાવી. પણ આજે કુમારના ચ્હેરાપર કાંઇક જૂદો જ રંગ જણાતો હતો. આજે

કોઈ ત્હેના મનને આનંદ પમાડવા સમર્થ નહતું. યશોધરા ત્હેના મનને સાત્વન કરવા અનેક પ્રયત્ન કર્યાં છતાં ન ફાવવાથી અંતે સૂઇ રહી. અર્ધી રાત્રિ ચાલી ગઇ હશે, તેવામાં એકાએક યશોધરા સ્વપ્નમાં બોલી ઉઠી. "હે નાથ! જાગો, જાગો, મ્હને બોલાવો, મ્હને શાન્તિ આપો!"

"પ્રિયતમે! શું છે? કેમ ગભરાય છે? હું પાસેજ ઉભો છું." એમ કહી કુમાર ત્હેને પવન નાખવા લાગ્યો. પણ આ શબ્દોનો જવાબ આપે તે પહેલાં ફરીથી તેના તે શબ્દો તેણે ઉચ્ચાર્યાં અને પછીથી બોલી. 'આજે હું સુખમા સૂતી હતી; તેવામાં મ્હેં ત્રણ ભયંકર સ્વપ્ન જોયાં, તેથી ગભરાટથી મ્હારી આંખો ઉઘડી ગઇ. અને હજુ પણ તે ભયને લીધે મ્હારૂં હૃદય ધડક્યાં કરે છે. આજે મ્હેં એક મહાન્ વૃષભ જોયો. ત્હેના મસ્તક પર ચંદ્રકાન્ત કે સર્પના મણિ જેવું રત્ન ચળકતું હતું. તે, નગરના રસ્તાઓમાં થઇને કિલ્લા ભણી જતો હતો. આકાશમાંથી અવાજ થયો કે 'જો ત્હેને તમે નહિ રોકો તો નગરની શોભા ચાલી જશે' છતાં કોઈ ત્હેને રોકી શક્યું નહિ. હું મ્હોટેથી રડી, મ્હેં મ્હારા હાથ ત્હેની ગરદનની આસપાસ નાખ્યા અને નોકરોને શહેરના દરવાજા બંધ કરવા આજ્ઞા આપી. પણ તેણે એક ખુંખારો કર્યો અને મ્હારા હાથને ધીમેથી છૂટા કરીને તે નાઠો,—ભોગળના સળીઆ તોડી નાખીને દરવાનોને હડસેલીને નાઠો. તે પછી બીજું સ્વપ્ન આ પ્રમાણે આવ્યું. ચળકતી આંખોવાળા અને સુંદર દેખાવના ચાર મહાન્ દેવો બીજા લાખો દેવો સહિત આપણા નગરમાં આવ્યા તેઓએ શહેર પર જૂનો વાવટો હતો તે ઉખેડી નાખ્યો અને

**નવો વાવટો સ્થાપન કર્યો.** તે વાવટાનું કપડું વિવિધ રંગથી ચળકતું હતું. તે અનેક રત્ન અને હીરાઓથી જડેલું હતું. ત્હેમાંથી જે કિરણો નીકળ્યાં તે ગંભીર **શબ્દો** અને મ્હાન્ **વાક્યો**રૂપે ફેરવાઇ ગયાં! તે શબ્દો અને વાક્યો સાંભળીને જગતના મનુષ્યો ઘણો આનંદ પામ્યા; અને પૂર્વમાંથી પવન ફુંકાયો તેથી તે વાવટો **ચારે બાજુએ** ઉડ્યો અને દૂર દેશના મનુષ્યોએ પણ તે શબ્દો **જોયા.** તે વખતે આકાશમાંથી, આપણી વાડીમાં કદાપિ ઉગેલાં નહિ એવાં પુષ્પો, જથ્થાબંધ પડયાં. "

સિદ્ધાર્થે એક મશ્કરું કર્યું: "ઓહો! આ તો ખરેખર આનંદદાયક સ્વપ્ન!" યશોધરાએ આગળ ચલાવ્યું: "હે નાથ! પણ આ સ્વપ્નનો છેવટનો ભાગ ઘણો ભયંકર હતો. '**સમય સમીપ છે! સમય સમીપ છે!**' એવા શબ્દો મ્હારે કાને પડ્યા, અને તુરતજ ત્રીજું સ્વપ્ન મ્હારી દૃષ્ટિએ પડ્યું. મ્હેં ત્હમને શોધવા માંડયા, પણ પથારી પર ઓશીકું દબાવ્યા વિનાનું પડેલું હતું, શાલ ખાલી પડી હતી, બધી વસ્તુઓ એમની એમ હતી; હે હૃદયના નાથ! ત્હમે કે જે મ્હારૂં જીવન છો, મ્હારો પ્રકાશ છો, મ્હારા રાજા છો, મ્હારૂં વિશ્વ છો, મ્હારૂં સર્વસ્વ છો, તે ત્હાં નહતા. હું ફરીથી ઉઠી અને જાગીને જોઉં છું તો મ્હારો રત્નનો હાર સર્પરૂપ થઈ ગયો હતો, મ્હારા પગનાં સાંકળાં પગમાંથી નીકળી પડયાં હતાં, મ્હારી સોનાની બંગડીઓ જુદી પડી ગઇ હતી, મ્હારા માથામાંનું જાસુદનું પુષ્પ ધુળ ભેગું રોળાઇ ગયું હતું, આ આપણો પલંગ જમીનપર પડી ગયો હતો અને પલંગની આસપાસનો પડદો ચીરાઇ ગયો હતો. તેવામાં ઘણે દૂરથી આવતો તે વૃષભનો નાદ મ્હેં સાંભળ્યો;

ઘણે દૂર વાવટો વિંઝાતો સાંભળ્યો. પણ '**સમય સમીપ છે! સમય સમીપ છે**'! એ બુમ ફરીથી મ્હારે કાને પડી. તે બુમથી હજુ પણ મ્હારૂં હૃદય ધડકે છે. તે બુમને લીધે હું જાગી ઉઠી. હે નાથ! આ સ્વપ્નનો શો હેતુ હશે? મ્હને ભય લાગે છે કે કાંતો મ્હારા પ્રાણો દૂર થશે અગર તો મ્હારા પ્રાણેશ્વર મ્હારો ત્યાગ કરશે."

અત્યંત ગભરાયલી, દીલાસાની સંપૂર્ણ જરૂર ધરાવતી પોતાની તે ધર્મપત્નીને દયાના સાગર **સિદ્ધાર્થ** કુમારે ધીરજ આપી ને પ્રેમાર્દ્ર અવાજથી ત્હેને સાન્ત્વન કરવા માંડ્યું: "શાન્ત થા! મ્હારી મધુરી! શાન્ત થા. તુ પાપી નથી; માત્ર પુણ્યાત્મા જ આવું સ્વપ્ન જોઇ શકે છે. કદાચ ત્હારાં સ્વપ્ન ભવિષ્યમાં બનનાર બનાવના પડઘારૂપ હોય, કદાચ દેવોનાં આસનો ચળ્યાં હોય અને કદાચ આખું વિશ્વ મદદ મેળવવાના માર્ગની સમીપમાં હોય—અને ત્હારે કે મ્હારે માથે ગમે તેવી આપત્તિ આવી પડે, છતાં એટલો વિશ્વાસ ધરજે કે હું ત્હને ચ્હાતો **હતો અને ચ્હાઉં છું.** આ દુઃખી જગતને કેવી રીતે બચાવવું, ત્હેને સારૂ કેટલાક મહિનાથી હું રાત દિવસ વિચાર કરૂં છું તે તું સારી રીતે જાણે છે. જો મ્હારો આત્મા બીજા **અજાણ્યા** આત્માઓને સારૂ તલસતો હોય, અને જે દુઃખો **મ્હારાં** દુઃખ નથી **ત્હેને** માટે હું દુઃખી થતો હોઉં, તો પછી હે પ્રિયે! મ્હારા ઉચ્ચ વિચારો **મ્હારી પ્રિયતમાના** કલ્યાણને વાસ્તે કેટલા વધુ ઘોળાતા હોવા જોઇએ ત્હેનો તું જ ખ્યાલ કર. આ પછી ગમે તે બનાવ બને અને કદાચ તે 'વૃષભ' ચાલ્યો જાય, અથવા તો 'વાવટો' દૂર ઉડતો દેખાય, છતાં આટલો વિશ્વાસ રાખજે કે હું ત્હને ચ્હાતો **હતો** અને ચ્હાઉં છું. જે ચીજ હું આખા જગતને સારૂ શોધું છું, તે ત્હારે માટે

તો વિશેષ કરીને શોધું છું. અને કદાપિ ત્હારે માથે દુઃખ આવી પડે તો પણ આપણા દુઃખથી જો **જગતને** શાન્તિનો માર્ગ જડતો હોય તો તે વિચારથી **આશ્વાસન પામજે.** બીજાઓ જે બાબત નહિ જાણી શકે તે હું ત્હને જણાવું છું કે, હું ત્હને સૌ કરતાં વધારે ચ્હાઉં છું; કારણ કે હું સઘળાં જીવતાં પ્રાણીને ચ્હાઉં છું. માટે હે મનવલ્લભે ! તું હવે સૂઇ જા, અને હું જાગતો બેસીશ અને ત્હારૂં રક્ષણ કરીશ. ”

પતિનો પ્રેમ એ જ જેનું સર્વસ્વ છે એવી તે વિશ્વાસુ આર્ય બાળા ડસકાં ખાતી ખાતી પોઢી અને નિદ્રાવશ થઇ ગઇ; તથાપિ, જુઓ ઉંઘમાં પણ તે ડસકાં ખાય છે અને લવે છે. “ **સમય સમીપ છે ! સમય સમીપ છે !** ”

# પ્રકરણ ૬ ઠું—ત્યાગ.




જે ચંદ્ર કર્ક રાશિનો છે. આજે તારાઓ સિદ્ધાર્થ કુમારને પ્રબોધતા હતા કે "બે માર્ગમાંથી એકની પસંદગી કરવાનો આ છેલ્લો વખત છે. આજે ને હમણાં જ **માનનો** માર્ગ લ્યો, કાં તો **ભલાઇનો** માર્ગ અંગીકાર કરો. આજે ને હમણાં જ ચક્રવર્તી રાજા થવાનો માર્ગ પકડો, અગર તો વિશ્વના કલ્યાણ અર્થે 'અનગાર'નો—'સંન્યાસી'નો માર્ગ સ્વીકારો. દીલ ચાહે તે પસંદગી કરવાનો આ છેલ્લો સમય છે."

અને દેવો પણ આજે સિદ્ધાર્થ કુમારનો છેલ્લો નિશ્ચય જાણવાને ટોળાબંધ એકઠા થયા હતા, કે જ્હાં રાજકુમાર પોતાની સુતેલી પત્નીની બાજુએ. છેવટનો માર્ગ નક્કી કરતો પલંગ પર બેઠો છે. મધ્ય રાત્રી પસાર થઈ ગઇ છે. ચો તરફ શાન્તિ ફેલાયલી છે. કુમારના અત્યંત ગંભીર અને ખિન્ન વદન ઉપર, એક ખુણાની ઝાખી બત્તી ફીકકું તેજ નાખી એને વધારે ફીકાશ ધીરે છે. એક બારીક ધોતી અને એવાજ બારીક બદીઆનભેર ખુલ્લે માથે બેઠેલો કુમાર જાણે કે સઘળી સાહ્યબીને છેલ્લી વારનો નીહાળી લેતો હોય એમ ચોતરફ દૃષ્ટિ ફેરવે છે.

જો ! હમણાં એની દૃષ્ટિ મીંચાયલી આંખોવાળી પોતાની મનવલ્લભાના ચ્હેરા પર પડે છે. દૃઢ નિશ્ચયબળને એકઠું કરી ત્હાંથી તે દૃષ્ટિ પાછી ખેંચે છે અને ઘડી ભર પોતાની આંખો આગળના

અવકાશમાં જગતના બુઢ્ઢાઓ, દરદીઓ અને મુડદાંઓનો દેખાવ કલ્પના દેવીની મદદથી ઉત્પન્ન કરે છે અને તે જોતાં જ તે બોલી ઉઠે છે

" જઇશ, જરૂર જઇશ; સંસારનો ત્યાગ કરીશ. ' સમય આવી પહોંચ્યો છે '! હે સુતેલી પ્રિયે! આપણે જેથી જૂદા પડીએ, પણ આખું વિશ્વ જેથી બચે તે તરફ મ્હારા વિચારો દોરાય છે. આ આકાશમાં પણ હું તે જ સંદેશો વાંચું છું. મ્હારો જન્મ પણ તે જ વાસ્તે હતો. આ પસાર થયેલા બધા દિવસો અને રાત્રિઓએ પણ મ્હને તે જ કરવા પ્રેર્યો છે. જે રાજ્યો મેળવવાને તરવારો ખુલ્લી કરવી પડે, અનેક નિરપરાધી મનુષ્યોનાં રૂધિર વ્હેવરાવવાં પડે, અને અનેક પશુઓનો સંહાર થાય, તે રાજ્યો તથા તેથી મળતી કીર્તિ મ્હારે નથી જોઇતી. હું ધરતી ઉપર શાન્તિથી પગ મૂકવા ઇચ્છું છું. પૃથ્વી મ્હારી પથારી થશે. અને જગલો મ્હારી રહેવાની ભૂમિ થશે. હું ભિખારીના જેવો પોશાક પહેરીશ અને દયાળુ પુરૂષો જે કાંઇ ખાવાનું આપશે તે પર મ્હારો નિર્વાહ કરીશ. અને બીજાં અનેક દુઃખો હું સહન કરીશ; કારણ કે જગતનાં દુઃખનો પોકાર મ્હારે કાને પડે છે; અને મ્હારૂં હૃદય તે જગતનાં દુઃખોની બુમથી દયાથી ઉભરાય છે અને ચીરાય છે. જો તે દુઃખ દૂર કરવાનો માર્ગ જડશે, તો તે માર્ગવતી હું તે દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીશ. મ્હારા સર્વસ્વનો ત્યાગ કરીશ. મ્હારો સઘળો પુરૂષાર્થ આ કામમાં વાપરીશ.

" મ્હને મ્હારે માટે દુઃખ થતું નથી, પણ આખી મનુષ્ય જાતિ માટે દુઃખ થાય છે. સત્યની શોધ ખાતર મ્હેં સર્વસ્વ અર્પણ કર્યું છે અને જરા, વ્યાધિ અને મરણમાંથી મુક્ત થવાનો માર્ગ

સ્વર્ગમાં હશે તો ત્ય્હાંથી પણ હું શોધીશ; નરકમાં હશે તો ત્ય્હાંથી પણ હું શોધીશ. મ્હારા આત્મામાં સ્ફુરણ થાય છે કે, **ખરા સત્યશોધક આગળ માયાનો પડદો અદૃશ્ય થશે.** જેને ખાતર જગતનો ત્યાગ કર્યો તે માર્ગ જડશે, અને મરણનો વિજેતા હું થઇશ. આ હું કરીશ જ, કારણ કે **મ્હારા જાણીતા તથા મ્હારાથી અજાણ્યા સર્વ હૃદય માટે મ્હારા આત્મામાં દુઃખ થાય છે.** આ મ્હારા 'સ્વાર્થત્યાગ'થી–મ્હારા 'પ્રેમ'થી લાખો જીવ મ્હારા થશે. હે તારાઓ ! હું આવું છું. હે દુખી જગત ! ત્હારે માટે અને ત્હારા ઉપર રહેતા જીવો માટે હું આ યૌવન, રાજ્ય, સુખ, વૈભવ, મ્હેલ અને જેનો ત્યાગ કરવો અશક્ય છે તેવી સ્ત્રીનો પણ **ત્યાગ કરૂં છું.** હે પ્રિયે ! જગતનો ઉદ્ધાર કરવા જતાં **ત્હારો પણ હું ઉદ્ધાર કરીશ;** કારણ કે તું **જગતમાંની એક છે.** હે બાળક ! ત્હને આશ્વાસન આપવા રહું તો મ્હારા નિશ્ચયમાં ડગી જાઉં, માટે ત્હારૂં આઘેથી જ કલ્યાણ ઇચ્છું છું.

"હે પ્રિયે ! હે પુત્ર ! હે પિતા ! હે લોકો ! વિશ્વને ખાતર—જગતના કલ્યાણ ખાતર થોડો વખત વિયોગ દુઃખ સહન કરો, કે જેથી પ્રકાશ ઝળકી ઉઠે અને આખુ જગત્ સત્ય ધર્મને જાણે. હવે મ્હારો દૃઢ નિશ્ચય થયો છે. હવે હું જાઉં છું અને જ્યાં સુધી હું જે શોધું છું તે નહિ જડે ત્યાં સુધી હું પાછો નહિ જ ફરૂં."

* * * * * * * *

હવે સિદ્ધાર્થ કુમાર ઉભો થયો. પોતાની પ્રિય પત્નીના સામું જોયું. તે દીન મક્ષિકા જેવી પડી હતી. વિશ્વાસથી ત્હેની પાંપણો મીંચાઇ હતી. તે પલંગની આસપાસ, જાણે કે તે કોઇ દેવની મૂર્તિ ન હોય તેમ, તેણે ત્રણ વાર પ્રદક્ષિણા કરી. ત્રણવાર પલંગ તરફ

બારણા તરફ ગયો, અને ત્રણવાર તે પાછો આવ્યો. હેનું સૌંદર્ય એટલું મોહક હતું, હેનો પ્રેમ એટલો તો વિશાળ હતો ! છેવટે તે પલગ તરફ જોઇને બુદ્ધે વિચાર કર્યો: " મ્હારાં વ્હાલા સ્વજનો ! ત્હમે મ્હને પ્રિય લાગો છો. ત્હમારો ત્યાગ કરવો બહુ કઠણ લાગે છે. પણ જો હું ત્હમારો ત્યાગ ન કરૂં તો આપણા બધાની શી સ્થિતિ થશે ? વૃદ્ધાવસ્થા પોતાનું કામ કરશે અને મરણ પોતાની જાળ પાથરશે, ત્હેમાંથી આપણે શી રીતે મુકત થઇ શકીશું ? જ્યહારે દીપકમાંથી તેલ જતું રહેશે ત્યહારે જ્યોત શી રીતે બળશે ? જ્યહારે ગુલાબ કરમાઇ જશે, ત્યહારે ત્હેની સુગંધ અને શોભા ક્યહાં રહેશે ? અને, હે સ્વજનો ! ત્હમારો ને મ્હારો વિયોગ થવાનો જ છે; તો તે વિયોગ સહન કરીને પણ મરણ, જરા, અને વ્યાધિના પંઝામાંથી સર્વને છુટા કરવાનો માર્ગ કેમ ન શોધુ ? હવે વધારે વિચાર કરવાથી વધારે ગભરાઉ છું. સ્ત્રી તરફનો પ્રેમ અને વિશ્વ તરફનો પ્રેમ–આ બેની મારામારી અસહ્ય છે. પણ હવે તો

> આ પ્રાણી દુઃખમય ભાસે, જનતા પીડાતી જગ આખે;
> તે સઉની પીડા હર કરવા, કલ્યાણ જગતમાં ભરવા;
> થઇ પ્રબુદ્ધ ગૌતમ આજે, થઇ તપસ્વી તપ શુરૂ માંડે;
> જગના સઉ આધિ વ્યાધિ, હરવા નવી બુદ્ધિ સાધી.
> એ તપમાં બુદ્ધ તપાશે, નવી યજ્ઞ વેદિ મંડાશે
> પણ માત્ર હવે ઉગરશે, મુજ પ્રીતિ એ હોમે પડશે.
> મુજ પ્રીતિ એકલી હોમાશે, બીજું જગત્ જીવી સુખી થાશે.

" હો તાત ! હે પ્રિયા ! હે પુત્ર ! હે માતા ! ત્હમે સર્વ મ્હને વ્હાલાં છો. મનુષ્ય અને પશુઓનું કલ્યાણ કરવાનો

ભગીરથ યજ્ઞ મ્હેં આરંભ્યો છે, ત્હેમાં હું **મ્હારી પ્રીતિનું બલિદાન** આપું છું. એ યજ્ઞમાંથી જે કાંઇ **ફળ પ્રાપ્ત થશે તે આખા જગતને હું આપીશ. આ યજ્ઞ ત્હેમને માટે જ છે.** અને યજ્ઞનું ફળ પણ તેઓને માટે જ છે. જે સ્નેહમાં ભંગ થવાનો ભય છે, તે સ્નેહબંધનમાં હવે વધારેવાર પડી રહેવાથી આ ભગીરથ કામ પડ્યું રહેશે."

તે મહાત્મા એકાએક ઉભો થયો અને મનમાં બાંધેલા નિશ્ચયને અમલમાં મૂકવા તૈયાર થયો. પણ જો, ત્હેની ઉંઘતી કુમુદિની જરા હાલે છે અને રાજયોગીની દૃષ્ટિ તે તરફ જાય છે. "પ્રિયે! ઉંઘ, નિરાંતે ઉંઘ! ત્હારા જેટલી જ પ્રિય એવી આ દુનીઆના ઉદ્ધાર અર્થે હું જાઉં છું એ જો અપરાધ જ થતો હોય તો તે માટે **ક્ષમાની ભીખ માગવા** એક દિવસ હું ત્હારી પાસે જરૂર આવીશ! ત્હારા અને જગતના સુખનો રસ્તો શોધવા માટે હું જાઉં છું— અનંત પ્રકાશ મેળવવા માટે જાઉં છું–હૃદયમાંના છુપા પ્રેમને આકારમાં મૂકવા માટે જાઉં છું. હૃદય! ચાલ, મજબૂત થા!"

હમણાં શ્રી સિદ્ધાર્થનું વદન ઉચ્ચપ્રેમ, દયા અને નિશ્ચયના રંગોથી છવાઇ ગયું હતું. આવી ભવ્યતા કોઇ મ્હોં પર ભાગ્યે જ જોવામાં આવી હશે!

અને હવે તે પોતાના સારથિ ચ્યનાને બોલાવે છે અને પોતાનો કંતક નામનો અશ્વ સજ્જ કરવા ત્હેને ફરમાવે છે. ચ્યનો આશ્ચર્યમાં અને ગભરાટમાં લીન થઇ જાય છે અને છેવટે બોલે છેઃ

"ઓ રાજપુત્ર! રાજપુત્ર! શું આપ જ્યોતિષીને પણ જૂઠા જ પાડવા ઇચ્છો છો? શું આપને રાજ્યોની માલેકી છોડી ભિક્ષાપાત્ર અંગીકાર કરવું જ ઘણું ગમે છે? કુમાર! પિતાની દીલગીરીનો કાંઇક તો વિચાર કરો!"

"ધીમો બોલ, ધીમો બોલ" કુમારે કહ્યું "આવો કાચા મનનો ન થા ! બુદ્ધનો સારથિ કદાપિ કાયર હોઇ શકે શું ? સાંભળ; જ્યોતિષીના કહેવા મુજબ હું, રાજ્યોનો નહિ પણ વિશાળ વિશ્વરાજ્યનો રાજા થવા અને રક્ષક થવા જાઉં છું. અને પિતાની દીલગીરી તો કેવળ 'રાગ' ને આભારી છે. 'સ્વાર્થી પ્રેમ' અથવા 'રાગ'માંથી દીલગીરી સિવાય બીજી કઇ ચીજ ઉત્પન્ન થઈ શકવાની હતી ? તથાપિ, ચ્યના ! હું ખરેખરા પ્રેમથી પિતાજીને ચાહું છું અને એમને તથા સર્વ પ્રેમપાત્રોને કદાપિ દીલગીરી થવા ન પામે એવો ઇલાજ કરવા માટે જ હમણાં તત્પર થયો છું. તું જો ખરો રાજભક્ત હો તો ચાલ, વિલંબ માં કર, કન્તકને લાવ !"

ચ્યનાને આ પળે દેવોએ આધ્યાત્મિક બળ ધીર્યું. ત્હેણે તુરત જ અશ્વને સજ્જ કરી કુમાર પાસે હાજર કર્યો. કુમારે ત્હેના પર હાથ ફેરવીને કહ્યુઃ "પ્રિય કન્તક ! શાન્ત થા, શાન્ત થા ! કદી નહિ કરેલી એવી મુસાફરી આજે આપણે કરવાની છે, માટે શાન્ત થા ! મ્હારે જે ચીજ શોધવાની છે તે ક્યહાં અને ક્યહારે મળશે તે કોઇ જાણતું નથી. અને એ શોધમાં ત્હારી હિમત અને વફાદારીની મ્હને ઘણી જરૂર છે. રસ્તામાં હજારો ખુલ્લી તરવારો સામી મળે છતાં તુ જરા પણ અચકાતો નહિ. મજબુત કિલ્લા કે ખાડી વચ્ચે આવે તોપણ તું બેધડક આગળ વધજે. હું ત્હારા કાનને પકડીને કહું કે 'કન્તક, ચાલ !' તે વખતે ત્હારે એવી ઝડપથી દોડવું કે પવનનુ મ્હોટું તોફાન પણ ત્હને પહોંચી વળવા ન પામે. આજે ત્હારે એક મહાન કર્તવ્ય બજાવવાનું છે. આખા વિશ્વને જેથી સહાય મળે એવી જાતના એક કામમાં ભાગ લેવાનો મહદ્ લાભ આજ ત્હને મળવાનો છે. કેવળ મનુષ્યોને માટે જ નહિ પણ જે વાચાચક છે અને જે મનુ-

બ્યોને હાથે રીબાય છે તેવા પ્રાણીઓને વાસ્તે પણ-સર્વ જીવોને વાસ્તે દુઃખમુક્તિ મેળવવાનો ઇલાજ કરવા હું હમણાં ત્હારી પીઠ ઉપર સવાર થાઉં છું; માટે ચાલ, રસ્તે પડ!"

સત્યનો બહાદૂર શોધક ઘોડેસવાર થયો, કે તુરત જ તે અશ્વરત્ને પ્રયાણ શરૂ કર્યું. દેવોએ સર્વ પેહેરેગીરોને નિદ્રા મૂકી હતી તેથી પત્થરની જમીનપર થતો કંતકની નાળનો અવાજ પણ તેઓ સાંભળી શક્યા નહિ, એટલું જ નહિ પણ જે દરવાજો ખોલવાને સો મનુષ્યની જરૂર પડતી હતી અને જેનો અવાજ અર્ધા યોજન સુધી સંભળાતો હતો તે દરવાજાનાં દ્વાર પણ ખુલ્લાં જ પડ્યાં હતાં!

કુમાર, સારથિ ચ્યનો અને અશ્વરત્ન એ ત્રણ સિવાય કોઇ હમણાં જાગતું નહતું. ત્રણે આ લાભ લેઇ આગળ ને આગળ વધતા વધતા કપિલવસ્તુ નગરથી ૪૫ કોશ દૂર અનોમા નદીને કીનારે આવી પહોંચ્યા. અહીં કુમારે અશ્વને ઉભો રાખ્યો, તે રત્નના મુખ ઉપર પ્રેમભર્યો હાથ ફેરવ્યો અને પછી ચ્યનાને કહ્યું: "નિમકહલાલ ચ્યના! ત્હેં જે સેવા બજાવી છે ત્હેનો ત્હને તેમજ આખા વિશ્વને સારો બદલો મળશે. હવે તું આ અશ્વને અને મ્હારાં આભૂષણોને લેઇને પિતાજી પાસે જા. આ સુંદર મુગટ, રાજવંશી પોશાક, વ્હાલી તરવાર અને આ રત્નજડીત મ્યાન સર્વને લેઇ તું હવે જા. મ્હને આમાંનું કાંઇ જ કામનું નથી. પિતાને કહેજે કે હું કૃતઘ્ન નથી થયો; મ્હારી શોધ પુરી થયા પછી જરૂર હું ત્હેમનાં અશ્રુ લુંછવાને હાજર થઇશ. યશોધરાને પણ દીલાસો આપજે. હવે વિલંબ ન કરીશ, જા, જલદી ઘેર જા. હું સત્યનો પ્રકાશ મેળવવા ભમીશ, અને જો એમાં વિજયી થઇશ તો આખું વિશ્વ મ્હારૂં થશે. જો મનુષ્ય મનુષ્યો માટે પ્રયત્ન નહિ કરે તો બીજું કોણ કરશે?"

# પ્રકરણ ૭ મું—સત્યની શોધમાં.



સારથિ ગયો. સિદ્ધાર્થકુમારનું મન શાન્ત થયું. હવે હ્‌હેણે પોતાના માથાના વાળ કાપી નાખવા ઇચ્છયું; કારણ કે તે સુંદરતાની હ્‌હેને હવે કાંઇ જરૂર નહોતી. તથા રેશમી વસ્ત્રોને બદલે ભિક્ષુક દશાને ઉચિત ભગવાં પહેરવા ઇચ્છયું. બરાબર તે જ વખતે જીર્ણ કાષાય વસ્ત્રો ( ભગવાં ) વાળો એક પારધિ* હાથમાં તીરકામઠા સાથે આવતો દેખાયો. હ્‌હેને પોતાનાં રેશમી વસ્ત્રો આપી હ્‌હેનાં કાષાય વસ્ત્રો કુમારે પોતે પહેરી લીધાં અને હ્‌હેની પાસેની છરીથી પોતાના માથાના વાળ કાપી નાખ્યા પછી પોતે એકલા જ મુસાફરી આગળ લંબાવી.

ચાલતાં ચાલતાં આ યુવાન રાજયોગી રાજગૃહી નગરી નજદીક આવી પહોંચ્યા આ નગરી તે સમયે મગધદેશની રાજધાની હતી. ગંગા નદીની પૂર્વ બાજુમાં મગધ રાજ્યની આણ વર્તતી હતી ત્હેનો રાજા બિંબસાર મહાપ્રતાપી હતો.

રાજગૃહી નગરી વિન્ધ્યાચલ પર્વતની પાંચ ટેકરીઓ ઉપર આવેલી હોવાથી એની રમણીયતા સ્વાભાવિક રીતે જ અસાધારણ હતી તે ટેકરીઓ કુદરતની અનેક સુંદરતાઓથી વિભૂષિત હતી. મનુષ્યના સંસર્ગથી દૂર રહેવા ઇચ્છતા અનેક સંન્યાસીઓ—શ્રમણો—

---

* બુદ્ધ ધર્મશાસ્ત્રો કહે છે કે, આ કોઇ સામાન્ય પારધિ નહનો પરન્તુ પારધિનું રૂપ ધારણ કરેલો કોઇ દેવ હતો.

ભિક્ષુકો—સાધુસંતો કાયક્લેષ તપ અથવા દેહકષ્ટ ક્રિયાઓ કરવાને અને અનેક સાધુસંતો ધ્યાનમાં મગ્ન રહેવાને આ ટેકરીઓ પર વાસ કરતા હતા. આ પાંચ ટેકરીઓમાંની એક—રત્નગિરી નામથી ઓળખાતી ટેકરીને સિદ્ધાર્થે પોતાનું નિવાસસ્થાન બનાવી.

યોગી સિદ્ધાર્થ ભિક્ષા ઉપર નિર્વાહ કરતા હતા. રાત્રીએ સુક્કા ઘાસ ઉપર પડ્યા રહેતા અને ઘણી વખત તો બીલકુલ સુતા જ નહિ. ઉંઘતા ત્હારે પણ ઘણું જ થોડું ઉંઘતા અને સૂર્યોદય અગાઉ ઘણા વ્હેલા ઉઠી સૂર્યોદય થતાં સુધી 'ધ્યાન' કરતા અને પછી દેહશુદ્ધિ બાદ નગરીમાં જતા.

રાજકુટુમ્બમાં જન્મેલા અને સુંદર આકૃતિવાળા આ યુવાન ઋષિરાજને ભિક્ષાપ્રાપ્તિમાં મુદ્દલ પરિશ્રમ પડતો નહિ; કારણ કે જેવા તે પોતાની ટેકરીપરથી નીચે ઉતરી નગરીમાં પ્રવેશ કરતા તેવાજ લોકો ત્હેમનો ભવ્ય ચહેરો જોવા ટોળાબંધ એકઠા મળતા અને કેટલાક તો "અમારૂં અન્ન ગૃહણ કરો; દેવ! અમને અપૂર્વ લાભ આપો!" એમ કાલાવાલા કરતા નજરે પડતા હતા. પરન્તુ જિવ્હાને જેણે કાબુમાં રાખી છે એવા તે યુવાન યોગી માત્ર થોડા અને શુષ્ક અન્નથી જ સંતોષ માનતા અને તુરત જ પોતાની ટેકરીએ ચ્હડી જતા. એમના અપૂર્વ રૂપને જોઈ કુમારિકાઓ મોહિત થતી એ જાણી યોગીરાજ ઘડી પણ નગરીમાં વિનાકારણ થોભતા નહિ.

તેઓ બીજી ટેકરીઓ ઉપર પણ ભટકતા અને જૂદી જૂદી માન્યતાઓ ધરાવતા સંતોનો ઉપદેશ સાંભળવામાં આનંદ માનતા. પોતાની રત્નગિરિ ટેકરી ( જેનું બીજું નામ પાંડરવૈશ છે તે ) ઉપર જતાં રસ્તામાં શહેરની બહારની બાજુએ કેટલાક એવા સંન્યા-

સીઓ રહેતા હતા, કે જેઓ શરીરને શત્રુ સમાન ગણતા હતા. જ્યહાં સુધી શરીરમાં દુ:ખની લાગણી તદ્દન બહેર મારી જાય, ત્હાં સુધી શરીરને અનેક પ્રકારનાં આસનોથી અને અનેક પ્રકારની ક્રિયાઓથી કષ્ટ આપવું, એ ત્હેમનો સિદ્ધાંત હતો. તે સિદ્ધાંતને અનુસરી કેટલાકે પોતાનો જમણો હાથ રાત દિવસ ઉંચો રાખ્યો હતો, કે જે હાથમાં લોહીનું ફરવું બંધ થવાથી તે અક્કડ વૃક્ષની ડાળી જેવો બન્યો હતો. કેટલાક ખીલાવાળી પાવડીપર ચાલતા હતા. કેટલાક શરીરમાં જંગલના કાંટા ઘોચતા હતા. કેટલાકે શરીર ઉપર કાદવ અને ધૂળ ચોળ્યાં હતાં કેટલાકોએ સ્મશાનભૂમિનું સેવન કર્યું હતું. કેટલાકની આંખો ઉંડી ગયેલી હતી. કેટલાક કેવળ દરરોજ હજાર બાજરીના દાણા એક પછી એક ખાતા હતા. કેટલાક રસના ઇન્દ્રિયની મીઠાસનો નાશ કરવાને કડવાં પાંદડાં જ ચાવતા હતા. કેટલાકોએ તો પોતાની વિવિધ ઈન્દ્રિયો જ કાપી નાંખી હતી અને આંધળા, જીભ વગરના, બ્હેરા, લંગડા તથા ચિન્હ વગરના બન્યા હતા.

આ સઘળો ત્રાસદાયક દેખાવ જોઈ અને તે પણ **ભવિષ્યમાં** મળનારા સુખને માટે **ધર્મનિમિત્તે** થતો જોઇ, આ ટોળાના ઉપરીને મળી સિદ્ધાર્થે કહ્યું: " હું ઘણા મહિનાથી આ પાસેની ટેકરીપર રહુંછું, અને હું પણ સત્યની શોધમાં જ છું. આ મ્હારા બંધુઓને જોઉંછું ત્યહારે ત્હેમને પોતાની મેળે દુ:ખ પામતા જોઇ મ્હને દયા આવે છે. આ જીવન જે **મૂળે** જ દુ:ખમય છે ત્હેને **વિશેષ** દુ:ખમય શું કરવા કરોછો ?"

તપસ્વીઓના ગુરૂએ જવાબ આપ્યો. " શાસ્ત્રોમાં એવું લખેલું છે કે જો મનુષ્ય પોતાના શરીરને એટલું બધું કષ્ટ આપે કે જીવન

દુઃખમય થાય અને મરણ શાન્તિરૂપ થાય તો ત્હેનાં પાપ ધોવાઇ જાય, અને ત્હેનો આત્મા દુઃખની ભઠ્ઠીમાં શુદ્ધ થઇને શુદ્ધ થાય અને સ્વર્ગમાં ચાલ્યો જાય."

સિદ્ધાર્થ કુમારે યાને શાક્ય મુનિએ જવાબ આપ્યો: "સૂર્યના તાપથી તપેલું પેલા દરિયાનું પાણી ઉંચે ચ્હડી વાદળરૂપ બને છે, પણ તે પાછું જમીનપર વરસાદરૂપે પડે છે; અને તે ટપકાં એકઠાં થઇ નદીમાં ભળે છે, અને છેવટે તે નદી સમુદ્રને મળે છે. આ રીતે જ્ય્હાંથી તે ઉદ્ભવ્યું ત્ય્હાંજ તે આવીને મળે છે. ધારો કે ત્હમારા આ પ્રયત્નથી સ્વર્ગ મળ્યું; તોપણ ત્હેનું ફળ પૂરૂં થયું એટલે પાછા ત્હમારે અંહીને અંહી આવવાનું અને ફરીથી આ પ્રયત્ન આરંભવાનો જ કે ?"

ઋષિએ જવાબ આપ્યો: "કદાચ આરંભવો પડે. અમે આ કશું સમજતા નથી. પણ રાત્રિ પછી દિવસ આવે છે, અને તોફાન પછી શાંતિ આવે છે; અને આ શરીર બંધનકારક છે, આત્માને ઉંચો ઉડતાં અટકાવે છે, માટે અમે તે શરીરને ધિક્કારીએ છીએ, કષ્ટ આપીએ છીએ, અને દેવોની સાથે સુખ મેળવવા ઇચ્છા રાખીએ છીએ."

શાક્યમુનિએ કહ્યું: "ને સ્વર્ગનાં સુખ ગમે તેટલાં વર્ષો સુધી ચાલ્યાં કરે તોપણ ત્હેનો અંત તો અવશ્ય છે જ. પણ એવું કોઇ જીવન છે કે જે શાશ્વત હોય ? બોલો, શું ત્હમારા દેવો પણ શાશ્વત કાળ ટકી શકે છે ?"

યોગીએ કહ્યું: "ના, ત્હેમની પણ અવધ હોય છે અને તે અવધ પૂરી થયે તેઓ પણ મરે છે."

આ શબ્દો સાંભળી સિદ્ધાર્થનું હૃદય પીગળ્યું અને ત્હેમણે કહ્યું: "હે ઋષિઓ ! ત્હમે પવિત્ર છો અને મજબુત મનના છો. માટે

હવે જરા ડહાપણ વાપરો અને આ **શરીરને કષ્ટ** આપવાનું છોડી દો. આથી કદાચ ત્હમને **માયાવી** લાભ થશે, પણ તે લાભનો પણ **અંત** આવશે. આ શરીરરૂપી મકાન કે જહેની બારીઓ દ્વારા કાંઇક પણ ઝાંખો પ્રકાશ આવી શકે છે, ત્હેને તોડી પાડવા શા સારૂ પ્રયત્ન કરો છો ?"

તેઓએ જવાબ આપ્યો: "અમે આ માર્ગ પસંદ કર્યો છે, અને મરણ સુધી તે માર્ગે જ જઇશું. આ માર્ગે ચાલતાં જગતના તમામ પથરા કદાપિ સળગતા કોયલારૂપ થઇ જાય તોપણ અમે તો આ માર્ગે જ ચાલીશું. અય નવજવાન ! આથી વધારે સારો માર્ગ તું જાણતો હો તો બોલી દે; નહિ તો ત્હારે રસ્તે જા."

શ્રમણ સિદ્ધાર્થે કાંઇ પણ જવાબ ન આપ્યો, પણ પોતાને માર્ગે આગળ ચાલ્યા અને રસ્તામાં આ બિચારાઓની સ્થિતિપર દયા લાવતા હતા કે "અહા ! કેટલું અજ્ઞાન ! શું આ અજ્ઞાનમાંથી આ લોકોને મુક્ત કરવાનો માર્ગ નહિ જડે ? અરે, જરૂર તે હું સોધીશ."

આ પ્રમાણે વિચાર કરતા સિદ્ધાર્થયોગી ચાલ્યા જાય છે, તેવામાં કેટલાંક ઘેટાં અને બકરાંને હાંકી જતો એક ભરવાડ ત્હેની નજરે પડ્યો. પોતાનાપર ગુજરાતા જુલમનો પડછાયો જેણે જોયો હતો એવાં તે ઘેટાંઓ આમતેમ નાશી જતા હતા અને તે ભરવાડ મહા મહેનતે ત્હેમને હારમાં લાવતો હતો. એક ઘેટાના બચ્ચાને પગમાં કાંઇ ઇજા થઇ હતી તેથી તે મહામેહેનતે વેદના ભોગવતું ચાલતું હતું, ત્યહારે બીજાં ઘેટાંઓ કુદકા મારતા ચાલ્યા જતાં હતાં. શ્રમણ સિદ્ધાર્થને આ બચ્ચાની ઘણી જ દયા આવી અને ત્હેને ઉંચકીને પો-

તાના ખભા ઉપર મૂકતાં મૂકતાં તે બોલ્યાઃ “ હે નિરાધાર પશુ ! તું શાન્ત થા; જ્યહાં ભરવાડ બધાં ઘેટાંને લેઇ જશે, ત્યહાં હું પણ ત્હને ઉંચકીને આવીશ. પેલી ગુફાઓમાં બેસીને જગતનાં દુઃખ ઉપર વિચાર કર્યા કરવો તે જેટલું ઉત્તમ કામ છે તેટલું જ ઉત્તમ કામ, એક પશુને શાન્તિ આપવાનું છે. ”

પછી તે ભરવાડો તરફ વળીને કહ્યું. “ હે મિત્રો ! અત્યારે ખરા બપોરે આવા સખ્ત તાપમાં આ જાનવરોના ટોળાને ક્યહાં લેઇ જાઓ છો ? ”

તે ભરવાડોએ જવાબ આપ્યોઃ “ આજે અમારો રાજા ત્હેના દેવો નિમિત્તે મ્હોટો યજ્ઞ કરવાનો છે, અને તે યજ્ઞમાં પાંચ કોડી ઘેટાં અને પાંચ કોડી બકરા હોમવાનાં છે; માટે તે રાજાને માટે અમે આ ઘેટાં તથા બકરાં લેઇ જઇએ છીએ. ”

“ ચાલો હું પણ ત્હમારી સાથે આવું છું ” એમ કહી સિદ્ધાર્થ યોગી તે ઘેટાંને ખભા ઉપર જ રાખીને તપેલી રેતીમા અને સખ્ત તાપમાં તે ભરવાડો સાથે શાન્તિથી ચાલવા લાગ્યા.

સાંધ્યાકાળ થવા આવ્યો હતો અને દૂર વ્હેતી સોના નદીપર આથમના સૂર્યનો પ્રકાશ પડી ચૂક્યો હતો. શ્રમણ સિદ્ધાર્થ અને તે ભરવાડો ઘેટાં તથા બકરાં સાથે નગરમાં દાખલ થયા દરવાજા આગળ ઉભેલા દ્વારપાળોએ જ્યહારે યોગીને ઘેટું ઉંચકીને આવતા જોયા ત્યહારે તેઓ એકદમ પાછા હઠી ગયા. ત્હેમનું નમ્ર વદન જોવાને વેપારીઓએ શબ્દોની મારામારી છોડી દીધી. લુહારે એરણ ઉપર ઠોકવાને ઉપાડેલો હથોડો એમને એમ ત્હેના હાથમાં રહી ગયો

વણકરે વણવાનું અને લખનારે લખવાનું છોડી દીધું. પૈસા ગણનાર ત્હેનો હિસાબ ચૂકી ગયો. તે વખતે કણીઆના ચોખા એક આખલો ખાવા મંડી ગયો. દુધ વેચનારે લોટો ભરાઈ ગયો તો પણ દુધ રેડવા કર્યું. તે સિદ્ધાર્થ યોગીનું વદન એટલું નમ્ર તથા એટલું પ્રતાપી કાન્તિમાન્ હતું કે સર્વ કોઇ પોતાનો ધંધો છોડીને આ મહાત્માને જોવા તલ્લીન બન્યા. સ્ત્રીઓ તો બારણામાં એકઠી થઇને માંહોમાંહે વાતો કરવા લાગી કે "આવો સુંદર અને ભવ્ય દેખાવનો પુરૂષ યજ્ઞ નિમિત્તે આહૂતિ લાવનાર કોણ હશે? ત્હેની જાત શી હશે? એની આંખો કેવી રમ્ય લાગે છે! ઇંદ્ર, ચંદ્ર કે કામદેવ તો મનુષ્યરૂપે નહિ આવ્યા હોય?"

આ સઘળો સમય શ્રમણ સિદ્ધાર્થ તો એજ વિચાર કરતા હતા કે "આ બધાં 'ઘેટાં' છે, પણ કોઇ ત્હેમનો '**ભરવાડ**' નથી. તેઓ '**રાત્રિમાં**' આમ તેમ ભટકે છે, પણ ત્હેમને દોરનાર કોઇ નથી. ઘેટાંઓ જેવી રીતે છરી ગળા ઉપર મુકાય ત્હારે બે બેં કરે છે, તે જ રીતે આ અજ્ઞાન મનુષ્યોના રૂપમાં 'મ્હોટાં ઘેટાંઓ' પણ મરણની છરી તળે રડીને રહે છે"

આ સમયે કોઇકે રાજા બીંબસારને ખબર આપી કે "એક પવિત્ર યોગી અત્રે આવેલા છે, અને યજ્ઞને ઉજવવાને જે ઘેટાની જરૂર હતી તે સાથે લાવેલા છે." રાજાએ તે યોગીને યજ્ઞવેદી પાસે (કે જ્હાં પોતે બેઠા હતો) બોલાવરાવ્યો.

રાજા બીંબસાર હમણાં વેદી પાસે બેસીને યજ્ઞની સઘળી તૈયારીઓ પર નજર રાખતો હતો. ત્હેની બન્ને બાજુએ શ્વેત વસ્ત્રવાળા બ્રાહ્મણો પંક્તિમાં ગોઠવાઇ ગયા હતા અને અગ્નિમાં ઘૃત

ામીને ત્હેને સતેજ કરતા હતા. મન્ત્રોચ્ચારની સાથે જેમ જેમ
ઓ ઘી, ઔષધિઓ તથા સોમરસ અગ્નિમાં હોમતા હતા
મ તેમ અગ્નિની જ્વાળા બહુ જોરથી આકાશ તરફ ઉછાળા
ારતી હતી.

એક બાજુએ પશુઓનાં ટોળાં ગોઠવાયલાં હતાં, જેમાંથી એક
ધોવાળા બકરાનું મુખ મુંજ નામના ઘાસથી શીવી લેવામાં આવ્યું
તું. એકાએક પેલો વૃદ્ધ બ્રાહ્મણ ઉભો થાય છે અને નિર્દોષ
ાકરાના ગળાની સમીપમાં છરો ધરીને મન્ત્રોચ્ચાર કરે છે. જુઓ,
ા દેવોને આ ખુનના સાક્ષી થવા બોલાવે છે !

" ઓ દેવો ! અદ્યાપિ પર્યંત કરાયલા અનેક યજ્ઞોમાં સૌથી મ્હોટો
ોવો આ યજ્ઞ રાજા બીંબસાર તરફથી કરવામાં આવ્યો છે. આ અગ્નિ-
ંડમાં રેડાતા લોહીથી અને શેકાતા માંસની ગંધથી ત્હમે તૃપ્ત થાઓ
-તુષ્ટ થાઓ-પ્રસન્ન થાઓ ! રાજાનાં સઘળાં પાપો આ હોમાતા બકરાપર
ડો ! અને તે બકરા સાથે જ રાજાનાં તે પાપો ભસ્મ થાઓ ! "

અને તેણે ઝગઝગતો છરો ઉગામ્યો. અને સઘળાની આંખો ત્હેના
ારફ ખેંચાઇ અને ત્હેના છરાની ગતિની રાહ જોવા તૈયાર થઇ.
ાઘળા પ્રેક્ષકોએ આ ભયંકર દેખાવ જોવાને દમ ખેંચ્યો અને
ાાહ્મણે ફરી મન્ત્રોચ્ચાર કરી છરો ઉગામ્યો.

પરન્તુ સબુર ! એક બ્રાહ્મણની મગદૂર નહોતી કે એક મહા-
માની છાયામાં ઉભેલા પ્રાણીનો વાંકો વાળ કરી શકે. એકાએક તે
ાાન્ત વદનવાળા, જેના મ્હોં ઉપર કશો ગભરાટ કે ધાસ્તીનું ચિન્હ
ાહોતું એવા શાક્યમુનિ—દયાના સાગર સિદ્ધાર્થ રાજર્ષિ પેલા બકરા

પાસે જઇ પહોંચે છે, સઘળાની સમક્ષ ત્હેનું બંધન છોડે છે અને બ્રાહ્મણના સામે આવીને ત્હેને કહે છે:, " ઓ પરમાત્માના અંશ! ખુશીથી ત્હારો આ છરો મ્હારી ખુલ્લી છાતીમાં કે ગરદન પર અજમાવી લે. હું અને આ બકરો એક જ છીએ. "

બ્રાહ્મણ સ્તબ્ધ બની ગયો. ત્હેનો ઉગામેલો હાથ એની જ સ્થિતિમાં સ્થીર રહ્યો. મંડળીમાંથી કોઇ પણ ચું કે ચાં બોલી જ શક્યું નહિ; એટલો બધો તે દયાળુ પુરૂષના ભવ્ય ચ્હેરાનો પ્રતાપ હતો!

અને હવે તે રાજા બીંબસાર તરફ નજર કરે છે અને સઘળા સાંભળે તેમ મ્હોટે અવાજે પોતાની અમર વાણીનો પ્રવાહ ચલાવે છે. " ઓ રાજન્! ઓ બ્રાહ્મણો! ત્હમે શું જાણતા નથી કે આ જીવનની કિંમત આંકવા કોઇજ સમર્થ નથી? આ એક એવી ચીજ છે કે જે છીનવવાની શક્તિ હરકોઇ ધરાવે છે પણ જે બક્ષવાની શક્તિ ચક્રવર્તીમાં પણ નથી. આ દુનિઆમાં જેઓ જીવે છે તેઓ **દયાર્થી** જ જીવે છે અને **દયા માટે** જ જીવે છે. પરમ દયાળુ પરમાત્માની દયા સિવાય એક ક્ષણ પણ જીવવું અશક્ય છે, એ વિચારની જેઓ કદર કરી શકતા હોય તેઓ એ જ પરમાત્માની પ્રજાને રીબાવવાની હિંમત ધરી શકે જ નહિ; કારણ કે આ દુનીઆમાંથી ' દયા 'નું તત્વ દૂર જતાં દુનીઆ વસવા જેવીજ રહેતી નથી. ઓ મનુષ્યો! ત્હમે આ અવાચક પ્રાણીઓના દેવ છો; ત્હમારા દેવો ત્હમને સુખ આપે એમ ઇચ્છનારા ત્હમે, ત્હમને દેવ માનનારા પ્રાણીના ગળા પર છરી ફેરવવા જેટલી જ ભલાઈ બતાવી શકો છો કે? લોહી રેડવાથી જે દેવો તુષ્ટ થાય ત્હેને દેવો

કહેવાય જ કેમ ? જે પ્રાણીઓ પોતાની આખી જીંદગી ત્હમારી સેવા બજાવવામાં ગુજારે છે અને જે જ્યારે ત્હમે ત્હેને છરો મારવા ધાઓ છો ત્હારે પણ ત્હમારો હાથ ચાટવા જેટલો જ પોતાનો બચાવ કરી શકે છે એવાં તે ત્હમારા વિશ્વાસે પડેલાં અવાચક જીવોનો મૂર્ખતાથી સંહાર કરતાં ત્હમને શરમ પણ નથી આવતી શું ? ઓ આર્યો ! ત્હમારા જીગરમાંથી દયા અને પ્રેમ ક્ય્હાં ઉડી ગયાં, કે જેથી ત્હમે ધર્મ નામથી પણ નિર્દયતા અને દ્વેષયુક્ત કાર્યો કરવા પ્રેરાઓ છો ? ચોકસ માનજો કે લોહીથી આત્મા ધોવાઈ શકતો નથી જ. આ વિશ્વનું ગણિત **નિયમ**સર ચાલે છે અને દરેક મનુષ્યને તેમજ દેવને પ્રેમવિરૂદ્ધ ત્હેણે કરેલી દરેક ભૂલ માટે દંડ ભરવો જ પડે છે. ત્હમે જે દુ:ખોથી મુક્ત થવા દેવોને આવી રીતે પ્રસન્ન કરવા ધારો છો તે દુઃખો કોઇ ત્હમારા જ અસદ્ કાર્યનો, અસદ્ શબ્દનો કે અસદ્ વિચારનો **પડઘો** માત્ર જ છે એ ત્હમે નથી જાણતા શું ? ત્હમે તે દુઃખને ઉત્પન્ન કરવાની ભૂલ કરી અને હમણાં વળી તે ઉત્પન્ન કરેલા રાક્ષસને પોષવા તૈયાર થયા છો, એને દૂર કરવાની તાકાત દેવમાં કે દેવોના દેવમાં પણ નથી. એ શક્તિ ત્હમે જ મેળવી શકો અને વાપરી શકો. અને એ શક્તિ તે બીજી કોઇ નહિ પણ ‘ દયા ’ અથવા ‘ પ્રેમ ’ છે. પ્રાણી માત્ર તરફ કોમળ ભાવ રાખતાં શિખો, સઘળાને આત્મવત્ પ્રેમથી જોતાં શિખો, એટલે ત્હમારી અંદરનાં દુઃખનાં બીજ આપોઆપ બળી જશે અને ત્હમે સુખી–સુખી થશો. ”

શાક્યમુનિએ પેલા બકરાને પોતાના ખભા ઉપર ઉંચકી લીધું અને પોતાનું કથન પુરૂં થતાં જ ચાલવા માંડ્યું. પરન્તુ રાજા બીંબસાર આ શબ્દોની અસરથી એટલો તો ભક્તિવશ થઇ ગયો

હતો કે ત્હેણે ઉઠીને ત્હેમને સાષ્ટાંગ દંડવત્ કરી રસ્તો રોકયો.

" દયાળુ દેવ ! અમને ક્ષમા કરો; અમે અજ્ઞાનના અંધકારમાં ભટકતા હોઇ જે કાંઈ અપરાધ કરતા આવ્યા છીએ તે સર્વ માટે અંતઃકરણથી દીલગીર છીએ અને આજથી મ્હારા રાજ્યમાં પશુને ભોગ કોઇ પણ સખસ નહિ આપી શકે. ઓ કૃપાળુ મહાત્મન્ આપ શાન્ત થાઓ, થોભો અને અમારાં હૃદયને બરાબર પવિત્ર કરવા કૃપા કરો. " એમ કહી રાજા ઉભો થયો અને બે હાથે સંપુટ કરી ભક્તિવશ ચહેરા સાથે ઉભો. બીજા બધાએ પણ રાજાનુ અનુકરણ કર્યું.

દયા, અનુકમ્પા, પ્રેમ અને સત્યનું તેજ જેના મ્હોં ઉપર અને આંખોમાં ઝળકી રહ્યું હતું એવા તે રાજર્ષિએ પ્રસંગ વિચારી આગળ ચલાવ્યું: " અહો સુજ્ઞ નરપતિ ! ત્હમારા વિચારોમાં થએલો આ ઉત્તમ ફેરફાર જોઇ મ્હને સંતોષ થાય છે. અને જ્યારે ત્હમારો આટલો બધો આગ્રહ છે તો સાંભળો."

દયાની સાક્ષાત્ મૂર્તિ તુલ્ય શાક્યમુનિના આ શબ્દો સાંભળતાં જ રાજા ત્હેમના પગમાં પડ્યો અને પૂજારીઓએ યજ્ઞકુંડને બુઝાવી દીધા. રાજાએ કહ્યું " હે દેવ ! આપના પધારવાથી અમને જે અનુપમ લાભ મળ્યો છે ત્હેનો યત્કિંચિત્ બદલો વાળવાની તક આપો. માટે આપ થોડા દિવસ અમારા પરોણા બનો. આ હાથ કે જે રાજદંડને યોગ્ય છે ત્હેને હવે વધારે વાર ભિક્ષાના શ્રમમાં ન ઉતારો એ અમારી પ્રાર્થના સ્વીકારો. આ શરીર કે જે રાજવંશી પોશાકને લાયક છે ત્હેને આ ફાટ્યાં વસ્ત્રોથી અશોભનિક ન બનાવવાની અમારી અરજ મંજુર કરો. અમારી સાથે ચાલો, અમારા મહેલમાં વસો, અને

આનંદમાં દિવસ નિર્ગમન કરવા સાથે કવચિત્ રાજ્યમાં જ્ઞાનનો ઉપદેશ આપો. આપના આજના ઉપદેશથી હું એવા ઠરાવ પર આવ્યો છું કે મ્હારા આખા રાજ્યમાં કોઇ પ્રાણીહિંસા ન કરે એવો હું કાયદો કરીશ. અને આપની વધુ સ્થીરતાથી વધુ ઉત્તમ કાર્યોમાં આપ મ્હને પ્રેરી શકશો. "

"હે રાજન્!" શાક્યમુનિએ જવાબ વાળ્યો "ત્હમારા આમંત્રણમાં સમાયલા પ્રેમભાવની કદર ન બુઝી શકું એટલી બધી બુઠી લાગણીવાળો હું નથી. તથાપિ મ્હેં જે કાંઇ માર્ગ અંગીકાર કર્યો છે તે સમજીને જ કર્યો છે. ત્હમારા જેવી જ સાહ્યબી મ્હારી પાસે હતી પરન્તુ 'ત્યાગ' માં જ મ્હને આનંદ જણાયાંથી આ રસ્તો મ્હેં અંગીકાર કર્યો છે. ત્હમે મ્હને થોડા દિવસ અત્રે રોકાવાનું જે સુંદર કારણ આપ્યું તે ઠીક છે; પરન્તુ જેની શોધમાં હું નીકળ્યોછું તે ચીજ ન મળે ત્હાં સુધી વિશ્રાન્તિ લેવી—પ્રમત્ત દશામાં પડવું એ મ્હને છાજતું નથી. પ્રકાશની શોધમાં હું અવશ્ય ફત્તેહ મેળવીશ, એમ મ્હારૂં મન સાક્ષી પુરેછ; અને જ્યહારે મ્હને તે મળશે ત્હારે ત્હમને જરૂર મળીશ. દરમ્યાનમાં, હે દયાળુ નરેશ ! મ્હારો આટલો ઉપદેશ ગ્રહણ કરો. ત્હમારા રાજમાં કોઇ માણસ પોતાના પેટને પ્રાણીઓની કબર ન બનાવે એવો બંદોબસ્ત કરો. 'નિર્બળનું સબળે રક્ષણ કરવું' એ પવિત્ર કાનુનનો ભંગ કરી સબળ જ નિર્બળનું ભક્ષણ કરે એ ખરેખર હેવાનીઅત ભરેલું અને પૃથ્વી ઉપર નરક ઉતારવા સરખું કામ છે. ધન્ય છે તે પવિત્ર ભૂમિને કે જ્યહાં વસતા તમામ મનુષ્યો લોહી વગરનો અને શુદ્ધ ખોરાક જમી શુદ્ધ વિચારો અને શુભ ભાવનાઓમાં રમણ કરતા હશે ! એ ભૂમિ ખરેખર સ્વર્ગ ભૂમિ છે હે દયાળુ નરેશ !

ત્હમારા રાજ્યને એવું પવિત્ર જોવાનો શુભ અવસર ત્હેમને ક્યહારે પ્રાપ્ત થશે ?"

બિંબસારે ખાત્રી આપી કે આ સઘળા ઉપદેશનો તે બનતી તાકીદે અમલ કરશે; અને પછી ત્હેણે ત્હેમનું નામ-ઠામ વગેરે જાણવા ઇચ્છયું. જ્યહારે ત્હેના જાણવામાં આવ્યું કે આ યોગી તે બીજો કોઇ નહિ પણ રાજા શુદ્ધોદનનો પુત્ર થાય છે, ત્હારે ત્હેને ઘણો જ આનંદ થયો; કારણકે જો કે ત્હેને શુદ્ધોદનના પુત્ર સાથે કદાપિ મેળાપ થયો નહતો તથાપિ તેઓ બાલ્યાવસ્થામાંથી પરસ્પર પ્રીતિનાં ચિન્હ તરીકે ઘણીએક ભેટો મોકલી ચૂક્યા હતા.

પીછાન તાજી થવાથી ત્હેણે મહાત્માને રોકવા ઘણોએ પ્રયત્ન કર્યો, પરન્તુ મહર્ષિએ જવાબ આપ્યો: "સ્નેહબંધનમાં ફસાવું મ્હારે માટે જોખમભર્યું છે, માટે હવે પીછાન નીકળતાં તો મ્હારે તાકીદે રવાના થવું જોઇએ છે. મ્હને ક્ષમા કરો; મ્હારી શોધ પુરી થયેથી હું ત્હમને જરૂર મળીશ અને ત્હેનો લાભ ત્હમને જરૂર આપીશ."

એમ કહી શ્રમણ સિદ્ધાર્થ રસ્તે પડ્યા અને થોડીવારમાં જંગલ ઝાડીના રસ્તે અદૃશ્ય થયા.

શ્રમણ મહાત્માનો ઉપદેશ નકામો ગયો નહતો. ત્હેમના બાળમિત્ર અને શિષ્ય એવા બિંબસાર રાજાએ પાછળથી નીચે મુજબ શિલાલેખ તૈયાર કરાવ્યો અને ઢંઢેરો પીટાવીને રાજ્યમાં ત્હેનો પુરેપુરો અમલ કરાવવામાં આવ્યો. તે શિલાલેખ આ મતલબનો હતો—

"મગધ દેશના રાજા બિંબસારની આવી ઇચ્છા છે; યજ્ઞ નિમિત્તે અત્યાર સુધી પશુવધ કરવામાં આવતો હતો. અને ખોરાક નિમિત્તે પશુઓને કતલ કરવામાં આવતા

**હતાં; પણ દિવસે દિવસે જ્ઞાન વધતું જાય છે; સર્વ જીવો સરખા છે, અને દયા કરનારને દયા મળે છે--આ સિદ્ધાન્તોને લીધે કોઇએ યજ્ઞ નિમિત્તે પશુનો વધ કરવો નહિ તેમજ ભોજન નિમિત્તે પશુ કે પક્ષીનો સંહાર કરવો નહિ."**

બિંબસાર પાસેથી ચાલીને સિદ્ધાર્થ યોગી નદી આગળ આવી પહોંચ્યા. અહીં એક સુંદર યુવતી આંખોમાંથી ચોધારાં આંસુ વહેવડાવતી અને માથાના છૂટા કેશને ટુંપી કહાડતી આવી અને નમસ્કાર કરી સિદ્ધાર્થ યોગીને કહેવા લાગી: " હે પ્રભો ! કાલે મ્હને તપોવનમાં મળ્યા હતા અને મ્હારા પર દયા બતાવી હતી એ જ આપ છો. હું થોડે છેટે એક ઝુંપડામાં એકલી પડી રહેતી હતી અને મ્હારા એકના એક બાળકને ઉછેરતી હતી. તે છોકરો પાસે ઉગેલા ફુલના છોડવાઓમા રમતો હતો, તેવામાં ત્હાં એક સર્પ નીકળ્યો અને તે છોકરાને કાંડે લપેટાઇ ગયો. તે છોકરો તો હસતો હતો, અને ત્હેણે રમતમાં તે સર્પનું મ્હોં પહોળું કર્યું અને પોતાનો હાથ તે મુખમાં નાંખ્યો. પણ અફસોસ ! ઝાઝો વખત થયો નહિ એટલામાં તો તે રમતો બંધ થઇ ગયો. તે છોકરો પડી ગયો, અને તેણે ધાવવાનું પણ બંધ કર્યું. મ્હેં લોકોને તે બાળક બતાવ્યું ત્યહારે કોઇકે કહ્યું. ' ત્હેને ઝેર ચ્હડયું છે. ' એક જણે કહ્યું ' તે મરી જશે. ' પણ અરે ! મ્હારો તે પુત્ર મરે અથવા મ્હારાથી જૂદો પડે એ વિચાર મ્હને અસહ્ય લાગ્યો. આ બાળકની આંખમાં ફરીથી પ્રકાશ આવે, અને તે મ્હને માં કહીને બોલાવે, એવી દવા વાસ્તે હું જ્યહાં ત્યહાં ફરવા લાગી, પણ કોઇએ મ્હને તે દવા ન આપી. છેવટે એક સખસે મ્હને એવી સલાહ આપી કે ' પેલી ટેકરી ઉપર એક પવિત્ર મહાપુરૂષ વસે છે, તે કાષાય વસ્ત્ર

પ્હેરે છે ત્હેમને જઇને પૂછ, અને જો ત્હેમની પાસે કાંઇ દવા હશે તો જરૂર ત્હારા છોકરાનું દુઃખ દૂર કરવા તે આપશે.' તે ઉપરથી હું ધ્રૂજતી ધ્રૂજતી આપની પાસે આવી, રડી, મ્હારા બાળક પરથી વસ્ત્ર ખેચી લેઇને આપને તે બતાવ્યું; અને આ બાળકમાં જીવન આવે ત્હેને વાસ્તે આપની પાસે દવા માગી. હે પ્રભો ! આપે બીજાઓની માફક મ્હને ધિક્કારી કહાઢી નહિ, પંણ દયાભરી આંખોથી તે બાળક તરફ જોયું અને કોમળ હાથથી ત્હેનું શરીર તપાસ્યું અને પછી તે બાળક પર વસ્ત્ર ઢાંકવાની મ્હને આજ્ઞા આપી અને કહ્યું કે 'બ્હેન ! એક ઉપાય છે. જો તું, હું જે દવા કહું છું તે લાવી આપીશ તો આ દરદ મટશે. વૈદ્ય પાસે દવા કરાવવી હોય તો વૈદ જે કહે તે પદાર્થ લાવી આપવા જોઇએ. માટે હું ત્હને કહું છું કે એક તોલો સરસવના દાણા મ્હને લાવી આપ,– પણ આટલું યાદ રાખજે કે જે ઘરમાં બાપ, મા, બાળક, અથવા નોકર વગેરે કોઈ પણ ન મરી ગયું હોય એવા ઘરમાંથી તે લાવજે.' હે પ્રભો ! આ રીતે આપે મ્હને કહ્યું હતું."

સિદ્ધાર્થે અગાઉ દયા લાવીને કહ્યું: "પ્રિય કીશાગોતમી ! હા, મ્હેં એમ જ કહ્યું હતું. પણ શું ત્હને તે દાણા મળ્યા ?"

"હે દેવ ! મ્હારા ખમે બાળક રાખીને હું અહીં જંગલમાં તેમજ શહેરમાં ઝુંપડે ઝુંપડે અને ઘેરેઘેર ફરી, અને દરેક જગાએ જઈને હું પૂછી વળી કે 'મ્હારા આ બાળકને સારૂ દવામાં એક તોલો સરસવના દાણા જોઇએ છીએ તે મહેરબાની કરીને આપો,' અને જેમની પાસે તે હતા, તે સર્વેએ મ્હને તે આપ્યા; કારણકે ગરીબ લોકો, ગરીબ લોકો તરફ બહુ દયાળુ હોય છે. પણ જ્યારે હું

પૂછતી કે 'અહીં ત્હમારા ઘરમાં કોઇ મરી ગયું છે ? પિતા કે માતા, સ્ત્રી કે બાળક કે નોકર કોઇ મરી ગયું છે ?' ત્હારે તેઓ કહેતા કે '.બ્હેન ! આ શું પૂછે છે ? **જીવતાની** સંખ્યા બહુ **થોડી** છે, પણ **મરેલાની** સંખ્યાનો **પાર નથી**' આ શબ્દો સાંભળી હું ત્હેમનો ઉપકાર માની તે દાણા પાછા આપતી અને બીજે ઘેર જતી, અને ઉપર પ્રમાણે જ માગણી કરતી. ત્હારે જવાબ મળતા કે,

'દાણા આ રહ્યા, પણ અમારો **નોકર** મરી ગયો છે,'

'દાણા આ રહ્યા, પણ અમારો ભલો **દાદો** મરી ગયો છે'

'દાણા આ રહ્યા, પણ ત્હેનો **વાવનાર** તે ઉગે તે પહેલાં તો ચાલ્યો ગયો છે.'

"હે પ્રભો ! હું ઘેર ઘેર ભટકી, પણ કોઇ પણ એવું ઘર ન મળ્યુ કે જ્યહાં કોઇને કોઇ મરી ગયુ ન હોય. આ ઉપરથી જે મ્હારૂં બાળક ધાવતું ન હતુ તેમ હસતું પણ ન હતું, તે બાળકને ઝરા આગળ દ્રાક્ષના વેલાઓમાં મૂકીને આપને શોધવા આવતી હતી, એવામાં આપ માર્ગમાં જ મળ્યા. બધા લોકો કહે છે કે, 'ત્હારૂં બાળક **મરી ગયું** છે' અને મ્હને પણ ખાત્રી થાય છે કે તે મરી ગયું હોવું જોઇએ. પણ જો તે ન મરી ન ગયું હોય, તો મ્હને એવું ઘર ત્હમે બતાવો કે જ્યહાં મરણ ન થયું હોય અને સરસવના દાણા મળી શકે"

શ્રમણ સિદ્ધાર્થે, ઉપદેશ આપવાનો આ યોગ્ય વખત છે, એમ વિચારીને બોધ ચલાવ્યોઃ "વ્હાલી બ્હેન ! ત્હેં શોધ કરીને, બીજાઓ જે નથી શોધી શકતા તે શોધી કહાડ્યું છે. મ્હારે ત્હને જે કડવો પ્યાલો પાવાનો હતો, તે ત્હેં જાતેજ શોધી કહાડ્યો છે. જે બાળકને તું ચાહે

છે, તે ગઇ કાલે જ મરણ પામેલું હતું. આજે ત્હને ખબર પડી કે ત્હારા જેવાજ દુઃખથી આખું જગત્ દુઃખી છે. જે દુ.ખને ભોગવનાર ઘણા હોય તે દુઃખનો દુઃખ ઓછો થાય છે. જો ત્હારાં આંસુ રોકી શકાતાં હોય, અને મરણના પંઝામાંથી છુટવાનો માર્ગ જડતો હોય તો મ્હારૂં લોહી રેડવાને પણ હું તૈયાર છું. પણ બ્હેન ! તે સત્ય હજુ મ્હને જડ્યું નથી. ત્હેની હું શોધમાં છું. જા ત્હારા બાળકને અગ્નિદાહ દે ”

આ પ્રમાણે બોધિજ્ઞાન ઉત્પન્ન થયા પહેલા પણ શ્રમણ સિદ્ધાર્થે ઉપદેશ આપવાનું અને જગતનું દુઃખ દૂર કરવાનું કામ આરંભી દીધું હતું; કારણ કે શક્તિ હો વા ન હો, પરન્તુ ઉદાર દીલના પુરૂષો દુઃખીનાં દુઃખ જોઇ શકતા નથી.

# પ્રકરણ ૮ મું—બુદ્ધત્વની શોધમાં.



રાજગૃહી નગર છોડી **શાક્યમુનિએ** વૈશાલિનો માર્ગ લીધો, કે જ્યહાં **આરાડ કાલામ** અને **ઉદ્રક રામપુત્ર** એ નામના બે પંડિત બ્રાહ્મણ સંન્યાસીઓ પોતાના અનેક શિષ્યો સાથે રહેતા હતા. પ્રથમ તે **આરાડ કાલામ** પાસે ગયા, જે **સાંખ્યમતસ્થાપક** કપિલનો શિષ્ય હતો, અને તે વખત ચાલતા ધર્મના મતો સંબધી વાદવિવાદમાં અતિ નિપુણ હતો. **શાક્યમુનિ** ત્હેની પાસે ગયા ત્હારે ત્હેણે અને ત્હેના શિષ્યોએ **શાક્યમુનિનું** રૂપ, ગભીરતા તથા મુખની પ્રતાપી કાન્તિ જોઇ સારી રીતે ત્હેમનો આદરસત્કાર કર્યો, યુવાવસ્થામાં રાજપાટ વગેરે છોડવા માટે ત્હેમની ઘણી સ્તુતિ કરી અને સત્યની શોધમાં આખર સુધી મચ્યા રહેવાનો આગ્રહ કર્યો.

**શાક્યમુનિએ** ઘણા વિનયપૂર્વક કહ્યું: " હે મહાત્મન્ ! આપના નામની કીર્તિ સાંભળી હું આપની પાસે સત્ય શોધવાનો માર્ગ જાણવા આવ્યો છું. જન્મ, મરણ અને વ્યાધિના પંઝામાંથી શું મુક્ત થઇ શકાય ? અને થવાય તો ત્હેનાં સાધનો કયાં છે ? ત્હેના વાસ્તે કેવું જીવન ગાળવું જોઇએ ? આખરની સ્થિતિ કેવી થાય છે ? આ સત્યો હું જાણવા માગું છું અને તે જાણવાને માટે જ હું આપની પાસે આવ્યો છું. કૃપા કરી મ્હને તે સમજાવો. "

**અરાડ** ઋષિએ કહ્યું: " આ પ્રશ્નો ઘણા ગહન છે, પણ ત્હમારી તે જાણવાની ઇચ્છા જ છે તો સાંભળો. ઉંચામાં ઉંચી સ્થિતિ તે

બ્રહ્મ છે. બ્રહ્મ અમૂર્ત છે, અક્રિય છે, નિર્વિકારી છે, નિર્ગુણ છે, સચ્ચિદાનંદ સ્વરૂપી છે. તે બ્રહ્મ, જડવસ્તુઓથી ભિન્ન છે. જેવી રીતે મુંજ ઘાસ હેના ઉપરના છોતરામાંથી છુટું કરવામાં આવે છે, અને જેવી રીતે પક્ષી પાંજરામાંથી ઉડી જાય છે, તેવી રીતે જડ વસ્તુઓમાંથી દૂર ભાગવાથી બ્રહ્મની સ્થિતિ મળે છે. તે જ મુક્તિ છે. મુક્તિનાં સાધનોમાં મુખ્ય શ્રદ્ધા* છે. 'આત્મા નિર્વિકારી છે' એવી શ્રદ્ધા રાખવાથી મનુષ્ય નિર્લિપ્ત રહે છે, અને પરમપદ પામે છે."

આ શબ્દો શાક્યમુનિને ડહાપણ ભરેલા લાગ્યા, પણ તેથી હેમની ભૂખ ભાગી નહિ. સત્યનો જે માર્ગ તે શોધતા હતા, તે જડ્યો નહિ. તેમજ તે સત્ય મેળવવાનાં શાધનો પણ પ્રાપ્ત થયાં નહિ. તેથી થોડા દિવસ તે ઋષિ પાસે રહી, હેમની રજા માગી પોતે ઉદ્રક રામપુત્ર પાસે ગયા.

ઉદ્રક રામપુત્રે પણ અરાડ કાલામના જેવો જ સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો અને વિશેષમાં જણાવ્યું કે, કર્મ પ્રમાણે મનુષ્યની ગતિ થાય છે, માટે મુક્તિ ઇચ્છનારે કર્મથી છુટા થવું જોઇએ જે મનુષ્ય કર્મથી છુટો થાય છે, તે શાશ્વત સ્થાન મેળવે છે. પણ કર્મથી શી રીતે મુક્ત થવું તે માર્ગ ને જણાવી શક્યો નહિ. શાક્યમુનિએ આ બધું શાન્ત ચિત્તથી સાંભળ્યું, પણ હેમના આત્માને તેથી દિલાસો મળ્યો નહિ મન્દિરોમાં જે બ્રાહ્મણો ક્રિયા કરાવતા હતા, હેમની પાસે તે ગયા; પણ ત્યાં આગળ તો પશુઓનો વધ થતો જોઇ શાક્યમુનિના દયામય સ્વભાવને જરા પણ રુચિ થઇ નહિ. તે બ્રાહ્મણોને, બિંબિસાર રાજાને ત્યાં આપ્યો હતો તેવો, ઉપદેશ આપીને પોતાનાં પાપ ધોવાને માટે કરવામાં આવતો પશુવધ નિરર્થક છે, અને નીતિના

*શ્રદ્ધા=દૃઢ માન્યતા, સમજપૂર્વક નિશ્ચય. Firm conviction.

નિયમોને માન આપ્યા સિવાય કદાપિ શુદ્ધ ધર્મ પાળી શકાય જ નહિ એમ સમજાવ્યું.

સત્યનો આ અડગ શોધક હવે મગધ દેશમાં ગયાની પાસે આવેલા ઉરૂબિલ્વ નામના જંગલમાં, જ્યહાં ઉદ્રકના પાંચ પ્રતાપી શિષ્યો ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા, ત્યહાં આવી પહોંચ્યો. આ પાંચમાં કૌન્ડાચન મુખ્ય હતો. આ પાંચ સન્યાસીઓ પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખતા હતા, નીતિના નિયમો સારી રીતે પાળતા હતા, અને નૈરંજના ( હાલમાં ત્હેને ફલ્ગુ કહે છે) નદીને કિનારે આવેલા તપોવનમાં ભારે તપ કરવામાં મગ્ન થયા હતા. તેઓનો ઉત્સાહ અને ધૈર્ય એટલાં બધાં હતાં કે શાક્યમુનિના મનપર ત્હેની ભારે અસર થઈ અને સત્યની શોધમાં આ સાધન કેટલે દરજ્જે ઉપયોગી છે તે અજમાવવાનો ત્હેમણે સંકલ્પ કર્યો. તે પાંચ સંન્યાસીઓની પાસે એક સ્થાન પસંદ કરીને શાક્યમુનિએ પણ ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી અને જૂદા જૂદા સિંદ્ધાન્તો વિષે વિચાર કરવા માંડ્યો. કેટલીકવાર તો મરણ, વ્યાધિ અને જરામાંથી મુક્ત થવાના માર્ગપર વિચાર કરતાં કરતાં તે એટલા બધા ધ્યાનમગ્ન થઇ જતા હતા કે ભોજનનો અવસર ચૂકી જતા.

સઘળા પ્રકારના મનોવિકારોને ત્હેમણે વશ કર્યા હતા અને ઇંદ્રિયોને સપૂર્ણ કાબુમાં રાખી હતી. કોઇ પણ સંસારી પુરૂષ ન પાળી શકે તેવા ઉપવાસ સબંધી સખ્ત નિયમો તે પાળતા હતા. આવી ક્રિયા ત્હેમણે લાગલાગટ ૭ વર્ષ સુધી કરી; કેટલાક દિવસ સુધી તો આખા દિવસમાં અનાજનો ફક્ત એક જ દાણો તે ખાતા હતા. આથી શરીરસૌંદર્ય નાશ પામ્યું અને- અવયવો શિથિલ પડી ગયા. મહાપુરૂષને જણાવનારાં બત્રીસ લક્ષણો પણ શરીરમાંથી ભૂંસાઇ જવા લાગ્યાં. જ્હેમ જેમ કુમુદની ગંધ ચારે બાજુએ ફેલાય છે, તેમ ત્હેમના આ

તપની કીર્તિ સર્વત્ર વ્યાપી ગઇ. સુકી ડાળી જેવું થઇ ગયેલું હ્હેમનું શરીર જોવાને લોકો દૂર દેશથી આવવા લાગ્યા. આમ ૭ વર્ષ વીતી ગયાં, પણ તૃષ્ણાનો વિચ્છેદ કરનારૂં અને સત્યજ્ઞાનનું પ્રકાશક ઉચ્ચ ધ્યાન તે પ્રાપ્ત કરી શક્યા નહિ.

આવી ઉગ્ર તપશ્ચર્યા કરવાથી તે તપસ્વી શાક્યમુનિ એક દિવસ મૂર્છા આવવાથી જમીનપર પડી ગયા. હ્હેમનામાં ચાલવાની શક્તિ રહી ન હતી. શરીરમાંથી લોહી તદ્દન ઉડી ગયુ હતું, અને કોઇ ઘા વાગવાથી પડે તેમ તે તદ્દન બેશુદ્ધ થઇ પડી ગયા. શાક્યમુનિને આવી સ્થિતિમાં પડેલા જોઇ એક ભરવાડનો છોકરો કે જે ઘેટાં લેઇ ચરાવવા જતો હતો હ્હેને દયા આવી. સૂર્યનો તાપ તે સમયે બરાબર શાક્યમુનિના મુખ પર પડતો હતો. જંગલી જમરૂખ ઝાડની ડાળીઓ કાપી લાવી તે ભરવાડના છોકરાએ આ પવિત્ર મુખ ઉપર સૂર્યનો તડકો ન પડે તેમ ઉંચે શુર્યાને બાંધી, અને ઘેટીના આંચળમાંથી તે પવિત્ર મુખમાં દુધની ધાર પાડી; કારણકે આવા પવિત્ર મનુષ્યને અડકવાથી મહાપાતક થઇ બેસે એવા ભયથી તે કમ્પતો હતો. ' આ કોઇ દેવ છે, ' એમ ધારી હ્હેમની પ્રાર્થના કરતો તે થોડીવાર ત્ય્હાં જ બેઠો. આ દુધ મુખમાં જવાથી શાક્યમુનિના શરીરમાં ચેતના આવી અને હ્હેમણે તે ભરવાડના છોકરા પાસે લોટામાં દુધ માગ્યું.

તે છોકરાએ કહ્યું: " હે દેવ ! હું આપને તે મ્હારા લોટામાં આપી શકું નહિ: કારણકે આપ જુઓ છો કે હુ શુદ્ર છું, અને મ્હારા સ્પર્શથી ત્હમે અપવિત્ર બનો. " તે વખતે શાક્યમુનિએ આ ભોળા ભરવાડના છોકરા તરફ દયા લાવીને કહ્યું: " દયા અને તંગી સઘળા લોકોને એક બનાવે છે. લોહીમાં કાંઇ જાતિ નથી; કારણકે લોહી તો સર્વ મનુષ્યોનું એક રંગનુ હોય છે. તેમ આંસુમાં પણ જાતિ નથી,

કારણ કે સઘળા પુરૂષોનાં આંસુમાં ખારાશ હોય છે. તેમજ માણસ જન્મે છે ત્હારે કપાળમાં તિલક કે ગળામાં જનોઇ લેઇને જન્મતો નથી. જે સારાં કામ કરે છે તે દ્વિજ છે, અને જે ખરાબ કામ કરે છે તે શુદ્ર છે; માટે મ્હને ત્હારા લોટામાં દુધ આપ; જ્યહારે મ્હારી શોધ પૂરી થશે ત્હારે ત્હને પણ લાભ થશે.” આ શબ્દો સાંભળવાથી તે ભરવાડના છોકરાનું હૃદય એટલું પ્રફુલ્લિત થયું કે તે વર્ણવવાને શબ્દો નથી. તરતજ તેણે દુધ કાઢી આપ્યું અને પછી પોતાને માર્ગે ચાલ્યો ગયો.

બીજે દિવસે પાસેના શહેરમાં ઇન્દ્રનિમિત્તે મ્હોટો મહોત્સવ થનાર હતો, તે વાસ્તે કેટલીક નાચનારીઓ ત્હાં થઇને આ પ્રમાણે બોલતી બોલતી જતી હતીઃ “જ્યહારે સીતારના તાર **બરાબર** ખેંચવામાં આવ્યા હોય ત્હારે નાચવાનુ કામ બહુ સારી રીતે થાય છે. અમારે માટે સીતારના તારને હદબ્હાર ખેચતા નહિ, તેમ ઓછા પણ ખેંચતા નહિ. જો આ પ્રમાણે બરાબર તાર ખેંચવામાં આવ્યા હોય તો મનુષ્યોનાં હૃદયો ખેંચવાનું સામર્થ્ય અમારામાં છે. જો તાર હદબ્હાર ખેંચવામાં આવે તો તે તૂટી જાય છે. જો તે તાર ઓછા ખેચવામાં આવ્યા હોય તો તે ઢીલા પડી જાય છે અને ગાયન બંધ પડે છે; માટે **તારને વધારે કે ઓછા ખેંચશો નહિ.**” આ શબ્દો તે સ્ત્રીઓ આનંદથી બોલતી ચાલી જતી હતી. પાસેના વૃક્ષનીચે બેઠેલા **શાક્ય** મુનિને કાને તે શબ્દો પડ્યા, અને તે બોલી ઉઠ્યાઃ “ અહા ! ઘણીવાર અભણ મનુષ્યો જ્ઞાનીઓને પણ બોધ આપે છે. મ્હેં પણ આ શરીરના તારને હદબ્હાર ખેચ્યા છે, તેથી ત્હેમાંથી ગીત નીકળતું નથી, એટલુંજ નહિ પણ ત્હેને તૂટી જવાનો પણ મ્હોટો ભય છે. મ્હારૂં શરીરબળ ઘટી

ગયું છે. જો આ શરીર તૂટી જશે તો અનેકોની આશાનો આધાર પણ તૂટી જશે; માટે હવે શરીરને હદબ્હાર તપશ્ચર્યામાં નહિ વાપરતાં **મધ્યમ માર્ગ** ગ્રહણ કરવો જોઇએ. શરીર એ ઉપયોગી સાધન છે, માટે ત્હેને **મારી નહિ નાખવું જોઇએ**, પણ ત્હેને **અંકુશમાં રાખવું જોઇએ.** ”

આવો વિચાર કરી શાક્યમુનિ પોતાના આસનેથી ઉઠ્યા. પાસે આવેલી નૈરંજના નદીમાં સ્નાન કર્યું અને બ્હાર આવવા પ્રયત્ન કર્યો, પણ નદીમાં તે પડી ગયા. મહામહેનતે, પાસે ઉગેલા વૃક્ષની ડાળી પકડીને તે બ્હાર આવ્યા અને એક વડવૃક્ષ નીચે આસનવાળી ધ્યાનમાં બેઠા.

આ સમયે એક પૈસાદાર અને ધર્મિષ્ઠ ગોવાળ તે નદીની પાસેના ન્હાના ગામમાં રહેતો હતો. ત્હેને એક સ્ત્રી હતી, જેનું નામ સુજાતા હતું. તે ઘણી નમ્ર સ્વભાવની, દયાળુ અને શુદ્ધ અંતઃકરણવાળી હતી. તે, તે ગામમાં પોતાના માયાળુ સ્વભાવને તેમજ ઉદારતાને લીધે અતિ લોકપ્રિય બની હતી. ત્હેને કાંઇ પણ સંતતિ ન હતી, તેથી ત્હેણે વનના અધિષ્ઠાતા દેવની માનતા માની હતી કે ‘ જો મ્હને પુત્રપ્રાપ્તિ થાય તો ચૈત્ર મહિનાની પુનેમને દિવસે ખીરખાંડનું ભોજન વડનાળે પધરાવીશ. ’ ભાગ્યયોગે સુજાતાની આકાંક્ષા પૂર્ણ થઇ હતી. આજે ત્રણ માસનો પુત્ર ત્હેના ખોળામાં રમતો હતો. તે આજે એક હાથમાં તે બાળક અને બીજા હાથમાં ખીરખાંડનું ભરેલું પાત્ર લેઇ તે વનદેવને મનાવવા આવતી હતી. આ સુજાતાને આ પુત્રજન્મથી એટલો બધો આનંદ થયો હતો કે તેણે સારા શરીરવાળી એક હજાર ગાય પસંદ કરી હતી; તેઓનું દુધ તેણે પાંચસો ગાયોને પીવરાવ્યું; તેઓનું

દુધ બસો પચાશ ગાયોને પીવરાવ્યું; એ રીતે જ્યહારે ૭ જ ગાયો રહી, ત્યહારે તે ૭ ગાયોનું દુધ લેઇને આજે ત્હેની ખીર બનાવી હતી; તે ખીરમાં તેણે આણીશુદ્ધ મોતી જેવા ચોખા અને અનેક પ્રકારના સુગધીદાર તેજાના પણ નાખ્યા હતા. અને પોતાની દાસી રાધા (જેનું બીજું નામ પૂર્ણા હતું)ને વડના ઝાડતળે અગાઉથી કચરો વાળવા મોકલી હતી; તે દોડતી દોડતી સામે આવી અને પોતાની શેઠાણીને કહેવા લાગી: "આશ્ચર્ય! આશ્ચર્ય! વડનીચે તો વનદેવતા પોતે આવીને બેઠેલા છે. ત્હેમણે આસન વાળીને ઘુંટણપર હાથ મૂકેલા છે. ત્હેમના કપાળની આસપાસ તેજ ઝળકી રહ્યું છે. ત્હેમની આંખો દેવ જેવી છે. દેવોને મળવું તે શું ભાગ્યોદયની વાત નથી?"

સુજાતા એકદમ ઉભી થઈ અને ઉતાવળી વડ તરફ ચાલી, શાક્યમુનિ પદ્માસને ધ્યાનમાં બેઠા હતા ત્હાં આવી અને ત્હેમના ભિક્ષાપાત્રમાં તે હાથીદાંત જેવી ઉજ્વળ ખીર રેડી તથા મુનિના શરીરે ઉંચામાં ઉંચું અત્તર છાંટીને હાથ જોડી દૂર ઉભી રહી. શાક્ય-મુનિએ કાંઇપણ બોલ્યાવિના તે ખીરનું ભોજન કર્યું, કે તુરતજ તે પૌષ્ટિક ખોરાકના પ્રતાપે તે ૭ વર્ષના તપસ્વીમાં નવું બળ આવ્યું, ત્હેમના શરીરમાં નવી સ્ફુર્તિ આવી, અને કોઇ તાપથી તપેલા પક્ષીને ઝરાનું જળ પીવાથી જે આનંદ થાય તેવો આનંદ ત્હેમના મુખપર છાઈ રહ્યો. બોધિ (કેવળજ્ઞાન) મેળવવાને તે યોગ્ય શરીરસ્થિતિમાં આવ્યા. શાક્યમુનિના મુખપર આ આનંદ અને તેજ જોઇ સુજાતા વધારે ભક્તિ બતાવવા લાગી અને છેવટે ત્હેણે ધીમેથી પૂછ્યું: "શું સ્વામીને મ્હારી માનતા પહોંચી ચુકી?"

શાક્યમુનિ પોતાની કામળમાંથી હાથ બહાર ક્હાડીને તે બાળકના

શિરપર મૂકીને બોલ્યાઃ " તું ચિરકાળ સુખી થજે, અને તું આ જીવનનો બોજો સુખેથી ઉઠાવજે! કારણ કે હું કે જે એક દેવ નથી, પણ ત્હારો ભાઇ છું, ત્હેને ત્હેં મદદ કરી છે. હું એક ભટકતો યોગી છું અને છેલ્લાં ૭ વર્ષથી જગતનાં દુ:ખો જેથી ટળે તેવો પ્રકાશ શોધું છું. મ્હને વિશ્વાસ છે કે તે મ્હને જરૂર મળશે. હમણાં થોડા સમયપર જ તે પ્રકાશની ઝાંખી થવા લાગી હતી; પણ મ્હારૂં શરીર નિર્બળ થઇ ગયું હતું. સુભાગ્યે મળેલા ત્હારા સાત્વિક ખોરાકે તે શરીરને બળ આપ્યું છે; ત્હને આ સેવા માટે મ્હોટો લાભ થશે."

"હે પ્રભો! આપ તે પ્રકાશ મેળવો!" એવી પ્રાર્થના કરીને સુજાતા ચાલી ગઇ.

જ્હારે ત્હેની સાથેના પાંચ ભિક્ષુકોએ આ બનાવ જોયો ત્હારે તેઓએ ધાર્યું કે આ શાક્યમુનિનો ધર્મઉત્સાહ મંદ પડી ગયો છે. અને તેઓ ત્હેમને વ્રતભંગ કરનાર તરીકે ગણવા લાગ્યા; કારણ કે તે ત્હેમના વિચાર પ્રમાણે ઉગ્ર તપશ્ચર્યા પાળી શક્યા નહિ હતા. શાક્યમુનિએ વિચાર કર્યો કે, કેવળ ઉપવાસ કરવાથી આ સાધ્યબિન્દુની સમીપમાં અવાતું નથી પણ ઉલટું શરીર નિર્બળ થતું જાય છે, અને ત્હેની સાથે મન પણ નિર્બળ થાય છે, અને જેનું શરીર તથા મન નિર્બળ હોય તે કેવી રીતે ધ્યાનની પરાકાષ્ઠાએ પહોંચી શકે? આ વિચારથી ત્હેમણે ઉગ્ર તપશ્ચર્યા કરવી છોડી દીધી, શરીરની ગુલામી કે સુસ્તી ન ગણાય એટલી હદે સંરક્ષણ કરવા માંડ્યું અને આત્મનિરીક્ષણ અને ધ્યાનનો આશ્રય લીધો.

તે સ્થાનેથી ઉઠીને તે શાક્યમુનિએ એક લાકડાં કાપનાર પાસેથી ઘાસ માગી લીધું અને બોધીવૃક્ષ નીચે તે પાથર્યું. ત્હેનું યોગાસન

બનાવ્યું અને તે ઘાસ ઉપર પદ્માસન વાળીને બેઠા. તે વખતે મન સાથે દૃઢ નિશ્ચય કર્યો કે: "આ આસનમાં મ્હારૂં શરીર શુષ્ક થાય તથા ચામડી હાડકાં અને માંસ નાશ પામે, પણ જ્યહાં સુધી દુર્લભ પરમજ્ઞાન પ્રાપ્ત નહિ થાય ત્યહાંસુધી આ આસન જરા પણ ડગશે નહિ."

આ વખતે તે વૃક્ષ ઉપર વિવિધ પક્ષીઓનો મધુર કલરવ થઇ રહ્યો હતો. સઘળા દેવો અને દેવીઓ એક અવાજે પ્રાર્થના કરી રહ્યા હતા કે "હે પ્રભો ! હે મિત્ર ! હે જગદુદ્ધારક ! ક્રોધ અને અભિમાન ઉપર વિજય મેળવનાર અને કામ શંકા તથા ભયને હઠાવનાર હે ગુરો ! આપ હવે બોધી વૃક્ષ તરફ પધારો. આખું દુઃખી વિશ્વ આપને આજે આશીર્વાદ આપે છે. અમારા ખાતર આ આપનો છેલ્લો પ્રયત્ન આરંભો ! હે રાજન્ ! હે જીતેંદ્રિય મહાપુરૂષ ! **સમય સમીપ છે !** ઘણાં વર્ષોથી જે રાત્રિની અમે રાહ જોઇ રહ્યા હતા, તે **આજની રાત્રિ છે.**"

રાત્રિ પડી અને **શાક્યમુનિ** જે થોડા સમયમાં બોધિજ્ઞાન મેળવવાના છે, તે બોધિવૃક્ષ નીચે આસન વાળીને બેઠા છે. આજે અખિલ બ્રહ્માંડને આનંદ વ્યાપી રહ્યો છે; કેવળ **મારદેવનું** મુખ ઉદાસી ભાસે છે ! ત્હેના મુખપર શ્યામતા ઢળેલી દેખાય છે. **મારદેવ** મનથી વિચારે છે: "આ **શાક્યમુનિ** થોડા સમયમાં બુદ્ધ થશે, બોધિજ્ઞાન મેળવશે અને તે જ્ઞાનવડે આખા વિશ્વને મ્હારા પંઝામાંથી મુક્ત કરવા ભગીરથ પ્રયત્ન આરંભશે. મ્હારી સત્તા નાશ કરવાનો આ ત્હેનો માર્ગ છે. તે જો સત્ય શોધવામાં વિજયી નિવડશે તો મ્હારૂં સઘળું બળ નાશ કરી શકશે. જો તે પ્રયાસ પોતાને માટે જ હોત તો મ્હને ઝાઝી દરકાર કરવાની રહેત નહિ. પણ તે તો મ્હને જડમૂળથી ઉખેડી નાખવાને માટે સત્યનો બોધ આપવા ઇચ્છે છે. હું પણ ખરો કે આજે

ત્હેનો પરાજય કરૂં. હે સૈનિકો ! હે મ્હારા સુભટો ! હે સેવકો ! આજે ત્હમે બધા ત્હમારા પૂર્ણ આવેશમાં તૈયાર થાઓ. આજે એક મહાસમર્થ રિપુની સાથે આપણે લડવાનું છે. જો ત્હેમાં નહિ ફાવીએ તો આપણો સદાને માટે નાશ સમજજો. માટે આજે ખરેખરૂં વીરત્વ દાખવવાનો પ્રસંગ છે. આ વીર બહુ બળવાન્ છે, માટે ત્હમારે જરા પણ ચૂક કરવી નહિ અને ત્હમારો સઘળો પુરૂષાર્થ વાપરવો. હજુ ત્હેનાં જ્ઞાનચક્ષુ ખુલ્યાં નથી, ત્યહાંસુધી આપણા રાજ્યને નિરાંત છે; માટે તે ખુલે તે અગાઉ ચાલો આપણે આપણાથી બનતું કરી લઇએ."

આ આજ્ઞા મળતાંજ મારરાજાની ત્રણ પુત્રીઓ *રતિ, અરતિ અને તૃષ્ણા, તેમજ ક્રોધ, માન, માયા, લોભ, અહંકાર, અજ્ઞાન વગેરે ત્હેના સુભટો (જે નરકના દૂતો જેવા લાગતા હતા) તે સઘળાએ આ શાક્યમુનિને ગભરાવવાને પોતાનું સઘળું બળ વાપર્યું. તેઓ, ત્હેમના તરફ અનેક પ્રકારના ભયંકર તીરો ફેંકવા લાગ્યા, પવનના મ્હોટાં વાવાઝોડાં ઉત્પન્ન કરવા લાગ્યા, આકાશમાં વીજળીઓના ભયંકર ચમકારા રૂપે ફેલાફેલ કરવા લાગ્યા, અનેક સુંદર આકૃતિઓવાળી સ્ત્રીઓના રૂપમાં હાવભાવ કરી પોતાનાં મોહક અંગો ખુલ્લાં કરી નૃત્ય કરવા લાગ્યા. આ સર્વ પ્રાથમિક તૈયારીઓનું દર્શન કરાવ્યા પછી મારદેવ પોતે પોતાના પાંચ તીરો અને અનેક દાસદાસીઓ સાથે આવી પહોંચ્યો અને સમાધિમાં બેઠેલા શાક્યમુનિ પાસે જઈ, ડાબા હાથમાં ધનુષ્ય લઇને, અને જમણા હાથમાં તીર રાખીને આ પ્રમાણે ક્હેવા લાગ્યો: " હે ક્ષત્રિય ! ઉઠ ! હવે ભય ધારણ કર ! હવે ત્હારૂં આવી બન્યું છે. ત્હારૂં ધર્મોનું દાન કરી લેવાનો આ છેલ્લો સમય છે.

* રતિ=રાગઃ અરતિ=દ્વેષ

લોકોને બચાવવાનો ફાંફાં છોડી દે. ધર્મ જ કરવો હોય તો ખુશીથી દાન આપ અને તપજપ કરી ત્હેનો બદલો સ્વર્ગમાં ભોગવ! એજ જાણી-તો અને પ્રસિદ્ધ માર્ગ છે. ગરીબાઇનો અને ભિક્ષા માગવાનો આ ત્હારો માર્ગ ત્હને કશા કામમાં આવનાર નથી, બલ્કે દુઃખી તો જરૂર કરશે જ. મ્હારી સલાહ નહિ માને તો મ્હારો કોપ વહોરવો પડશે એમ નક્કી સમજજે. અનેક ઋષિમુનિઓને તોબા પોકરાવનાર એવો જે હું, ત્હેને શું તું નથી પીછાનતો? આજકાલનો તું મ્હારી શી ગણ-ત્રીમાં છે? જો, આ તીર તૈયાર છે; તે કેવું ઝેરી છે? જો, મ્હેં તે ત્હારાપર તાક્યું છે. માટે હવે ઉઠ! હઠીલાપણું છોડ! શું તું આ તીરથી નથી બ્હીતો કે?" આ રીતે ઘણીએ ધમકી **મારદેવે** આપી પણ **શાક્યમુનિએ** તે કશાપર લક્ષ સરખું આપ્યું નહિ. ત્હેમના મન-માં જરા પણ ભય ન હતો. તરતજ **મારદેવે** તે તીર ફેંક્યું, જેમાંથી ત્રણ **શક્તિઓ** ઉત્પન્ન થઇ! **શાક્યસિંહ** હજી પોતાના ધ્યાનમાં દૃઢ રહ્યા છે એમ જોઇ **મારદેવ** ચિંતાતુર થયો.

**મારદેવે** હવે પોતાનું આખું સૈન્ય એકઠું કરીને સામટું બળ અજમાવ્યું. ત્હેના લશ્કરના દરેક સુભટે પોતાના સ્વભાવ પ્રમાણે સ્થૂલ રૂપ ધારણ કર્યું. કેટલાકે હાથમાં તરવાર લીધી, કેટલાકે તબલા લીધા, કેટલાકે મ્હોટા વૃક્ષ લીધાં, ત્યહારે કેટલાકે વજ્ર અને અનેક જાતનાં હથિયારો ગ્રહણ કર્યાં. કેટલાકે ડુક્કરના, ઘોડાના, વાઘના, સિંહના જેવાં મુખ કર્યાં. કેટલાકે મ્હોટાં પેટ કર્યાં, કેટલાકે ઘણી આંખો કરી, ત્યહારે કેટલાકે મ્હોંઉપર ફક્ત એક જ આંખ રાખી. કેટલાકે હાથી જેવા કાન કર્યા, પર્વત જેવી ખુંધ કરી, કેટલાકે પોતાના આખા શરીરે સર્પ વિંટાળ્યા, કેટલાકે કમ્મરે ઘંટડીઓ બાંધી, કેટલાકે ભયંકર

ચીસો પાડનારા રાક્ષસ બન્યા અને આખી પૃથ્વીને ધ્રુજાવે તેવી રાડો પાડનારા કેટલાક થયા. પવન અને અગ્નિ, જળ અને ધૂળનાં જૂદાં જૂદાં રૂપો તેઓએ ધારણ કર્યા. અને આવું અનેક પ્રકારનો ભય ઉપજાવનારૂં સૈન્ય લેઇ **મારદેવ** ફરીથી શાક્ય મુનિની સામે લડવા ચાલ્યો.

આ વખતે ધર્માનુરાગી દેવો અને **નાગરાજો** આ **મારદેવ** ઉપર અત્યંત ગુસ્સે થયા, અને આ મહાત્મા પુરૂષને નિરર્થક હેરાન કરે છે તેથી અનુકંપાને લીધે લોહીનાં આંસુ હેમની આંખમાંથી ઝરવા લાગ્યાં.

બધું સૈન્ય શાક્ય મુનિપાસે આવ્યું. તેઓ અનેક પ્રકારની ચીસો પાડવા લાગ્યા અને હેમના વિકાળ સ્વરૂપથી બીવરાવવા લાગ્યા; પણ સત્યની શોધમાં તલ્લીન થયેલા શાક્યમુનિનું ચિત્ત જરા પણ અસ્થિર થયું નહિ. અનેક પશુ પખીઓ સિંહ આગળ રમતા હોય કે બરાડા પાડતા હોય, પણ તે સિંહને જરાપણ અસર કરી શકતા નથી, તેમ આ પર્વતતુલ્ય એકાગ્ર ચિત્તવાળા શાક્યમુનિના મનની શાંતિનો ભંગ થવા પામ્યો નહિ. મારદેવના સૈન્યના દરેક સુભટે તે રાત્રિએ પોતાનું વીરત્વ બતાવવામાં ખામી રાખી નહિ. તે સુભટો શાક્યમુનિ સામું ભયંકર દૃષ્ટિથી જોતા હતા, દાંતીઆ કરતા હતા, આમ તેમ દોડતા હતા, અને દરેક પળે હેમનો નાશ કરવાની તૈયારીમાં હોય એવો દેખાવ કરતા હતા પણ શાક્યમુનિને આ સર્વ બાળક્રીડા જેવું લાગતું હતું. મારદેવની એક માગી હતી, જે અતિ રૂપવતી હતી. હેણે પણ અનેક પ્રકારના હાવભાવ, કટાક્ષ અને શરીરના અંગોપાંગનું પ્રદર્શન કરી શાક્યમુનિને લોભાવવા બનતું કરી જોયું અને બીજાઓએ પણ હેમને ગભરાવવા અનેક પ્રકારના ડાળા-

ઢળ કરી મૂક્યો. પણ જગદ્ગુરૂનો વાળ સરખો પણ હાલ્યો નહિ. આથી મારરાજાનું સૈન્ય નાશીપાસ થઇ ગયું, અને મારરાજા શું કરવું તે ન સમજવાથી ગભરાઇ ગયો અને આમતેમ દોડવા લાગ્યો.

આ વખતે મારદેવના દશ મ્હોટા દૂતો આગળ નીકળી આવ્યા. તેઓનાં નામ . આત્તવાદ, શંકા ( વિચિકિત્સા ), શીલવ્રત, પરામર્શ, કામ, પ્રતીધ ( દ્વેષ ), રૂપરાગ, અરૂપરાગ, માન, સ્વાભિમાન અને અવિદ્યા ( અજ્ઞાન ). આ દશ દૂતોએ પોતાનું સ્વરૂપ બતાવી શાક્યમુનિને ફસાવવા પ્રયત્ન કર્યાં. આ બધા દૂતો પૈકી કામદેવે પોતાનું બળ બતાવવામાં સૌથી વધારે પરિશ્રમ લીધો હતો. તેણે પોતાની જાદુઇ લાકડી હલાવી કે અપ્સરાઓનું ટોળુ નાચતું-કુદતું, હાવભાવ પ્રદર્શિત કરતું આવી ઉભું. શાક્યમુનિને દરેક અપ્સરા કહેવા લાગી: " હે નાથ ! મ્હને અંગીકાર કરો, મ્હને સગીકાર કરો ! " પણ જ્યારે તે મહામુનિનું મન ચલિત ન થયું, ત્હારે એક અપ્સરાએ યશોધરાનું રૂપ ધારણ કર્યું, અને ત્હેની આંખમાંથી આંસુની ધાર ચાલવા લાગી, અને તે પ્રેમભર્યાં હાથ શાક્યમુનિ તરફ લંબાવી કહેવા લાગી: " હે નાથ ! ત્હમારાવિના હું મરણ પામું છું; રોહિણી નદીને કાંઠે આપણા વિશ્રામ વનમાં જે સુખ ત્હમને મળતું હતું, ત્હેમાંનું કયું સુખ અંહી મળે છે કે જેથી આપ બેસી રહ્યા છો ? હું આટલાં વર્ષ થયાં એકલી ત્હમારા વિના ઝુરી ઝુરીને મરૂં છું. હે સિદ્ધાર્થ ! વ્હાલા સિદ્ધાર્થ ! હવે ઘેર પાછા આવો ! મ્હારા ઓષ્ટ આપની રાહ જુએ છે. "

પણ શાક્યમુનિએ કહ્યુઃ " હે માયાવી આકાર ! યશોધરાનો ઢોંગ કરનાર હે માયાવી રૂપ ! ત્હારૂં માયાવી સ્વરૂપ હું સમજું છું.

**જા, વિખરાઈ જા. અને ત્હારા દ્રવ્યમાં ભળી જા.**" આ શબ્દો ઉચ્ચારતાં જ તે બધાં રૂપો વિખરાઈ ગયાં. સદ્દગુણ રૂપી દિવાલોથી બંધાયેલા કોટમાં **શાક્યમુનિ** અડગ બેઠા રહ્યા. આ બધા તોફાનમાં બોધિવૃક્ષ પણ અચળ રહ્યું.

રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયો. દુર્ગુણોરૂપી દુષ્ટ નિશાચરો ન ફાવવાથી પોતપોતાને સ્થાને ગયા. પૃથ્વી શાંત થઇ. તે વખતે **શાક્ય મુનિ** પ્રથમ '**સમ્યક્સંબુદ્ધ**' થયા. ત્હેમનાં દિવ્ય ચક્ષુ ઉઘડી ગયાં, જેના બળથી પાછળ ને પાછળ છેક પોતાના પાછલા **પાંચસેં ભવ દેખાયા**, ત્યહાં સુધી તે દૃષ્ટિ દોડી, અને ત્હેની સાથે છેક હલકી સ્થિતિમાંથી તે 'બુદ્ધ'ની સ્થિતિ સુધી જીવનનાં પગથિયાં એક બીજા સાથે શી રીતે સંકળાયેલાં છે તે પણ ત્હેમના જ્ઞાનની દૃષ્ટિમર્યાદામાં આવી ગયું. પૂર્વ ભવોમાં વાવેલાં બીજ તે પછીના ભવોમાં ફળ આપે છે, દરેક ભવમાં સારાનું ફળ સારૂં આવે છે, અને ખરાબનું ફળ ખરાબ આવે છે, મરણ તે લેણાદેણાનો હિસાબ કરવાનો વખત છે, આ ગણત્રી એવી ચોકસાઇથી ચાલે છે કે એક રતિ માત્રનો ત્હેમા ફેર પડતો નથી—આ સર્વ મહાન સિદ્ધાંતોનું શાક્યમુનિ—બુદ્ધભગવાનને—પ્રથમ અનુભવયુક્ત જ્ઞાન થયું.

હવે રાત્રિના **બીજા** પ્રહરમાં શ્રી શાક્યસિંહને આખા વિશ્વના જીવોના ભવોનું જ્ઞાન થયું, અને મનુષ્યજાતિ ભણી નજર કરતાં ત્હેમને લાગ્યું કે, પ્રાણીઓ તેમજ મનુષ્યો, નરકના જીવો તેમજ દેવતાઓ બધા દુઃખથી રીબાય છે, પિડાય છે, વેદના ભોગવે છે, પણ તે બધા આમ થવાનું કારણ ન સમજવાથી, ફરી ફરીને દુઃખ ઉત્પન્ન કરનારાં કર્મોને જન્મ આપે છે અને દુઃખી થાય છે. આ જન્મ મરણનું

ચક્ર નિયમિત રીતે ચાલ્યાં કરે છે, અને તે ચક્ર તળે પ્રાણી માત્ર આવી જાય છે.

રાત્રિના **ત્રીજા** પ્રહરમાં, આ જન્મ મરણુ **શાથી** ઉત્પન્ન થાય છે, ત્હેનું **નિદાન** શોધી કહાડ્યું. પ્રથમ તો વૃદ્ધાવસ્થા અને મરણુ શાથી આવે છે, ત્હેનો વિચાર કરતાં જણાયું કે, જ્હાં શરીર છે ત્હાં વૃદ્ધાવસ્થા અને મરણુ એ તો ત્હેનો ધર્મ જ છે. ત્હારે શરીર શાથી આવ્યું ? ત્હેનો વિચાર કરતાં દિવ્ય ચક્ષુથી ભગવાન્ બુદ્ધે જોયું કે પૂર્વ જન્મમાં કરેલાં કાર્યો, વચનો અને વિ-ચારોને લીધે આ શરીર મળ્યું. ત્હારે પૂર્વભવમાં શા સારૂં કર્મો કર્યાં ? તે કર્મો કરાવનાર ઉપાદાન છે. ઉપાદાન શાથી ઉત્પન્ન થયું ? તૃષ્ણાથી. તૃષ્ણા ક્યહાંથી ઉત્પન્ન થઇ ? વેદનાથી. વેદના ૭ પ્રકારના સ્પ-ર્શથી ઉત્પન્ન થાય છે.[+]

સ્પર્શ શાથી ઉત્પન્ન થાય છે ? નામ રૂપથી. નામ રૂપ ક્યહાંથી

---

[+] જૂદા જૂદા પ્રહરોમાં બુદ્ધદેવને થયેલા સાક્ષાત્કારો સામાન્ય વાચ-કોને ગમે તેવા નિર્માલ્ય કે સામાન્ય જણાય; પરન્તુ બે વાતનો ખ્યાલ ભૂલવો જોઇતો નથી. એક તો, જે સત્યો આપણે પુસ્તકોમાંથી અને વિદ્વજ્જનોના મુખથી શીખીએ છીએ ત્હેની આપણને કાંઈ કિંમત હોતી નથી, પણ તે જ સત્યો જો આપણે **આપબળથી** શોધી કહાડીએ અને ત્હેનો **સાક્ષાત્કાર** કરીએ તો આપણને અપૂર્વ આનંદ મળે. બીજી વાત એ છે કે, મહાત્મા બુદ્ધદેવને જે જે સૂક્ષ્મ બાબતોનું જ્ઞાન થયેલું તે બધું કાંઇ સ્થૂળ ભાષામાં મૂકી શકાય નહિજ અને ત્હેને ઝીલનાર પણ ત્હેમના જેવા અધિકારી હોય તો જ ઝીલી શકે. માટે આ પુસ્ત-કમાં લખ્યું છે તેટલુંજ જ્ઞાન મળ્યું હશે એમ ન સમજવું.

ઉત્પન્ન થાય છે ? વિજ્ઞાનથી. વિજ્ઞાન ક્યહાંથી ઉદ્‌ભવે છે ? અવિદ્યાથી. માટે વૃદ્ધાવસ્થા અને મરણનું અંતિમ કારણ **અવિદ્યા** છે. આ સિદ્ધાંતનો બુદ્ધભગવાનને **સાક્ષાત્કાર** થયો.

હવે આ દિવ્ય રાત્રિના **ચોથા** અને છેલ્લા પ્રહરમાં બુદ્ધભગવાને ચાર ઉમદા સત્યો શોધી કહાડ્યાં **દુઃખ** છે, દુઃખનું **કારણ** છે, દુઃખનો **નાશ** છે, અને તે નાશ કરવાના **ઉપાયો** છે.

બીજા દિવસનો પ્રાતઃકાળ થતાં પહેલાં **શાક્યમુનિ**ના મનનાં દ્વાર પુરી રીતે વિકસેલા કમળની માફક ખુલ્લાં થઈ ગયાં. **શાક્યમુનિ 'બુદ્ધ' થયા;** જગદુદ્ધારક મહાપુરૂષ વિજયવંત થયા, સર્વજ્ઞ થયા, ત્રિકાળજ્ઞાની થયા, સત્યનો પ્રકાશ અનુભવવાને વચમાં આવતાં આવરણોથી મુક્ત થયા.

જે સમયે શાક્યમુનિ 'બુદ્ધ' થયા તે સમયે આખા વિશ્વની કેવી સ્થિતિ થઇ, ત્હેનું વર્ણન કરતાં અર્હત્ **અશ્વઘોષ** જણાવે છે કે આખું વિશ્વ આજે શાન્ત અને પ્રકાશમાન હતું. સઘળા દેવો, નાગરાજાઓ અને બીજા દિવ્યશક્તિધારકો આકાશમાં દિવ્ય દુંદુભિ વગાડવા લાગ્યા અને તેઓના નિયમો પ્રમાણે પુષ્પ વગેરેની વૃષ્ટિ કરવા લાગ્યા. પ્રાણીઓ પરસ્પર વિરોધ ભૂલી શાંતિમાં રહેવા લાગ્યા. તે વખત ભય અને ત્રાસ તદ્દન અદૃશ્ય થયા. કોઇનામાં દ્વેષનો વિચાર રહ્યો નહિ. દુઃખ અને ગરીબાઇ ઓછાં થવા લાગ્યાં. જ્ઞાનનો સૂર્ય વિકસ્વર થવા લાગ્યો. દેવોને તે સમયે એટલો બધો આનંદ થયો કે, ત્હેમના આનંદનો પડઘો મનુષ્યોએ ઝીલ્યો અને મનુષ્યો પણ આનંદસાગરમાં ડુબવા લાગ્યા. તે પ્રાતઃકાળમાં એટલી બધી શાન્તિ આખા વિશ્વમાં વ્યાપી રહી કે કસાઈએ પોતાનો છરો સંતાડ્યો; ચોરે પોતાની લૂંટ પાછી મૂકી; વેપા-

રીને દગો કરવા તરફ અભાવ થયો; ક્રૂર હૃદયો નમ્ર બન્યા અને નમ્ર હૃદયવાળા વિશેષ નમ્ર બન્યા; લડવાને તૈયાર થયેલા રાજાઓએ શાંતિનું કહેણુ મોકલ્યું; માંદા મનુષ્યો હસતા હસતા પથારીમાં ફ્રીને ઉભા થયા અને મરવાની તૈયારીવાળા મનુષ્યો પણ આ શુભ પ્રાતઃકાળ ઉદય થયો છે એ વિચારથી આનંદ પામ્યા. સિદ્ધાર્થ કુમારની પથારી પાસે ઉદાસ ચ્હેરે બેઠેલી યશોધરાના હૃદયમાં પણ આનંદના ફુવારા ફુટવા લાગ્યા. દેવોએ કહ્યુ: "કામ પૂર્ણ થયું છે, કામ પૂર્ણ થયું છે!" "અને એ શબ્દોના રણકારાએ જગતના લોકોને જણાવ્યું કે 'આજે મ્હોટો ચમત્કારિક અને આનંદજનક બનાવ બનવા પામ્યો છે.'

તે બોધિ વૃક્ષતળે બુદ્ધભગવાન્ સાત દિવસ ને રાત્રિ સુધી જરા પણ હાલ્યા ચાલ્યા સિવાય ધ્યાનગ્રસ્ત દશામાં સ્થિર બેશી રહ્યા. ત્હેમનું મન શાન્ત હતું. કોઇ પણ પ્રકારની આશા–તૃષ્ણા હવે રહી નહતી. જે પ્રાપ્ત કરવા યોગ્ય હતું તે મળી ચૂક્યું અને જે ત્હેમના જીવનનો ઉચ્ચમાં ઉચ્ચ ઉદ્દેશ હતો તે આજે પૂર્ણ થયો. તે વખતે પ્રથમ ત્હેમના મુખમાંથી આ ઉદ્ગાર નીકળ્યા:

" હું લાંબા વખતથી આ શરીરરૂપી ઘરમાં કેદ પુરાયો છું. આ દુઃખરૂપ કેદખાનું કોણે બનાવ્યું ત્હેને હું હમેશ શોધતો હતો; મ્હારો પ્રયત્ન મહાન્ હતો, પણ અત્યાર સુધી તે વૃથા ગયો હતો. પરન્તુ આજે તો હે શરીરને રચનાર ! આજે તો મ્હેં ત્હને ઓળખી કહાડયો છે. આ દુઃખરૂપી દિવાલો તું કદાપિ ફરીથી ઉભી કરી શકીશ નહિ. આજે આ ત્હારૂં ઘર ભાગી ગયું છે. ત્હેના પાયા જડમૂળથી ઉખડી ગયા છે. અવિદ્યાએ બાંધેલું ઘર જ્ઞાનથી વિલય થયું છે. હવે હું તે ઘરમાંથી મુક્તિ તરફ ચાલ્યો જાઉં છું."

# પ્રકરણ ૯ મું—ધર્મપ્રચાર.



બુદ્ધ ભગવાને હવે આખા વિશ્વતરફ દૃષ્ટિ ફેરવી, અને ત્હેમને આખું વિશ્વ દુઃખના મહાસાગરમાં ડુબેલુ જણાયું અને આથી ત્હેમનો દયામય જાતિસ્વભાવ પૂર્ણ જોસમાં સ્ફુરી નીકળ્યો. આ સદ્જ્ઞાનથી લોકોનુ કલ્યાણ કરવાની સ્વાભાવિક વૃત્તિ પણ થઇ. જગતના નિષ્કારણ બંધુ એવા બુદ્ધ ભગવાનને આ જગતનું અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી જ્ઞાનપ્રકાશ આપવા સિવાય બીજું શું સુઝે ? આ સર્વ દુઃખનો સંહાર કરનાર ધર્મ ફેલાવવાની ભાવના વ્યાપી રહી, પણ આજુબાજુના લોકોની સ્થિતિ જોઇ ત્હેમણે વિચાર્યું કે લોકો પ્રાયશ્ચિત, બલિદાન, ક્રિયાકાંડ, મંત્રતંત્રમાં આસક્ત થયેલા છે, તેઓ શું આત્મસંયમ અને ભૂતદયા ઉપર રચાયેલા આ ધર્મને અંગીકાર કરશે ? મનુષ્યો આ ધર્મનું માહાત્મ સમજશે કે નહિ તેવો પ્રશ્ન ઉઠયો. પણ બુદ્ધભગવાનની દયા અનુપમ હતી. નરનારીનું અને પશુપંખીઓનું દુઃખ વિચારી છેવટે ધર્મનો બોધ કરવાના નિશ્ચય ઉપર આવ્યા.

પ્રથમ તો પોતાના પ્રાચીનગુરૂ અરાડકાલામને નવા ધર્મમાં દીક્ષિત કરવા નિશ્ચય કર્યો; પરંતુ તે તો આ લોક છોડી ગયા છે, એમ સાંભળી રૂદ્રકરામપુત્ર પાસે પોતાનો ઉપદેશ કરવા ઇચ્છ્યું. પણ તે પણ આ લોકમાં નથી, એવા સમાચાર મળવાથી પ્રથમના પોતાના પાંચ સહઅધ્યાયીને આ નવા સત્યનો બોધ આપવાનું ધારી કાશીથી ઉત્તરે

ત્રણમાઇલ ઉપર આવેલા મૃગદાવ* તરફ બુદ્ધભગવાન ચાલ્યા. કાશી-તરફ જતાં ઉપક નામના એક દિગંબર જૈન સાધુ બુદ્ધભગવાનને મળ્યા. તે બુદ્ધ ભગવાનની અપૂર્વ કાન્તિ અને આનંદ જોઇ ચકિત થયા અને પૂછવા લાગ્યાઃ "ત્હમારા ગુરૂ કોણ છે ? ત્હમે કોને હાથે દિક્ષા લીધી ?"

બુદ્ધભગવાને જવાબ આપ્યોઃ "મ્હારો કોઈ ગુરૂ નથી, મ્હને **શાંતિ** મળી છે. ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવાને હું કાશી તરફ જાઉં છું. જેઓ પાપ અને મૃત્યુના અંધકારમાં દટાયલા છે ત્હેમને માટે હું ત્હાં જીવનનો દીપક પ્રકટાવીશ."

ઉપકે પૂછ્યુંઃ "શું ત્હમે આખા જગતને જીતનાર 'જીન' છો ?" બુદ્ધ ભગવાને જવાબ આપ્યો "જેઓએ આત્મા અને મનો-વિકારો ઉપર જય મેળવ્યો છે તેઓ 'જીન' છે. જેઓ વિકારોને જીતે છે અને પાપથી દૂર રહે છે તેઓજ ખરા 'જીતનારા' છે. મ્હેં 'હું-પણા' પર જય મેળવ્યો છે અને સઘળાં પાપોનો નાશ કર્યો છે; એ અપેક્ષાએ મ્હને 'જીન' કહેતા હો તો હા હું 'જીન'જ છું."

પછી તે કાશી ગયા, જ્હાં મૃગવન અપરનામ ઇસીપટનમાં કૌણ્ડીન્ય અને ત્હેના ચાર સોબતીઓને જોયા. તેઓએ બુદ્ધભગવાનને પોતાની તરફ આવતા જોઇ પરસ્પર વિચાર કર્યો કે, "આ મનુષ્યે વ્રત ભંગ કર્યો છે, માટે ત્હેને ગુરૂ તરીકે સન્માન આપવું નહિ, અને ત્હેનું નામ દેઇને બોલાવવો. તે આવે ત્હારે આપણે ઉભા થવું નહિ, ત્હેને

---

* આ જગ્યાએ ઇ. પૂ. ૩૦૦ વર્ષ ઉપર અશોકે એક મંદિર બનાવ્યું હતું. હાલ ત્હેનાં ભાગેલાં ખંડેરો જણાય છે. એ જગ્યાને હાલ **સારનાથ કહે છે.**

રાજાએ ઘણી ભક્તિ દેખાડી અને કહ્યું કે "યષ્ટિવન, નગરથી દૂર છે, માટે આ પાસે આવેલા વેણુવનમાં આપ પધારો તો ઘણું સારૂં."

આ ઉપરથી બુદ્ધ ભગવાન્ પોતાના શિષ્યો સાથે વેણુવનમાં રહેવા આવ્યા. આ વેણુવનમાં ત્હેમણે ઘણાં ચાતુર્માસ ગાળ્યાં હતાં, અને ઘણાં સૂત્રો પણ આજ સ્થળે આપ્યાં હતાં.

આ રાજગૃહમાં બુદ્ધભગવાન રહ્યા, તે દરમ્યાન સારીપુત્ર, મૌર્દ્ગલાયન અને મૈત્રેયાણીપુત્ર નામના ત્રણ પ્રસિદ્ધ શિષ્યો ત્હેમણે મેળવ્યા. એક દિવસ ભિક્ષાર્થે અશ્વજિત્ રાજગૃહી નગરમાં ફરતા હતા, તે અતિ સ્વરૂપવાન્ હતા, અને ત્હેમની ચાલવાની રીત પણ સામા મનુષ્યનું મન હરણ કરે તેવી હતી. હવે સારીપુત્ર, જે કપિલ નામના ઋષિનો શિષ્ય હતો, ત્હેણે આ અશ્વજીતનું સૌંદર્ય અને ઉમદા દેખાવ જોઇને પૂછ્યું: "ત્હમારા ગુરૂ કોણ છે ? અને ત્હમે કયો ધર્મ પાળો છો ? આ પ્રશ્નોનો જવાબ આપી મ્હારી શંકા દૂર કરો" અશ્વજીતે જવાબ આપ્યો "બુદ્ધભગવાન મ્હારા ગુરૂ છે. હું આ ધર્મમાં થોડા સમયથી દાખલ થયેલો છું. જ્ઞાનનો સૂર્ય થોડાજ સમયથી ઉગેલો છે, તેથી હું મહાન્ ગુરૂનો ઉપદેશ શી રીતે સમજાવી શકું ? છતાં મ્હારા અલ્પ જ્ઞાન પ્રમાણે જણાવું છું કે "જે જે વસ્તુઓ છે, તે સર્વનું કારણ હોય છે, જન્મ મરણનું પણ કારણ છે, અને તે કારણ ચાર ઉમદા સત્યો અને અષ્ટવિધ માર્ગથી દૂર થઇ શકે છે." એમ કહી ટુંકમાં તે ઉમદાં સત્યો અને માર્ગનો ઉપદેશ કર્યો, જે સાંભળવાથી બુદ્ધ ધર્મપર ત્હેની આસ્થા થઈ, અને તે પોતાના મિત્ર મૌર્દ્ગલાયન પાસે ગયો. મૌર્દ્ગલાયન પણ સારીપુત્રની

માફક મ્હોટો પંડિત ગણાતો હતો, અને તે બન્નેને અનેક શિષ્યો હતા. તે બન્ને જણ બુદ્ધભગવાન્ પાસે ગયા, ત્હેમનો શાંતિભર્યો ઉપદેશ સાંભળ્યો, અને બુદ્ધ, સંઘ અને ધર્મ એ ત્રણ 'શરણ' લીધાં, અને સંસારનો ત્યાગ કરી 'શ્રમણ' થયા.

શિવશંકર નામનો એક બ્રાહ્મણપુત્ર જે વંશપરંપરાથી આવેલી યજ્ઞક્રિયા, અને તે નિમિત્તે થતા પશુઓના બલિદાન વગેરેથી કંટાળ્યો હતો, અને ત્હેના કાકાના પુત્રે તથા ત્હેની સ્ત્રીએ ત્હેનું ઘણું નુકશાન કરેલું હોવાથી, ત્હેનાપર અપ્રીતિ રાખતો હતો, તે બુદ્ધ ભગવાનનો દયાનો અને ક્ષમાનો ઉપદેશ સાંભળી ક્ષમાવાન્ થયો, અને બુદ્ધધર્મની દીક્ષા લેઇ બુદ્ધના બાર મુખ્ય શિષ્યોમાંનો એક થયો. શિવશંકરે દીક્ષા લેતી વખતે પોતાનું નામ બદલી મૈત્રેયાણીપુત્ર એવું નામ રાખ્યું. ત્હેણે બુદ્ધભગવાન્નો ઉપદેશ સાંભળી પોતાના જીવનની સઘળી હકીકત જણાવી અને હું દીક્ષા લેવાને તૈયાર છું એમ પણ નિવેદન કર્યું, ત્હારે બુદ્ધ ભગવાને પૂછ્યું. "શું ત્હારા હૃદયમાં **દ્વેષનો અંશ પણ** રહ્યો નથી એવી ત્હારી **ખાત્રી** છે? ત્હારા કાકાના પુત્રની સ્ત્રીએ ત્હારા પુત્રનું ખુન કર્યું હતું તે બાબત પણ શું તું ત્હારા મનથી ત્હેને ક્ષમા આપે છે? સઘળા જીવો માટે ત્હને દયાભાવ છે? ત્હને નુકશાન કરનારાઓ તરફ પણ પ્રેમ સિવાય બીજી વૃત્તિ ત્હારા હૃદયમાં ઉદ્ભવતી અટકાવવાને તું સમર્થ થયો છે?" ત્હેણે જવાબ આપ્યો. "હે નાથ! ખરેખર તેમજ છે. મ્હારા કાકાના છોકરાની સ્ત્રીએ મ્હને નુકશાન કર્યું છે, ત્હેની મેં ક્ષમા આપી છે. હું તે વાતને ભૂલી ગયો છું. હું ત્હેને મ્હારી સઘળી દોલત આપી દઉં છું; કારણ કે હવે મ્હને ત્હેની જરૂર નથી. મ્હારા જીવનમાં હવે

એકજ ભાવના છે, અને તે ભાવના સિદ્ધ થતાં હજારો વર્ષ વીતી જશે તોપણ હું તે જ્યહાં સુધી સિદ્ધ નહિ થાય ત્યહાં સુધી પ્રયત્ન કર્યા કરીશ, એવી હે પ્રભો ! ત્હમારા ચરણકમળમાં નમીને પ્રતિજ્ઞા કરૂંછું. જગતનો ઉદ્ધાર કરવાને, હે ગુરો ! તમારી માફક મારી જાતને હું અર્પણ કરીશ; ત્હમે મ્હને દુઃખમાંથી મુક્ત કર્યો છે, અને શાંતિ આપી છે, તે શાંતિ હું આખા વિશ્વને આપી શકું તેવી સ્થિતિ મેળવતાં સુધી હું પ્રયત્ન ચાલુ રાખીશ."

બુદ્ધ ભગવાને ઘણા પ્રેમપૂર્વક જણાવ્યું; "જેવું તું કહે છે તેવુંજ થશે. હું બુદ્ધ તરીકે ત્હારી પ્રતિજ્ઞા સ્વીકારૂંછું, અને તે પ્રતિજ્ઞાનો કદાપિ ભંગ થશે નહિ અને તે પ્રતિજ્ઞા સફળ થશે." બુદ્ધ ભગવાને ત્હેના માથાપર હાથ મૂકયો અને તે ત્હેમના પગે પડયો, અને મૈત્રેયાણીપુત્ર ( બીજુંનામ મૈત્રેયબલદાસ ) એવું નામ ધારણ કરી દીક્ષા લીધી અને શ્રમણ થયો.

આ વેણુવનમાં બુદ્ધભગવાન્ રહેતા હતા, તે સમયે મહાકાસ્યપ નામનો એક બ્રાહ્મણ સંન્યાસી ત્હેમનો શિષ્ય થયો; આ મહાકાસ્યપે સત્ય શોધવાને જગતમાં કીંમતી ગણાતી સર્વ વસ્તુઓનો ભોગ આપ્યો, અને બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી અજાતશત્રુ રાજાના આશ્રય તળે રાજગૃહમાંજ એક મ્હોટી સભા મેળવી બુદ્ધ ધર્મોનાં બધાં સૂત્રો બીજા ભિક્ષુકોની મદદથી એકઠાં કર્યાં હતાં.

શારીપુત્ર અને મૌર્ગલ્લાયન પાછળથી બુદ્ધ ધર્મમાં દાખલ થયા, તથા ત્હેમને વિશેષ યોગ્ય જાણી જે પદવી બુદ્ધભગવાને સંઘમાં આપી તેથી આગળના શિષ્યો નારાજ થયા. આ વાતની બુદ્ધ ભગ-

વાનને જ્યહારે ખબર પડી ત્યહારે ત્હેમણે બધા ભિક્ષુકોને એકઠા કરી કહ્યું; " હે ભિક્ષુકો ! નિર્વાણ મેળવવાને માટે જે માર્ગો મ્હેં કહ્યા છે, તે સ્મરણમાં રાખો; તમે બીજી બાબતો ભૂલી જાઓ, તોપણ ટુંકમાં યાદ રાખજો કે.—

सव्व पापस्स अकरणम्

कुसलस्स उपसम्पदा

सचित्त परियोदपणम्

एतं बुद्धानुसासनम् ॥ धम्मपद ॥ १८३

' સર્વ પ્રકારનાં પાપ નહિ કરવાં, કુશળ કામ કરવાં, અને ચિત્તની શુદ્ધિ કરવી, એજ બુદ્ધ ધર્મ છે ' તમે શા માટે ઈર્ષ્યાથી ધર્મને ભૂલી જાઓ છો ?" આ વાક્યોથી શિષ્યોનાં હૃદય શાંત થયાં, પણ આ વખતે બુદ્ધ ભગવાને સંઘની વ્યવસ્થા અને પવિત્રતા જાળવવા માટે કેટલાક નિયમો રચ્યા. આ નિયમોને ' પ્રતિમોક્ષ ' કહે છે, અને આ પ્રથમ મળેલી સભા ' શ્રાવકસંનિપાત ' તરીકે ઓળખાય છે.

સારીપુત્ર અને મૌદ્‌ગલાયન પછી કેટલાક સમયસુધી નવા શિષ્યો નહિ થવાથી લોકોનો ઉત્સાહ ધીમે ધીમે ઘટવા લાગ્યો અને જ્યારે બુદ્ધના સાધુઓ ભિક્ષાર્થે નગરમાં જાય, ત્યહારે લોકો ત્હેમના તરફ અપમાનની દૃષ્ટિથી જોવા લાગ્યા, ત્યહારે તે ભિક્ષુકોએ આવીને બુદ્ધ ભગવાનને સઘળી હકીકત નિવેદન કરી, તે ઉપરથી ત્હેમણે કહ્યું: " હે ભિક્ષુકો ! લોકો જેને અકલ્યાણનો માર્ગ સમજે છે, તેજ ચિર-

કાળના કલ્યાણનો માર્ગ છે. માટે ત્હેમને જણાવજો કે, બુદ્ધ પ્રથમના બુદ્ધોની માફક ધર્મરાજ્ય ફેલાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. લોકોને સત્યમાર્ગ સમજાવવા સિવાય ત્હેમની પાસે બીજું હથિયાર નથી. જે ત્હેમના શિષ્યો થાય છે, તે પણ સત્યના બળથીજ થાય છે, અને સત્યના બળથીજ સંઘની સંખ્યા વધશે. ”

બુદ્ધ ભગવાન્ આ રીતે રાજગૃહમાં ઉપદેશ આપતા હતા, અને લોકોને સત્યધર્મ તરફ દોરતા હતા, તે બાબતની કપિલવસ્તુમાં ત્હેમના પિતા શુદ્ધોદનને ખબર પડી. બુદ્ધને કપિલવસ્તુ આવવાનું આમંત્રણ આપવા ત્હેમના પિતાએ કેટલાક સામંતો મોકલ્યા અને ત્હેમની સાથે કહાવ્યું કે “ ત્હમારા પિતા મરણની તૈયારીમાં છે, માટે ત્હેમનું મુખ જોવું હોય અને ત્હેમનું દુઃખ ઓછું કરવું હોય તો તરત કપિલવસ્તુ તરફ વિહાર કરો. ” યશોધરાએ પણ નવ સવારોને મોકલ્યા અને કહાવ્યું કે “ રાહુલની માતા, જેવી રીતે કુમુદ ચંદ્રની ઝંખણા કરે તેવી રીતે, ત્હમારાં દર્શન માટે આતુર બની છે. જો ત્હમને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ હોય તો ત્હેમાં તે પોતાનો ભાગ માગે છે. ”

આ બધા દૂતો જ્યહારે બુદ્ધ ભગવાન્ વેણુવનમાં ધર્મનો ઉપદેશ આપતા હતા,તે વખતે આવી પહોંચ્યા; અને ધર્મ શ્રવણ કરવામાં એટલા મશગુલ બન્યા કે પોતાને કહેવાની વાતજ ભૂલી ગયા ! તેઓ માત્ર ભગવાનના મુખપ્રતિ ધારી ધારીને જોવા લાગ્યા, અને તરતજ ‘ શ્રમણ ’ થયા. આ પ્રમાણે શુદ્ધોદન રાજાએ નવ વાર જૂદા જૂદા સામંતોને ભલામણો કરી કરીને મોકલ્યા, પણ નવે વાર તે બધા બુદ્ધના શિષ્યમંડળમાં દાખલ થયા. પછી સિદ્ધાર્થ કુમારના સોબતી ઉદાયીને રાજાએ મોકલ્યો. ત્હેણે વેણુવન પાસે આવતાં પાસેના ઝાડની

ન્હાની ન્હાની કુંપલો તોડી પોતાના કર્ણવિવર બંધ કર્યાં, કે જેથી બુદ્ધ ભગવાનનો ઉપદેશ ત્હેના કાનમાં ન પડે! તે વેણુવનમાં દાખલ થયો અને શુદ્ધોદન રાજાનો તથા યશોધરાનો સંદેશો કહી બતાવ્યો.

તે વખતે બુદ્ધ ભગવાને નમ્રતાથી લોકો સમક્ષ કહ્યુ. " હું હવે જઇશ; મ્હારી ત્ય્હાં જવાની ઇચ્છા છે, તેમજ કર્તવ્ય છે. જ્હેમણે જીવન આપ્યુ તે માતપિતા તરફ પૂજ્યભાવ બતાવવો એ પુત્રની ફરજ છે."

એમ જણાવી તે રાજગૃહથી કપિલવસ્તુ તરફ જવા નીકળ્યા. સંઘના નિયમ પ્રમાણે નગરની બહાર ઉદ્યાનમાં તે ઉતર્યા. આ વાતની તે નગરમાં ખબર પડતાં સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો. બુદ્ધભગવાન્‌ના પિતા, કાકા વગેરે સ્વજનો તથા નગરલોકો ( બાળકથી તે વૃદ્ધ સુધી ) દરેક ત્હેમના દર્શનાર્થે આવ્યા. શુદ્ધોદન રાજા કેટલીકવારસુધી કાંઇ પણ બોલી શકયો નહિ. પુત્રના મુખ સામું જોયાં કર્યું, અને પુત્રે પિતાના મુખ સામું જોયું; પણ બન્નેમાંથી એક પણ ઘણીવાર સુધી એક પણ અક્ષર બોલ્યા નહિ. રાજાએ મનથી વિચાર કર્યો. " અહા! આ પુત્રે જો રાજ્ય કરવુ ધાર્યું હોત તો પ્રતાપી રાજા થાત, માંધાતાની માફક ચક્રવર્તી થાત, આ જીંદગીમાં ત્હેને શો આનંદ પડતો હશે. ? " બુદ્ધભગવાન્ પોતાના પિતાના હૃદયનો આશય સમજી ગયા, અને ત્હેમને સદ્ધર્મ તરફ વાળવાના હેતુથી આ પ્રમાણે પ્રતિબોધ આપ્યો. " હું જાણું છું કે રાજાનું મન રાગપૂર્ણ છે, અને તે રાગને લીધે દુઃખમાં દુઃખ ઉમેરાય છે. ત્મ્હારૂં મન શાંત કરો, રાગ વિમુક્ત કરો, કોઇ પણ પુત્રે પિતાને નહિ આપેલો એવો ધાર્મિક ખોરાક હું આપું છું તે સ્વીકારો.

કર્મ પ્રમાણે મનુષ્યને ફળ મળે છે; તેટલા માટે પોતે કેવાં કામ કરે છે તે બાબત દરેકે સાવધ રહેવું જોઇએ. મરણ વખતે જીવ એકલો જાય છે. કેવળ ત્હેનાં સારાં કે નરસાં કૃત્યો તેની સાથે જાય છે. નિર્વાણ એજ પરમ શાંતિનું સ્થળ છે; એજ ઉચ્ચમાં ઉચ્ચ આનંદ છે. પાંચ ઇન્દ્રિયોના વિષયો દુઃખ ગર્ભિત અને ભયપૂર્ણ છે, સર્પની સાથે વસવા સમાન છે. કયો સુજ્ઞ મનુષ્ય ત્હેમાં આનંદ માને? સુજ્ઞ મનુષ્ય જુએ છે કે આખું વિશ્વ કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોથી બળી રહ્યું છે; અને જ્યહાં સુધી જન્મ, વૃદ્ધવસ્થા અને મરણ છે. ત્યહાં સુધી શાંતિ સંભવેજ શી રીતે? તૃષ્ણાના નાશથી પરમ શાંતિ મળેછેત્યહાં હથીઆરની કે લશ્કરની જરૂર નથી, ત્યહાં હાથી, ઘોડા રથ કે પાયદલની આવશ્યકતા નથી; જો મનુષ્ય લોભ, ક્રોધ અને અજ્ઞાન ઉપર જય મેળવે તો આ જગતમાં ત્હેને જીતવા યોગ્ય કાંઇ રહેતું નથી. તેજ ખરો ચક્રવર્તી છે, તેજ ખરો વિજેતા છે."

આ શબ્દો સાંભળીને રાજાને હદબહાર સંતોષ થયો. અને હાથ જોડી તે બોલી ઉઠયો: "આશ્ચર્ય! આશ્ચર્ય! આજે મ્હારો આત્મા પ્રસન્ન થયો છે; આજે મ્હને પરમ સંતોષ થયો છે; આજે દુઃખમાંથી છૂટવાનો સત્યમાર્ગ મ્હેં જાણ્યો છે; આજે પુત્ર જન્મની સફળતા થઇ છે. હે પુત્રરત્ન! ત્હેં સંસારનો ત્યાગ કર્યો, ત્હેં તપશ્ચર્યા કરી અને પરમ ફળ મેળવ્યું તે બધું બહુ સારૂં કર્યું. જો ત્હેં ચક્રવર્તી રાજા થવાની દરકાર કરી હોત તો મ્હને અને આખા જગતને દુઃખમુક્ત થવાનો અદ્વિતીય લાભ શીરીતે મળી શકત? મ્હને આજના જેવો આનંદ કદાપિ થાત નહિ." આ શબ્દો બોલતાં બોલતાં રાજાનું હૃદય ભરાઇ આવ્યું અને આંખમાંથી હર્ષના અશ્રુ વહેવા લાગ્યાં.

બીજે દિવસે ભિક્ષા માગવાને સમયે બુદ્ધ ભગવાન્ હાથમાં પાત્ર લેઇ કપિલવસ્તુ ચાલ્યા. જ્યહારે તેઓ નગરનાં દ્વાર સમીપ પહોંચ્યા ત્યહારે વિચાર કર્યો કે નગરમાં ફરતા ફરતા રાજદ્વાર તરફ જવું તે ઠીક છે કે સિધાજ ત્યહાં જવું એ વધારે ઠીક છે ? આખરે સંઘના નિયમ પ્રમાણે ઘેર ઘેર ભિક્ષા માગવાનો નિશ્ચય કર્યો. જ્યહારે રાજાને ખબર પડી કે રાજકુંવર ઘેર ઘેર ભિક્ષા માગતો ફરે છે, ત્યહારે શુદ્ધોદન રાજા એકદમ ચકિત થયો અને બુદ્ધ ભગવાન્ જ્યહાં ભિક્ષા માગતા હતા ત્યહાં આવીને કહેવા લાગ્યોઃ " હે પ્રભો ! ત્હમે અમને શું કરવા શરમમાં નાખો છો ? અન્નને વાસ્ને શા સારૂ ભિક્ષા માગોછો ? શું આટલા ભિક્ષુકોને જમાડવા જેટલું પણ સામર્થ્ય મ્હારામાં નથી ? "

બુદ્ધભગવાને જવાબ આપ્યો. " આ અમારા કુળનો ધર્મ છે."

શુદ્ધોદન રાજાએ કહ્યુંઃ " પણ આપણે તો ઈક્ષ્વાકુ વંશમાંથી ઉતરી આવ્યા છીએ, અને આપણા વંશમાં કોઇએ હજુ સુધી ભિક્ષા માગી નથી. "

બુદ્ધભગવાને જવાબ વાળ્યો. " ત્હમે અને ત્હમારૂં કુટુંબ તે ઈક્ષ્વાકુ વંશમાંથી ઉતરી આવ્યા હો, પણ હુ તો પ્રાચીન બુદ્ધોનો વંશજ છું, અને તેઓ તો મ્હારી માફક ભિક્ષા માગીનેજ ઉદર-નિર્વાહ કરતા હતા. "

શુદ્ધોદને કાંઇ પણ જવાબ ન આપ્યો પણ બુદ્ધભગવાનનું પાત્ર લેઇને ત્હેમને રાજમહેલ તરફ દોરી ગયા. તે મહેલમાં ત્હેમને માન આપવાને કુટુંબના સઘળા મનુષ્યો અને નોકરો વગેરે એકઠા થયા હતા. પણ યશોધરા તે દિવાનખાનામાં આવી નહતી. તે પ્રેમમૂર્તિએ

એમજ વિચાર્યું હતું કે જો રાજકુમારમાં કાંઇ પણ દિલાસોજી રહી હશે તો તે તેણીની પાસે ચાહી ચાલીને જશેજ.

આ વિચારથી તે ઓરડામાંજ બેસી રહી. બુદ્ધભગવાન્ તેણીના મનના ભાવ જાણતા હતા તેથી બે શિષ્યો સાથે પોતે યશોધરા બેઠી હતી તે ઓરડામાં ગયા. તે બે શિષ્યોને હેમણે ચેતવણી આપી કે " આપણા સંઘના નિયમ પ્રમાણે શ્રમણે સ્ત્રીને અડકવું જોઇએ નહિ અથવા અડકવા દેવી જોઇએ નહિ; છતાં પણ જો તે યશોધરા આવી મને અડકે તો હેને હમે રોકતા નહિ. " બુદ્ધભગવાને પીળાં વસ્ત્ર પહેર્યાં હતાં, હેમનું મુખ તથા માથું મુંડાવેલું હતું અને એવી સ્થિતિમાં જ્હારે તે ઓરડામાં તેઓ દાખલ થયા ત્હારે યશોધરા જો કે આવી સ્થિતિમાં તે હશે એમ જાણતી હતી, છતાં આ વખતે તેણીનું મન કાબુમાં ન રહ્યું, તે હેમના પગે બાઝી પડી અને તેણીની આંખમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી. પણ પોતાની અને બુદ્ધભગવાનની વચ્ચે અગમ્ય મહાસાગર જેટલું અંતર્ જોઇને છેવટે તે ઉભી થઇ અને બાજુએ ઉભી રહી.

શુદ્ધોદન રાજાએ કહ્યું: " હે પુત્ર ! જ્હારથી તું ઘર છોડીને ગયો છે, ત્હારથી આ સતી અખંડ બ્રહ્મચર્ય પાળે છે, એકવાર જમે છે, રાત્રિએ સાદડી પર પડી રહે છે, અને અસહ્ય દુઃખ અનુભવે છે. "

બુદ્ધે દયાપૂર્ણ મુખ યશોધરા તરફ ફેરવીને પોતાનો પૂર્વ ભવનો સબંધ કહ્યો અને પ્રસંગને અનુસરતો યોગ્ય ઉપદેશ આપ્યો. યશોધરા તે મતની ' શ્રાવિકા ' થઇ; અને જ્હારે પાછળથી બુદ્ધ-

ભગવાનની ઇચ્છા વિરૂદ્ધ ત્હેમને સાધ્વીનો વર્ગ સ્થાપવો પડ્યો ત્હારે તે બુદ્ધમતની મુખ્ય સાધ્વી થઇ.

બુદ્ધભગવાનની માસી પ્રજાપતિ ગૌતમી, જેણે સિદ્ધાર્થકુમારને ઉછેર્યો હતો, ત્હેના પુત્ર નંદનો વિવાહ અને રાજ્યાભિષેક બીજે દિવસે હતો. તે આ શુભ દિવસે પોતાના ભાઇ બુદ્ધભગવાનને મળવા ગયો. બુદ્ધ ભગવાને એવો તો અલૌકિક બોધ આપ્યો કે તેથી પલળીને ત્હેણે રાજ્યસુખ અને વિવાહસુખ અસાર માન્યું માન્યું અને તુરતજ દીક્ષા લીધી. રાજભવનમાં આથી હાહાકાર વર્તાઇ રહ્યો, અને ત્હેનું મન ફેરવવાને ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો, જે સર્વ વ્યર્થ ગયો. અનંતકાળના સુખની જેને ઝાંખી થઈ હોય તે શું આ પૃથ્વીનાં દુઃખગર્ભિત અને ક્ષણિક સુખથી કદાપિ સંતુષ્ટ બને ?

આ વાતને એક અઠવાડીયું થઇ ગયું અને યશોધરાએ પોતાના પુત્ર રાહુલને વસ્ત્રાભૂષણ પહેરાવીને કહ્યુંઃ “ આજે ત્હારા પિતા પાસે જઈ પિતૃધન માગજે. ” રાહુલને સાત વર્ષ થયાં હતા, પરંતુ પોતાના પિતા કોણ છે તે તે જાણતો નહતો; તેથી તેણે સરળતાથી પૂછ્યુંઃ “ મ્હારા પિતા કોણ છે ? રાજા શુદ્ધોદન સિવાય હું કોઇને ઓળખતો નથી. ” યશોધરાએ બારીએથી આંગળી બતાવી કહ્યું:

“ જો ! પેલા ઉજ્વળ શાંત મૂર્તિવાળા સંન્યાસી જેવા જણાય છે, એ ત્હારા પિતા છે; ત્હેમની પાસે પુષ્કળ ધન છે. માટે ત્હેમની પાસે જઇને તે માગજે અને કહેજે કે હું ત્હમારો પુત્ર છું, હું શાક્ય-

વંશનો નેતા થઈશ; હું ત્હમારી પાસેથી વારસો મેળવવા માગું છું, માટે મ્હને તે આપો. ”

રાહુલ સીધો બુદ્ધભગવાન્ પાસે ગયો અને નિર્ભયરીતે પ્રેમપૂર્વક કહેવા લાગ્યો. “ હે પિતા ! ત્હમારી પાસે આવવાથી મ્હને ઘણો આનંદ થાય છે ” બુદ્ધભગવાને જવાબ ન આપ્યો, પણ ભોજન કર્યા પછી વડવનમાં તે રહેતા હતા ત્હાં જવા નીકળ્યા.

રાહુલ ત્હેમની પાછળ પાછળ ચાલ્યો અને વારસો માગવા લાગ્યો. બુદ્ધભગવાને કે ત્હેમના શિષ્યોએ ત્હેને તેમ કરતો અટકાવ્યો નહિ. વડવનમાં જઈ બુદ્ધ ભગવાને વિચાર્યું કે “જે ધન એને જોઈએ છે તે ક્ષણિક અને નાશવંત છે, માટે બોધિવૃક્ષ નીચે ધ્યાન કરતાં મ્હને જે સપ્ત રત્નો મળ્યાં હતાં તેજ હું ત્હેને આપીશ, અને ત્હેને આધ્યાત્મિક શક્તિઓનો વારસ બનાવીશ. ” પછી સારિપુત્રને કહ્યું કે “ રાહુલને શ્રમણ બનાવો, ” અને તુરતજ તે પ્રમાણે કરવામાં આવ્યું.

જ્યહારે આ સમાચાર રાજકુટુંબને વિદિત થયા, ત્યહારે સર્વ કોઈ શોકાતુર થયું; કારણકે નન્દે થોડાજ દિવસ ઉપર શ્રમણ પદ અંગીકાર કર્યું હતું. શુદ્ધોદન રાજાના બન્ને પુત્રો શ્રમણ થયા હતા, અને પૌત્ર રાહુલ પણ શ્રમણ થયો, તેથી શુદ્ધોદનની નિરાશામાં વૃદ્ધિ થઈ અને તેટલા માટે બુદ્ધ પાસે જઈ કહ્યું કે “ આજથી માબાપની રજા સિવાય ‘ સંઘ ’ માં કોઈને પણ દીક્ષા ન આપવી એવો નિયમ દાખલ કરો. ” સમયજ્ઞ બુદ્ધ ભગવાને તે માગણી સ્વીકારી, અને થોડા દિવસ ત્હાં રહી રાજગૃહ તરફનો માર્ગ લીધો.

માર્ગમાં અનોમા નદીને કાંઠે અનુપ્રિય નામના વનમાં થોડોક સમય રહ્યા, તે સમયે હેમના સ્વજનોમાંથી અને શાકયોમાંથી કેટલાક હેમના શિષ્યો થયા, જેમાં મુખ્ય આનંદ, દેવદત્ત, ઉપાલિ અને અનિરૂદ્ધ છે. આનંદ બુદ્ધભગવાનના કાકાનો પુત્ર હતો. તે નિરંતર હેમની સાથે રહેતો હતો, અને મરણ પ્રસગે પણ તે સાથેજ હતો. દેવદત્ત પણ હેમના કાકાનો છોકરો હતો, પણ પાછળથી હેમનો પ્રતિસ્પર્ધી થયો, અને બુદ્ધભગવાન્ ઉપર કલંક લાવવાને પણ તે ચૂક્યો નહતો. ત્રીજો ઉપાલી જાતનો હજામ હતો, પણ હેની ધાર્મિક વૃત્તિ બેહદ હતી, અને હેની બુદ્ધિ બહુ વિલક્ષણ હતી તેથી તે સઘનો મ્હોટો નાયક બન્યો હતો, અનિરૂદ્ધ માનસ શાસ્ત્રમાં અતિ પ્રવીણ હતો.

ગુરૂતરીકેના જીવનમાં બુદ્ધભગવાને અનેક શિષ્યો કર્યા. ઉચ્ચ તેમજ નીચ, શ્રીમંત તેમજ ગરીબ. બ્રાહ્મણ તેમજ ચાંડાળ, જૈનો તેમજ આજીવિકો, સંન્યાસી તેમજ ગૃહસ્થી, લુંટારા તેમજ મનુષ્યાહારી, ઉમરાવ તેમજ ખેડુત, પુરૂષો તેમજ સ્ત્રીઓ સઘળી જાતના મનુષ્યો હેમના શિષ્યો થયા. કેટલાક ' શ્રમણ ' થયા, ત્યારે બીજાઓ તે મત સ્વીકારી ' શ્રાવક ' થયા.

હેમના અનુયાયીઓમાંથી કેટલાકનાં નામ આપણે યાદ કરી શકીશું. કોશલ દેશનો પ્રસેનજીત રાજા, કપિલ મતાનુયાયી પંચશિખ, કાશીનો મહા કાત્યાયન, કૌશાંબીનો રાજા ઉદયન, દનમતી નામનો બ્રાહ્મણોનો ઉપરી કુટદન્ત, એકનાલ નામના બ્રાહ્મણ નગરનો ભારદ્વાજ, કોશલ દેશને ત્રાસ ઉપજાવનાર–મ્હોટો લુંટારો–અંગુલી

માલ, આલવાઇ ગામનો મનુષ્યોનો પણ આહાર કરનાર આલવક, દોરડાપર નાચનાર–કસરતી ઉગ્રસેન, હજામ ઉપાલી; અને રસ્તો સાફ કરનાર સુનીત—આ સર્વમાં કેટલાક ‘ શ્રમણ ’ થયા, અને કેટલાક ‘ શ્રાવક ’ થયા.

આ બધા શિષ્યમંડળમાં બુદ્ધધર્મનો ફેલાવો કરવાને ઉપદેશ આપનાર તરીકે બાર શિષ્યો પ્રસિદ્ધિને પામ્યા છે, તેઓનાં નામ, અજ્ઞાત કૌંડિન્ય, અશ્વજીત, સારિપુત્ર; મૌદ્‌ગલાયન, મહા કાશ્યપ, મહાકાત્યાયન, અનિરૂદ્ધ, ઉપાલી, પિંડોળાભારદ્દજ, કૌશિયલ, રાહુલ, અને પૂર્ણમૈત્રેયાણીપુત્ર એ પ્રમાણે છે.

જ્યારે બુદ્ધભગવાને પ્રથમ વર્ષા ઋતુ વેણુવનમાં ગાળી, ત્યારે કોશલ દેશની શ્રાવસ્તી નગરીનો સુદત્ત નામનો એક ધનવાન વણિકપુત્ર દરરોજ ધર્મ શ્રવણ કરવા આવતો હતો. નવા ધર્મની પવિત્રતા, શાંતિ, આનંદ, પ્રેમ અને કરૂણા જોઇ, તથા બુદ્ધ ભગવાનનું અનુપમ જીવન જોઇ ત્હેણે બુદ્ધધર્મ અંગીકાર કર્યો. આ સુદત્ત ગરીબોનો બેલી, નિરાધારનો આધાર, અને દાન આપવામાં અગ્રેસર હતો, તેથી તે ‘ અનાથ પિંડદ ’ એ નામથી વિખ્યાત થયો હતો તે બુદ્ધભગવાનને શ્રાવસ્તી નગરીમાં આવવાનું નિમંત્રણ કરી સ્વદેશ ગયો. શ્રાવસ્તી, કોશલ દેશની રાજધાની હતી, ત્હાં પ્રસેનજીત રાજા રાજ કરતો હતો, અને ત્હેના પુત્રના નામ ઉપરથી ત્હાં આવેલા એક રમણીય વનનું નામ જેતવન રાખવામાં આવ્યું હતું. અનાથ પિંડદે પુષ્કળ દ્રવ્ય આપી તે વન ખરીદી લીધું, અને બુદ્ધના સાધુઓને વાસ્તે એક ભવ્ય ‘ વિહાર ’ ( આશ્રમસ્થાન ) બંધાવ્યો,

અને તે બુદ્ધ અને હેમના શિષ્યોને વાસ્તે હેણે ખુલ્લો મૂકયો અહીં બુદ્ધભગવાને ઘણી વર્ષાઋતુઓ પસાર કરી હતી, અને ઘણાં વ્યાખ્યાનો અને સૂત્રો આજ સ્થળે આપવામાં આવ્યાં હતાં. બુદ્ધધર્મને આશ્રય આપનારાઓમાં વૈદ્ય જીવકને ભૂલવો જોઇએ નહિ. જીવક, બિંબસાર રાજાનો સામાન્ય વૈદ્ય હતો, અને બુદ્ધ અથવા હેમના શિષ્યોની તનદુરસ્તીની સારવાર કરવાને હેને રોકવામાં આવ્યો હતો. પ્રથમ ભિક્ષુકો ચિંથરાં અને ફાટેલાં વસ્ત્ર પહેરતાં હતાં, પણ તેથી અનેક પ્રકારના રોગ ઉદ્‌ભવતા હતા, તે અટકાવવાને હેની સૂચનાથી બુદ્ધભગવાને નિયમ કર્યો કે 'શ્રાવકો' જે વસ્ત્ર ખુશીથી આપે તે સ્વીકારવામાં 'ભિક્ષુકો' ને દોષ નથી. શ્રાવસ્તીના એક **જૈન વ્યાપારી મિગરાની** પુત્રવધૂ પણ બુદ્ધ ધર્મને આશ્રય આપનાર તરીકે સુપ્રસિદ્ધ છે.

હેના ઉપદેશથી **મિગાર** બૌદ્ધધર્મી થયો, અને તેથી તે વિશાખા નામની સ્ત્રી 'મિગારની માતા' તરીકે બૌદ્ધ ગ્રન્થોમાં વિખ્યાત છે. તે બુદ્ધધર્મની **પ્રથમ** 'શ્રાવિકા' થઈ, અને શ્રાવસ્તી પાસે પૂર્વારામ નામનો વિહાર હેણે બંધાવી આપ્યો. આ વિહાર જેતવનના વિહાર કરતાં સહેજ ઉતરતો હતો, પણ બીજી બધી રીતે ઘણો ઉત્તમ હતો.

અમ્બપાલી નામની સ્ત્રી જે ઘણી સુંદર હતી, અને ગીતમાં અતિ કુશળ હતી, હેણે પોતાનો પ્રાસાદ અને આમ્રવન બુદ્ધસંઘને અર્પણ કર્યું અને પોતે 'ભિક્ષુણી' થઇ. બુદ્ધ ભગવાનની આટલી લોકપ્રિયતા જોઇ, તથા નવા મતના 'શ્રાવકો' એ જે ભેટો સંઘને અર્પવા માંડી તેથી કેટલાક તે વખતના જૂદા જૂદા પંથના નાયકોમાં

હૃદયમાં ઈર્ષ્યાગ્નિ પ્રદીપ્ત થયો, અને બુદ્ધ ભગવાનની કીર્તિને કલંક લગાડવા અને લોકોની નજરમાં ત્હેમને હલકા પાડવા તેઓએ કેટલાક હલકા પ્રયત્ન કર્યાં. અન્ય મતવાળાઓએ ચિંચા નામની એક સ્ત્રીને પોતાના તંત્રમાં લીધી જ્યહારે સાયંકાળે બુદ્ધના ઉપાસકો ધર્મ શ્રવણ કરી 'વિહાર' થી નગર તરફ જતા હતા, ત્યહારે ચિંચાને વસ્ત્રાભૂષણ સજાવી 'વિહાર' તરફ મોકલી: લોકોએ તેણીને પૂછ્યું. "તું ક્યહાં જાય છે?" તે કાંઇ પણ બોલ્યા વિના ચાલી ગઇ. પ્રાતઃકાળે જ્યહારે લોકો નગરમાંથી 'વિહાર' તરફ જતા હતા ત્યહારે ચિંચા વિખરાયેલા પોશાક સાથે વિહાર તરફથી નગર તરફ જતી હતી. આવા નીચ કૌશલથી કેટલાકના મનમાં બુદ્ધ ભગવાનના ચરિત્ર વિષે શંકા ઉપજાવવા તે સમર્થ થઇ. એક દિવસ સર્વ મનુષ્યોની સમક્ષ આવી તે બોલી: "મ્હને બુદ્ધથી ગર્ભ રહ્યો છે." ત્હેણે પેટે એક ન્હાનો જોટો બાંધ્યો હતો, જે દૈવજોગે છૂટી જવાથી ત્હેનું પોગળ ફુટી ગયું! હવે તે લોકોએ બીજી એક સુન્દરી નામની સ્ત્રીને વશ કરી. તે જ્યાએ જગ્યાએ કહેવા લાગી કે "બુદ્ધનું ચરિત્ર સારૂં નથી" આ વાત જ્યહારે થોડી ઘણી ફેલાઇ ત્યહારે તે લોકોએ કેટલાક દારૂડીઆ પાસે ત્હેને મારી નખાવી અને ત્હેનું મુડદું ત્હેમના 'વિહાર' પાસે નાંખ્યું અને જગતને જાહેર કર્યું કે બુદ્ધે પોતાનું કલંક છુપાવવા આ બીજું પાતક કર્યું છે. પણ થોડાક દિવસે તે દારૂડીઆઓ દારૂના ઘેનમાં હતા ત્યહારે ઘેનમાં ને ઘેનમાંજ તેઓથી બોલી જવાયું કે "અમારી સત્તા એટલી બધી છે કે બુદ્ધનું પણ ચરિત્ર સુંદરીને મારીને કલંકિત કરવા અમે સમર્થ છીએ." આ પ્રમાણે બુદ્ધભગવાનના ચરિત્રપર આવેલું કલંકરૂપી વાદળ, સત્યના સૂર્યપ્રકાશ આગળ, અદશ્ય થયું, અને ત્યહારે

આ દારૂડીઆઓને ન્યાયસભામાં બોલાવવામાં આવ્યા, ત્હારે તેઓએ પોતાનું પાપ કબુલ કર્યું અને જે લોકોએ ત્હેમને આ નીચ કામ કરવા ઉશ્કેર્યાં હતા ત્હેમનાં નામ પણ આપી દીધાં! એક વખત ખોરાકમાં ઝેર ભેળવી શ્રીગુપ્ત મારફતે બુદ્ધભગવાનનો પ્રાણ લેવા અન્ય મતવાળાઓએ યુક્તિ રચી, પણ બુદ્ધ ભગવાનના જાણવામાં તે વાત આવી અને ત્હેમણે તે શ્રીગુપ્તને ક્ષમા આપી; અને દ્વેષ, દ્વેષથી નહિ પણ પ્રેમથીજ નાશ પામે છે, એ ઉત્તમ સિદ્ધાંત ખરો પાડી બતાવ્યો.

બુદ્ધ ભગવાનને જ્હારથી બોધિજ્ઞાન પ્રાપ્ત થયું, ત્હારથી ત્હેમનું દરરોજનું જીવન કેવા પ્રકારનું હતું, તે સંબંધી જો કાંઇ પણ જાણવામાં આવે તો તે ઉપયોગી જણાશે, એમ ધારી અત્રે તે નિવેદન કરવામાં આવે છે.

" બુદ્ધભગવાન્ પ્રાતઃકાળમાં પાંચ વાગ્યાને સુમારે જાગૃત થતા, અને પોતાના શિષ્યને શ્રમ ન પડે તે ખાતર જાતેજ સ્નાન કરી વસ્ત્ર પહેરી લેતા તે પછી ભિક્ષા માગવાનો સમય થાય ત્હાં સુધી તે એકાંત જગ્યામાં જતા અને ધ્યાનમાં બેસતા હતા જ્હારે ભિક્ષાનો સમય થાય ત્હારે ત્રણ વસ્ત્ર પહેરીને હાથમાં પાત્ર લેતા, અને કેટલીક વાર એકલા, અને કેટલીકવાર શિષ્યો સાથે, પાસેના ગામ કે નગરમાં, કેટલીકવાર સાધારણ રીતે અને કેટલીકવાર ચમત્કારો સાથે, દાખલ થતા હતા.

પછી લોકો ઘરમાંથી બ્હાર નીકળી ત્હેમને ભોજન ગ્રહણ કરવાનો આગ્રહ કરતા હતા, જે ભોજન તે ત્હાંને ત્હાંજ ખાઇ લેતા હતા જ્હારે ભોજન પૂરૂં થઇ રહે ત્યારે લોકોની આધ્યાત્મિક શક્તિ

તપાસીને ત્હેમના અધિકાર મુજબ ઉપદેશ આપતા હતા, જે સાંભળી કેટલાક ' ઉપાસક ' અથવા ' શ્રાવક ' નું વ્રત અંગીકાર કરતા હતા, ત્હારે કેટલાક ' શ્રમણ ' માર્ગ ગ્રહણ કરતા હતા, અને કેટલાક તે કરતાં પણ ઉચ્ચ અવસ્થાનો અનુભવ કરતા હતા. આ પ્રમાણે લોકો ઉપર ઉપકાર કરી તેઓ પોતાને સ્થાનેથી ઉઠી, જે વનમાં પોતે ઉતર્યાં હોય ત્હાં જતા હતા; અને ત્હાં બીજા શિષ્યો ભોજન કરીને આવે ત્હાં સુધી તે શિષ્યોની રાહ જોતા બ્હારના ભાગમાં બેસતા હતા. પછી દ્વાર આગળ ઉભા રહી કેટલીક ઉપયોગી બોધપ્રદ સૂચનાઓ આપતા, અથવા તો કોઇક શિષ્યને ધ્યાનનો અમુક વિષય ત્હેની આત્મિક શક્તિઅનુસાર જણાવતા હતા. જ્યહારે શિષ્યો ધ્યાન વાસ્તે જતા ત્હારે બુદ્ધભગવાન્ થોડોક સમય આરામ લેતા હતા, અને જ્યહારે શરીરને આરામ મળી રહે કે તરતજ ઉઠી પાસેના મનુષ્યોને કેવી રીતે પોતે મદદ કરી શકે, ત્હેનો વિચાર કરતા હતા. સાંજના ચાર પાંચ વાગે પાસેના ગામના કે નગરના લોકો તેઓ જ્યહાં ઉતર્યાં હોય ત્હાં પુષ્પના ઉપહાર લેઇને આવતા હતા. ત્હાં વ્યાખ્યાન કરવાની જગ્યામાં આ પ્રમાણે આવીને બેઠેલા ઉપાસકો વગેરેને ત્હેમની યોગ્યતા પ્રમાણે સત્યનો બોધ કરતા હતા. સંધ્યાકાળે તે લોકો પાછા જતા, ત્હારે તે કેટલીક વખત સ્નાન કરતા હતા; અને ધ્યાન વાસ્તે બેઠેલા શિષ્યો બધા ત્હેમની પાસે એકઠા થતા હતા. ત્હેમાંના કેટલાક શિષ્યો પોતાનો અનુભવ જણાવતા, ત્હારે કેટલાક પોતાને પડેલી શંકા પૂછી ત્હેનો પ્રત્યુત્તર માગતા અને કેટલાક સત્યનો બોધ આપવા પ્રાર્થના કરતા હતા. આ પ્રમાણે ધર્મસંબંધી વાર્તાલાપ કરવામાં રાત્રિનો પ્રથમ પ્રહર વીતી જતો; બાકીની રાત્રિનો કેટલોક ભાગ

ધ્યાનમાં પસાર થતો, અને કેટલોક ભાગ શાંત નિદ્રામાં જતો. પ્રાતઃકાળ થવા માંડે ત્હારે જાગૃત થઈ જગતના લોકોને પોતાની નજર આગળ ઉભેલા કલ્પી ત્હેમાંથી કોણ કોણ મદદ મેળવવા લાયક છે, અને ત્હેમને કેવી રીતની મદદ આપી શકાય તેમ છે ત્હેનો વિચાર કરતા હતા. શિયાળા ને ઉનાળાના મળી આઠ માસ સુધી તે જૂદે જૂદે સ્થળે વિચરતા હતા. પણ વર્ષાઋતુમાં ચાર માસ સુધી તે એકજ સ્થળે રહેતા હતા. આ પ્રમાણે ભગવાન્ બુદ્ધસ્વામી પોતાનો સમય નિર્ગમન કરતા હતા. "

---

# પ્રકરણ ૧૦ મું—નિર્વાણ.



શાક્ય મુનિ જ્યહારથી બુદ્ધ થયા ત્યહારથી ઉપર પ્રમાણે જૂદે જૂદે સ્થળે ઉપદેશ આપતા હતા અને અનેક જીવોને દુઃખમાંથી મુક્ત થવાનો ઉત્તમ માર્ગ દર્શાવતા હતા.

બુદ્ધભગવાન્ નિર્વાણ પામ્યા તે અગાઉ થોડા વર્ષ પહેલાં ત્હેમના કાકાનો પુત્ર દેવદત્ત, જે ત્હેમનો શિષ્ય થયો હતો, તેણે સંઘમાં વિક્ષેપ પાડ્યો. દેવદત્ત જ્યહારે કૌશાંબિ ગયો, ત્યહારે તે નગરના મનુષ્યોએ ત્હેનું અપમાન કર્યું. આ અપમાન સહન નહિ થવાથી તે રાજગૃહ ગયો, અને ત્હાં **નવો મત** સ્થાપવાની ત્હેની પ્રબળ ઇચ્છા થઇ. બિંબસાર રાજાના પુત્ર અજાતશત્રુએ રાજગૃહમાં ત્હેને એક 'વિહાર' બંધાવી આપ્યો. જ્યહારે બુદ્ધભગવાન્ રાજગૃહમાં વેણુવનમાં વર્ષાઋતુ ગાળવા આવ્યા, ત્હારે દેવદત્ત કે જે હજુ પોતાને બુદ્ધનો અનુયાયી કહેવરાવતો હતો ત્હેણે પોતાના આગેવાનીપણા નીચે નવો અને વધારે સખ્ત નિયમવાળો ધર્મ સ્થાપવા બુદ્ધભગવાન્ પાસે માગણી કરી. બુદ્ધભગવાને ના પાડી કે તરતજ ત્હેણે નવો મત સ્થાપવા પ્રયત્ન આરંભ્યો. થોડાં વર્ષ પછી અજાતશત્રુએ પોતાના પિતા બિંબસારને મારી નાંખ્યો:—એમ કહેવામાં આવે છે કે આ કામમાં દેવદત્તનો હાથ હતો. આ બનાવથી પોતાના નવીન પંથને સારી સાહાય્ય મળશે, એમ ત્હેણે આશા

રાખી હતી. બુદ્ધ ભગવાનનો જીવ લેવાને પણ દેવદત્તે કેટલાક પ્રયત્ન કર્યાં હતા, જે સર્વ નિષ્ફળ ગયા હતા. બુદ્ધભગવાનને મારવાને મોકલેલા મારાઓ ત્હેમનો અમૃત ભર્યો ઉપદેશ સાંભળી શાંત થઇ ગયા અને બુદ્ધના અનુયાયી થયા; ગૃધ્રકૂટ પર્વતની ટોચેથી ગબડાવેલા પત્થરના બે કકડા થઇ બુદ્ધ ભગવાનની બન્ને બાજુએથી ચાલ્યા ગયા, પણ બુદ્ધભગવાનને તેથી જરા પણ ઈજા થઇ નહિ. જ્યારે બુદ્ધ ભગવાન્ રાજગૃહમાં ભિક્ષાર્થે ફરતા હતા, ત્યારે ત્હેમના સામો ગાંડો મદોન્મત્ત હાથી છૂટો મૂકવામાં આવ્યો હતો, પણ બુદ્ધ ભગવાનના અપૂર્વ શાન્તિ બળથી તે શાંત થયો અને પગે પડ્યો.

જ્યારે દેવદત્ત ફશામાં ન ફાવ્યો ત્યારે ત્હેણે વધારે સખ્ત નિયમોવાળો મત સ્થાપ્યો, ત્હેના માનનારાની સંખ્યા વધવા લાગી, અને અજાતશત્રુએ પણ ત્હેને સારી રીતે ઉત્તેજન આપ્યું; પણ થોડા સમયમાં તે દેવદત્ત મરી ગયો; અજાતશત્રુને પોતાનાં પાપકર્મો માટે અંતઃકરણમાં પશ્ચાત્તાપ થયો, બુદ્ધભગવાન્ પાસે તે ગયો, અને શાંતિ અને મુક્તિનો માર્ગ ત્હેમની પાસેથી શિખી બુદ્ધ ધર્મને સારો મદદગાર નીવડ્યો. બુદ્ધના નિર્વાણ પછી મળેલી પહેલી સભાને અજાતશત્રુએ સારો ટેકો આપ્યો હતો.

બુદ્ધભગવાને ૪૫ મી વર્ષાઋતુ વેલુગ્રામમાં ગાળી, ત્યાં ત્હેમને સખ્ત માંદગી આવી; તેમણે જણાવ્યું કે હવે નિર્વાણકાળ સમીપ આવ્યો છે, તેથી બધા શિષ્યોને એકઠા કરીને આ પ્રમાણે ઉપદેશ આપ્યોઃ

" હે ભિક્ષુકો ! મ્હેં જે ધર્મ પ્રકાશિત કર્યો છે તે સંપૂર્ણ

રીતે શિખો, ત્હેને **અનુભવમાં** મૂકો, ત્હેને ચાર બાજુએ ફેલાવો કે જેથી આ પવિત્ર ધર્મ ચિરકાળ ટકી શકે, અને કરોડો મનુષ્યનાં કલ્યાણનું કારણ થાય. લોકોના લાભને ખાતર, દેવોના ભલાને ખાતર આ સત્યોનો બોધ આપો. હે ભિક્ષુકો ! ઘણા થોડા સમયમાં તથાગત ચાલ્યા જશે; ત્રણ માસમાં તથાગત આ શરીર છોડી જશે. મ્હારૂં જીવન પુરૂં થવા આવ્યું છે. હે ભિક્ષુકો ! **અપ્રમાદી, વિચારવંત** અને **શુદ્ધ** થજો; તમારા **નિશ્ચય**માં દૃઢ રહેજો, તમારા હૃદય પર નજર રાખો. જે મનુષ્ય કંટાળ્યા વિના ખંતથી આ ધર્મને વળગી રહેશે, તે સંસારસમુદ્ર તરી દુઃખનો અંત અનુભવશે.' "

આ પ્રમાણે ઉપદેશ આપી બુદ્ધભગવાન્ કુશીનગર તરફ જવા નીકળ્યા. રસ્તામાં **પાવાનગર** આવી પહોચ્યા.

ત્હાં ચુંડ નામના કંસારાને ત્યાં ભિક્ષા માગવા ગયા, ત્હારે, એમ કહેવાય છે કે, ત્હેણે "સુકર મદ્દવ" (ડુક્કરનું માંસ) ભોજન તરીકે આપ્યું. પણ આ વાત આપણે કબુલ કરીએ તે પહેલાં બુદ્ધભગવાને તે સંબંધમાં જે ઉદ્‌ગારો કહાડ્યા હતા, તે પણ આપણે લક્ષમાં લેવા જોઇએ. બુદ્ધભગવાને તે ચુંડ નામના કંસારાને કહ્યું: " હે ચુંડ ! તે ' સુકર મદ્દવ ' મ્હનેજ આપ, અને આ ચોખા તથા રોટલી મ્હારા શિષ્યોને આપ; કારણ કે હું જોઉં છું કે આ પૃથ્વી ઉપર, કે મારના દેવલોકમાં કે બ્રહ્મના દેવલોકમાં, કે શ્રમણોમાં કે બ્રાહ્મણોમાં, કે દેવોમાં કે મનુષ્યોમાં આ ખોરાક ખાઇને પચાવી શકે એવું મ્હારા સિવાય બીજું કોઇ છેજ નહિ. " આ શબ્દોજ ખુલ્લી રીતે જણાવે છે કે અહીં ડુક્કરનું માંસ ને સ્થૂળ ખોરાક નથી; કારણ કે તે તો માંસા-

હારી લોકો સહેલાઇથી પચાવી શકે; માટે અહીં ગુપ્ત અર્થ રહેલો છે×

તે પછી બુદ્ધભગવાન્ શરીરે નરમ થયા, અને કુશી 'નગર તરફ ગયા. રસ્તામાં કુકુષ્ટા નામની નદી આવી ત્હેમાંથી આનંદે જળ લાવી આપ્યું, તે પી, વિશ્રાંતિ લઈ આગળ ચાલ્યા, અને કુશી નગરની બ્હારના ઉદ્યાનમાં આવી ઉતર્યાં.

બુદ્ધભગવાનનું મરણ સમીપમાં છે, એમ જાણી ત્હેમના પ્રિય શિષ્યથી રહેવાયું નહિ. તે ત્હેમનાથી જરા દૂર જઈ રડયો અને બોલ્યો "હજુ હું પૂર્ણ નથી: મ્હારા વ્હાલા ગુરૂદેવ ચાલ્યા જાય છે"!

બુદ્ધભગવાને ત્હેને પાસે બોલાવી, આશ્વાસન આપ્યું અને સઘળા પદાર્થોની અનિત્યતા સમજાવી કહ્યું: "હે આનન્દ! દુઃખી થઇશ નહિ તેમ રડીશ નહિ. આપણને પ્રિય અને વ્હાલી લાગતી વસ્તુઓથી પણ આપણે છૂટા પડવાનું છે, તે શું તું નથી જાણતો? જેનો જન્મ છે, ત્હેનું મરણ પણ છે. ઉત્પન્ન થયેલી વસ્તુનો નાશ થવો એ એનો ધર્મ છે; હે આનન્દ! લાંબા વખતથી ત્હેં મ્હારી સારી સેવા બજાવી છે. ખંતથી આ માર્ગમાં ચાલ્યાં કર, અને તું પણ જીવનતૃષ્ણા અને અજ્ઞાનબંધનથી છૂટો થઇશ,"

---

× મૂળ પાલીભાષાના શબ્દો "સુકરમદ્દવ" છે. કેટલાક કહે છે કે આ શબ્દોનો અર્થ 'સુકરનું માંસ' એવો થાય છે. કેટલાક કહે છે કે તે નામની એક **વનસ્પતિ** હતી, જેને સુકરકંદ કહે છે; જે મહાત્મા પુરૂષે આખી જીંદગી માંસાહારના ત્યાગનો બોધ આપ્યો તે પોતે છેવટના પ્રસંગે માંસ ખાય એ કેવળ અસ્વાભાવિક અને નહિ માનવા જોગ છે.

આનંદે આંસુ રોકીને પૂછ્યું.

"હે પ્રભો! જ્હારે આપ અદૃશ્ય થશો ત્હારે અમને કોણ ઉપદેશ આપશે?"

બુદ્ધભગવાને જવાબ આપ્યો: "આ પૃથ્વી ઉપર આવનાર હું પહેલો બુદ્ધ નથી, તેમ હું છેલ્લો પણ નથી. હું ત્હમને સત્ય શિખવવાને આવ્યો હતો, અને મ્હેં આ પૃથ્વીઉપર સત્યનું રાજ્ય સ્થાપન કર્યું છે. ગૌતમ સિદ્ધાર્થ મરણ પામશે, પણ બુદ્ધ તો જીવતો રહેશે. કારણ કે બુદ્ધ એ સત્ય છે, અને સત્ય કદાપિ મરતું નથી. જે સત્યને માને છે અને તે પ્રમાણે વર્તે છે, તે મ્હારો શિષ્ય છે. હું ત્હેને શિખવીશ, સત્યનો ફેલાવો થશે, અને પાંચસો વર્ષ સુધી ધર્મનું રાજ્ય વર્ધ્યાં કરશે. પછી અજ્ઞાનરૂપી વાદળ કેટલોક વખત પ્રકાશને ઢાંકી દેશે; અને યોગ્ય અવસરે બીજો બુદ્ધ જાગૃત થશે તે ત્હમને જે સત્યોનો મ્હેં બોધ કર્યો છે, તેજ શાશ્વત સત્યો શિખવશે"

આનંદે પૂછ્યું: "અમે ત્હેમને શી રીતે ઓળખી શકીશું?" બુદ્ધભગવાને જવાબ આપ્યો "મ્હારી પછી આવનાર બુદ્ધ મૈત્રેય બુદ્ધના નામથી ઓળખાશે, મ્હારા શિષ્યો જ્હારે સેંકડોની સંખ્યામાં છે, ત્હારે ત્હેના શિષ્યો હજારોની સંખ્યાથી ગણવામાં આવશે."

તે સમયે બુદ્ધ ભગવાનનું શરીર ચળકવા લાગ્યું. ત્હેમણે આનંદને કહ્યું "આજે મારૂં મરણ થવાનું છે તેનું આ ચિન્હ છે" પછી થોડીવાર આરામ લેઇ ઉઠ્યા અને શાલવૃક્ષ નીચે ઉત્તર તરફ શિર રાખી સૂતા, વૃક્ષો ઉપરથી પુષ્પ પડવા લાગ્યા, આકાશમાંથી દિવ્ય પુષ્પ વરસવા લાગ્યા, અને દિવ્યગીત સંભળાવા લાગ્યા. બુદ્ધ

ભગવાને આનંદને કહ્યું " મને સન્માન આપવાનો આ માર્ગ ઠીક ઠીક છે; પણ જે પુરૂષ કે સ્ત્રી મ્હારા ઉપદેશ પ્રમાણે વર્તે છે, તે મ્હારી વધારે ભક્તિ કરે છે." ઘણા શિષ્યો ત્ય્હાં એકઠા થયા, અને દેવો પણ ટોળાં બંધ બુદ્ધભગવાનનો નિર્વાણ સમય જાણી આવ્યા.

રાત્રે સુભદ્ર નામનો એક પંડિત બુદ્ધભગવાનને મળવા આવ્યો. આનંદે વિચાર્યું કે વાદવિવાદ લાંબો વખત ચાલશે, અને તેથી આવી માંદગીમાં તે અસહ્ય થઇ પડશે, તેથી તે સુભદ્રને ના પાડી. પણ બુદ્ધભગવાનને કર્ણે આ વાત પડી, અને શું વાતચિત થતી હતી તે જાણીને સુભદ્રને પોતાની પાસે બોલાવ્યો. ત્હેણે પૂછયું "ષડ્ દર્શનવાળા ખરૂં તત્ત્વ જાણે છે કે કેમ?" બુદ્ધભગવાને કહ્યું: "તે સમજાવવાનો કે તે બાબત વાદવિવાદ કરવાનો આ સમય નથી. સાંભળ, હું ત્હને મ્હારો સિદ્ધાંત સમજાવુ" એમ કહી જણાવ્યું કે "જે ધર્મ સદ્ગુણી જીવનઉપર આધાર રાખતો નથી, જેની આદિ શુદ્ધતામાં અને જેનો અંત પ્રેમમાં નથી, તે ધર્મમાં કદાપિ મુક્તિનો માર્ગ જડે નહિ." સુભદ્ર આ વગેરે બોધ સાંભળી બુદ્ધધર્માનુયાયી થયો.

તરતજ આનંદને બોલાવીને બુદ્ધભગવાને કહ્યું "હે આનંદ! તું કદાચ એમ વિચારે કે હવે ગુરૂ ગયા, તેથી ધર્મનો અંત આવ્યો; પણ કદાપિ એમ ધારતો નહિ મ્હારા નિર્વાણ પછી મે ઉપદેશેલો ધર્મ અને સંઘના નિયમો એજ ગુરૂરૂપ થશે." પછી મ્હોટા ન્હાના-નો વિનય કેવી રીતે સાચવવો તે ભિક્ષુકોને સમજાવ્યું, અને કોઇને નિયમ સંબંધી, અષ્ટવિધ માર્ગ સંબંધી, અથવા કોઇ પણ સિદ્ધાંત સંબંધી કાંઈ પૂછવું હોય તો આ વખતે પૂછી લેવાની પરવાનગી આપી, કે

જેથી પાછળથી એવી તક ન મળવા માટે દિલગીરી ન થાય. કોઇએ પ્રશ્ન ન પૂછ્યો. ત્યારે બુદ્ધભગવાને સૌથી છેલ્લા શબ્દો આ પ્રમાણે કહ્યાઃ

"હે ભિક્ષુકો ! ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુઓ નાશ ધર્મવાળી છે. માટે ઉદ્યોગથી ત્હમે તમારૂં નિર્વાણ મેળવી લો" આ શબ્દો બોલી થોડીવાર તે બેભાન જેવી સ્થિતિમાં જણાયા, અને ત્હેમના આત્માએ આ સ્થૂલ ઉપાધિ છોડી નિર્વાણનો અનુભવ કર્યો.

કુશીનગરના મલ્લ રાજાઓએ, રાજાઓના પણ રાજા એવા બુદ્ધભગવાનના શરીરને ઉચિત ઠાઠમાઠ સાથે તથા સુગંધી દ્રવ્યોની સામગ્રી સાથે અગ્નિસંસ્કાર કર્યો. શિષ્યો બુદ્ધભગવાનનાં હાડકાં તથા રાખ સુગંધી પુષ્પ સાથે એક પાત્રમાં મૂકી નગરમાં લેઇ ગયા. આ 'મહાન ગુરૂ'ના નિર્વાણના સમાચાર સાંભળી રાજગૃહના અજાતશત્રુ, વૈશાલીના લીચ્છીવ લોકો, કપિલ વસ્તુના શાકયલોકો, અલકાપુરીના બુલીલોકો, રામગ્રામના કોલી લોકો, અને પાવાના મલ્લ લોકો વગેરે ભક્તો અત્યંત ભક્તિ તથા સન્માન સાથે રક્ષા (રાખ) લેઈ ગયા, અને તેને એક ધાતુના પાત્રમાં મૂકી, જમીનમાં દાટી, તેના ઉપર સ્તૂપ ચણાવવામાં આવ્યા આ પ્રમાણે પવિત્રમાં પવિત્ર જીવનનો અંત આવ્યો મહા પરિનિર્વાણસૂત્ર કહે છે કે. "હાથ જોડીને નમસ્કાર કરો, હજારો વર્ષોમાં આવા બુદ્ધ મળવા દુષ્કર છે, દુષ્કર છે !"

---

# પ્રકરણ ૧૧ મું-બુદ્ધ મહાત્માની ઉપદેશ પદ્ધતિ.

---



બુદ્ધભગવાનનું પરમપવિત્ર, શાન્ત અને પરોપકારમય જીવનચરિત્ર પૂર્ણ કરીએ, તે અગાઉ હેમની બોધ આપવાની શૈલિના સબંધમાં થોડું લખવામાં આવે તે ઉચિતજ ગણાશે. તેઓ હમેશા સાંભળનાર પાત્રની યોગ્યનાનો વિચાર કરીનેજ જવાબ આપતા હતા. સામાન્ય મનુષ્યોને જ્હારે બોધ આપવાનો પ્રસંગ હોય ત્હારે તે સત્ય સમજાવવાને ઉપમાઓ, વાર્તાઓ, દંતકથાઓ, ઐતિહાસિક બનાવો, કહેવતો અથવા પોતાના તેમજ સાંભળનારના પૂર્વ જન્મના બનાવો વગેરેનો આશ્રય લેતા. આ જગતમાં દરેકને વાસ્તે મરણ છે, એ સિદ્ધાંત કિશોગોતમીને સમજાવવાને સરસવના દાણા લાવી આપવા બાબતનું દષ્ટાન્ત પ્રથમ કહેવામાં આવ્યું છે. એવાં ઘણાં દષ્ટાન્ત આપી શકાય. પણ સ્થળ સંકોચને લીધે ફક્ત એકજ દષ્ટાન્ત અત્રે આપવામાં આવે છે. મગધદેશના દક્ષિણ ભાગમાં (દક્ષિણગિરિ ઉપર) જ્હારે બુદ્ધભગવાન્ રહેલા હતા ત્હારે એક દિવસ તે એકનાલ નામના ગામમાં હાથમાં ભિક્ષા પાત્ર લેઈ ગયા. ભારદ્વાજ નામનો પૈસાદાર બ્રાહ્મણ ખેતરમાં મજુરી કરતા લોકો ઉપર દેખરેખ રાખતો હતો.

બુદ્ધભગવાનને જોઇને કેટલાક મજુરો ઉઠયા અને વંદન કર્યું. પણ **ભારદ્વજ** ઠપકો આપતો હોય તેમ બોલ્યો: "હે શ્રમણ! હું હળ ખેડુંછું અને વાવુંછું, અને પછી જે ફળ આવે તે ખાઉછું. જો ત્હમે પણ ખેડવાની અને વાવવાની મહેનત લેતા હો તો કેવું સારૂં!"

બુદ્ધભગવાને જવાબ આપ્યો "હે બ્રાહ્મણ! હું પણ ખેડુંછું અને વાવુંછું અને ખેડયા અને વાવ્યા પછી જે ફળ મળે છે તે ખાઉ છું."

બ્રાહ્મણે પૂછ્યું. "જો ત્હમે ખેડતા અને વાવતા હો તો ત્હેની નીશાની ક્યહાં છે? ત્હમારા બળદ, બીજ અને હળ ક્યહાં છે?

આ ઉપરથી **શાક્યપ્રભુએ** જવાબ આપ્યો, "હું **શ્રદ્ધારૂપી** બીજ વાવુછું; **ભક્તિરૂપી** વરસાદ તે બીજને પલાળે છે; **વિનયરૂપી** હળનું લાકડું છે, **મન** તે ધુંસરાનું બંધન છે; **અપ્રમત્તદશા** તે હળનો લોઢાનો ભાગ છે. **સત્યથી** તે હળ બધાય છે, અને **દયાથી** તે છૂટું કરી શકાય છે. **શક્તિ** તે મ્હારા બળદો છે; **માયારૂપી** નકામા છોડવા કાઢી નાખી ખેડવાનું કામ થાય છે. ત્હેનો પાક **નિર્વાણ**નું અમૃત ફળ છે, અને આ રીતે ખેડવાથી સર્વ દુખનો અંત આવે છે." તરતજ તે બ્રાહ્મણે **શાક્યમુનિના** પાત્રમાં ખીર રેડી અને કહ્યું: "હે શ્રમણ! આ ખીરનું ભોજન કરો. ખરેખર ત્હમે ખેડુત છો; ત્હમે એવી ખેતી કરો છો કે જેનું ફળ અમરતાના રૂપમાં મળે છે."

જ્યહારે જ્યહારે કાંઇ ઠપકો આપવાનો અથવા કાંઇ સાર બતાવવાનો પ્રસંગ આવે ત્યહારે પોતાના અને તે પુરૂષોના પૂર્વભવો તે કહેતા હતા; આવી પૂર્વભવોની વાતોને બુદ્ધધર્મમાં **જાતક** વાતાઓ

કહેલી છે, પણ આ સર્વ કરતાં પણ ત્હેમનો પોતાનો પ્રભાવ લોકોને બુદ્ધધર્મી બનાવવામાં અસાધારણ કારણભૂત હતો; જ્યારે તે કોઇ સાથે વાત કરતા, ત્હારે લોકો અંજાઇ જતા. શું કેવળ શબ્દોથીજ અંગુલીમાલ નામનો મોટો લુંટારો અથવા આલવી ગામનો મનુષ્યોનો આહાર કરનાર ક્રૂર મનુષ્ય બદલાઇ ગયા હશે? તેમની છાયા તળે એકવાર પણ જે આવ્યા તે હમેશને માટે ત્હેમના થઈ રહેતા હતા. જે ત્હેમને મળતા તે ત્હેમની મૈત્રી ( પ્રેમ ) ને વશ થતા; અને જેઓ ત્હેમને જાણતા તે સદાને માટે ત્હેમના ભક્ત થઇ રહેતા.†

† બુદ્ધભગવાન્ વિષે એવું કહેવામાં આવે છે કે સર્વ મનુષ્યો પોત પોતાની ભાષામાં ત્હેમનો ઉપદેશ સમજી જતા હતા. ત્હેમના ચૈતન્યનો પ્રભાવ શ્રોતાવર્ગ ઉપર અપૂર્વ હતો. ત્હેમનું 'ઑરા' ( તેજ ) એટલું વિશાળ હતું કે આખા વન સુધી તે વિસ્તર્તું હતું. આ કારણથી ત્હેમનું વ્યાખ્યાન સાંભળવા આવનાર સઘળા લોકો ત્હેમના આ 'ઑરા'ની અસર તળે આવતા. ત્હેમના આ ઑરાનો પ્રકાશ જોઇ ઉચા દેવો પણ ત્હાં આવતા, અને તેઓ પણ આ લોકોને સત્યના બોધની અસર કરવામા સહાયભૂત થતા હતા. જ્યારે આપણે પવિત્ર ધર્મગ્રન્થોમાં સાંભળીએ છીએ કે એક વ્યાખ્યાન સાંભળવાથી સેંકડો મનુષ્યો અર્હત્ જેવી ઉચ્ચ સ્થિતિ મેળવવા ભાગ્યશાળી થયા, ત્હારે આ વાત જાણવાથી આપણને કાંઇ આશ્ચર્ય ઉત્પન્ન થતું નથી. હિંદુસ્થાનના તે ભાગમાં જન્મેલા મનુષ્યોમાંના ઘણા ખરા પૂર્વભવોમા બુદ્ધના સબંધમાં આવેલા હતા, અને બુદ્ધને સર્વજ્ઞાન થાય તે પછી ત્હેમનો બોધ સાંભળવાનો ઉમદા લાભ મળે તે હેતુથી તે સર્વ ત્હાં જન્મ્યા હતા.

આ બાબત અનીંદ્રિય વિષયને લગતી છે, પણ જેઓની દૃષ્ટિ

કોઈને પણ આ ધર્મ હેની ઇચ્છાવિરૂદ્ધ માનવાને આગ્રહ કરવામાં આવતો ન હતો. લોકોની બુદ્ધિ અને અંતઃકરણ જો કબુલ કરે તોજ અમુક સિદ્ધાંત સત્ય તરીકે માનવો, એવો બુદ્ધ ભગવાને ખુલ્લા શબ્દોમાં બોધ કર્યો છે. તે શબ્દોનું અંગ્રેજીમાં આ પ્રમાણે ભાષાંતર કરવામાં આવ્યું છે —

“Do not believe in anything, because it is said; nor in tradition, because they have been handed down from antiquity; nor in rumours as such; nor in writings by sages, because sages wrote them; nor in fancies that we may suspect to have been inspired in us by a deva; nor from inferences drawn from some haphazard assumption, we may have made; nor because what seems

કેવળ આ સ્થૂળ ભુવનને લગતી હતી, તેઓ પણ બુદ્ધભગવાનને અસાધારણ પ્રભાવવાળા અને અલૌકિક સૌંદર્યવાળા રાજકુમાર તરીકે ગણતા હતા. તે હેમના કહેવાનો અર્થ ખુલ્લા શબ્દોમાં અને સ્પષ્ટતાથી કહેતા હતા તે વખતના ચાલતા ધર્મના ગુરૂઓ બ્રાહ્મણોને દક્ષિણા આપવાનું અને દેવોને બલિદાન આપવાનું શિખવવા ઉપરાંત ઘણો થોડો બોધ આપતા હતા પણ આ નવા ધર્મગુરૂએ ઉપદેશ આપ્યો કે દેવોને પ્રસન્ન કરવાનો માર્ગ ઉમદા અને પવિત્ર જીવન છે, પશુઓનું બલિદાન આપવાનું નથી, પણ પાશવવૃત્તિઓનો ભોગ આપવાની જરૂર છે; અને બાહ્ય ક્રિયાઓ કરતાં, જીવનની શુદ્ધતા વધારે ઉપકારક અને વધારે સુખપ્રદ છે.

to be an analogical necessity; nor on the mere authority of our teacher or master. But we are to believe, when the writing, doctrine or saying, is corroborated by our own reason & consciousness."

"કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીન કાળથી ચાલી આવેલી દંત કથાઓ ઉપરથી, અથવા લોકોમાં ઉડતી વાતો પરથી, તેમજ ઋષિઓએ લેખો લખેલા છે માટે તે લેખો પરથી, અથવા કોઇ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા કોઈ માની લીધેલી બાબતને લીધે આવેલા અનુમાન પરથી, અથવા ઉપમાને લીધે સરખું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરૂઓની કે શિક્ષકોની સત્તા ઉપરથી, કોઇ પણ બાબતને **માની લેના નહિ;** પણ જ્હારે કોઇ લેખ, સિદ્ધાંત અથવા કહેવત આપણી બુદ્ધિ **તથા અંતઃકરણ** કબુલ કરે ત્હારેજ તે સત્ય તરીકે સ્વીકારવાં."

---

# પ્રકરણ ૧૨ મું—શ્રી બુદ્ધનો ઉપદેશ.





બુદ્ધ મહાત્માએ ઉપદેશેલા ધર્મના સિદ્ધાંતો યથાર્થરીતે આપણા સમજવામાં આવે, તે માટે કેટલાક શબ્દોની વ્યાખ્યા આપવી જરૂર છે; કારણ કે તે શબ્દોના પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલા જૂદા અર્થોને લીધે ઘણી ગેરસમજુત ફેલાયલી છે. જે એક શબ્દના સબંધમાં અતીઘણો ગુંચવાડો ઉભો થયો છે, તે શબ્દ ' નિર્વાણ' છે. ' નિર્વાણ 'નો અર્થ પાશ્ચાત્ય વિદ્વાનો ' Blowing out of existence ' ' હયાતીનો આત્યંતિક વિનાશ ' અથવા ' ચૈતન્યનો વિનાશ ' એમ કરે છે, પણ આ અર્થ વાસ્તવિક નથી. કારણ કે ' નિર્વાણ ' એ ચૈતન્યના અતિશય વિકાશરૂપ છે, અને તે વિકાશદ્વારા આપણા સૂર્યમંડળની હદમાં તે આત્મા સર્વજ્ઞતા મેળવે છે. ' સર્વ પ્રકારના સ્થૂળ જીવનનો તેમજ આ સ્થૂળ સૃષ્ટિમાં મળી આવતી દરેક વસ્તુ તરફની તૃષ્ણાનો નાશ ' આવો અર્થ ' નિર્વાણ ' શબ્દથી સૂચવાય છે ખરો; અને પ્રાયઃ આ કારણને લીધેજ ' નિર્વાણ ' એ શબ્દનો ' આત્યંતિક વિનાશ ' એમ અર્થ કરવામાં આવ્યો હશે. પણ સ્થૂળ તથા સૂક્ષ્મ પ્રકૃતિના બનેલા રૂપોવાળા જગતમાંથી અસ્તિત્વનો વિનાશ થવો, હેનો અર્થ એવો નથી કે ઉચ્ચ ચૈતન્યપ્રદેશમાં પણ આત્માનો નાશ થાય છે; કારણ કે આપણા અનુભવમાં જે આકારો આવી શકે છે, તેવા આકારો જ્યહાં નથી, તેવા આત્માનાજ પ્રદેશમાં આત્માનું અસ્તિત્વ

રહે છે. નિર્વાણ એ એવી આત્માની પરમદશા છે કે ત્હેનો અનુભવ કરનારા ઋષિઓ પણ ત્હેને શબ્દોદ્વારા વર્ણવી શકે નહિ. આ કારણથીજ જ્યારે બુદ્ધદેવને નિર્વાણવિષે પૂછવામાં આવ્યું, ત્હારે પોતે મૌન રહ્યા હતા.

If any teach *Nirvana* is to cease,
Say unto such they lie;
If any teach *Nirvana* is to live,
Say unto such they err.

જો કોઈ એમ શિખવે કે 'નિર્વાણ' એટલે 'નાશ પામવો' તો તું ત્હેમને જણાવજે કે તેઓ જૂઠું બોલે છે; જો કોઇ એમ શિખવે કે 'નિર્વાણ' એટલે 'જીવવું' તો ત્હેમને જણાવજે તેઓ ભૂલ કરે છે." આપણે સામાન્યરીતે જે અર્થમાં 'નાશ પામવો' અથવા 'જીવવું' સમજીએ છીએ, તેવા 'નાશ' કે 'જીવન' થી નિર્વાણનો ખ્યાલ પામવો દુર્લભ છે. પત્થરમાં રહેલા ચૈતન્યમાં ને આપણી અંદર પ્રકટ થયેલા ચૈતન્યમાં જેટલું અંતર છે, ત્હેના કરતાં પણ આપણા ચૈતન્યમાં અને 'નિર્વાણ દશા' પ્રાપ્ત કરનારના ચૈતન્યમા મ્હોટું અંતર છે. જે બાબત બુદ્ધદેવ પણ મૌન રહ્યા હતા, તેવી ચૈતન્યની ઉત્કૃષ્ટ સ્થિતિને 'વિનાશ' ના અર્થમાં સમજવી, તે વેદાંતીઓ બ્રહ્મને 'નેતિ નેતિ' શબ્દથી જણાવે છે, માટે બ્રહ્મ નથી, એમ માનવા બરાબર છે.

હવે 'બુદ્ધ' એ કોણ ? એ વિચારીએ. એક મહાન્ આત્મા જે આ સૃષ્ટિપર અનેક જીંદગીનો અનુભવ મેળવીને સામાન્ય મનુષ્ય જાતિ કરતા ગણે ઉચે દરજ્જે ઉન્નતિ ક્રમ ( evolution ) માં

માં ન્હુડેલો છે, અને પરમ તત્ત્વ સાથે જ્ઞાનસહિત ઐક્ય પ્રાપ્ત કરવા સમર્થ થયેલો છે, ત્હેને હિંદુ અને બુદ્ધધર્મ ‘ બુદ્ધ ’ એટલે ‘ બોધ પામેલો ’ એ તરીકે ગણે છે, પણ ‘ નિર્વાણ ’ પ્રાપ્ત કરનાર અને ‘ બુદ્ધ ’ એ બે વચ્ચે પણ વળી અંતર છે. જેણે નિર્વાણ પ્રાપ્ત કર્યું હોય, તે આત્મા કરતાં પણ બુદ્ધની દશા વધુ માનવંતી છે. નિર્વાણ દશા પ્રાપ્ત કર્યા પછી જે અત્યંત દયાસાગર મહાન્ આત્મા મનુષ્યજાતિ રૂપ પોતાના ન્હાના બન્ધુઓના કલ્યાણ અર્થે નિર્વાણના સુખનો ભોગ આપીને, મનુષ્યજાતિને મદદ આપી શકાય તેવી સ્થિતિમાં રહે છે ત્હેને ‘ બુદ્ધ ’ કહેવાય છે.

બુદ્ધધર્મના પાયારૂપ બે સિદ્ધાંતો છે, તે સિદ્ધાંતોનાં નામ ‘ કર્મ ’ અને ‘ પુનર્જન્મ ’ છે. તે બે સિદ્ધાતો વિષે હવે આપણે વિચાર કરીએ, કારણ કે તે બાબતના જ્ઞાન સિવાય બુદ્ધધર્મના તત્ત્વની સમજણ પડવી અશકય છે. બુદ્ધધર્મ પ્રતિપાદન કરે છે કે જીવાત્મા અથવા વ્યક્તિ ( Individuality ) નિત્ય છે; તે સાથે એમ પણ સ્થાપન કરે છે પ્રથમની ઉપાધિ ( Personality ) એ મૂકેલું બીજ, જેને ‘ સ્કન્ધ ’ કહેવામાં આવે છે, ત્હેમાંથી અસંખ્ય ઉપાધિઓ ઉત્પન્ન થાય છે, અને તે ઉપાધિઓનાં **જન્મ મરણ** પણ થાય છે. ઘણીવાર જીવને અથવા નિત્યતત્ત્વને મણકાની અંદર પરોવેલા સૂત્રની ઉપમા આપવામાં આવે છે, અને ઉપાધિ તે મણકારૂપ છે. અથવા વધારે સારૂં દૃષ્ટાન્ત લેઇએ તો જે છોડવાઓ ભોંયની અંદર ચાલે છે, દરેક વસંત ઋતુમા થડ અને પાંદડાં પ્રકટ કરે છે, અને જેનાં પાંદડાં વગેરે શિયાળો આવતાં નાશપામી અદૃશ્ય થાય છે, તે છોડવાઓનાં મૂળ સાથે જીવને સરખાવી શકાય, અને ઉપરનાં પાંદડાં તથા થડને ઉપાધિ સાથે સરખાવાય. આ મૂળ અદૃશ્ય પણ સ્થાયી છે અને તે

કારણથીજ તે મૂળમાંથી ઉત્પન્ન થતા છોડવાઓ એક બીજા સાથે જોડાય છે, અને તે છોડવાઓરૂપ ઉપાધિ દૃશ્ય તેમજ અનિત્ય છે. આ ઉપાધિની અનિત્યતા ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે કે જૂદી જૂદી ઉપાધિઓને જોડનાર સ્થાયી તત્ત્વ ( આત્મા ) જેવી વસ્તુજ નથી એમ કેટલાક માનવાને દોરાય છે, પણ સૂક્ષ્મ વિચાર કરતાં જણાય છે કે બુદ્ધધર્મ અનાત્મવાદી નથી.

આ ' પુનર્જન્મ ' ના નિયમની સાથે સ્થાયી સંબંધ ધરાવતો, અને પુનર્જન્મના નિયમમાથીજ ફલિત થતો કર્મનો નિયમ છે. મનુષ્ય પોતેજ પોતાનો નિયંતા છે, અને જેવુ મનુષ્ય વાવશે તેવું લણશે, એ આ નિયમનો ટુંકમાં સાર છે. જેવી રીતે પુરૂષની પાછળ ત્હેની છાયા જાય છે, તેવીજ રીતે સારા કામનું ફળ ત્હેની પાછળ જાય છે; અને જેવી રીતે બળદની પાછળ ગાડીનું પૈડુ ચાલે છે, તેવીજ રીતે ખરાબ કામનું ફળ ત્હેની પાછળ આવે છે.

સર એડવિન આર્નોલ્ડના શબ્દોમાં " કર્મ " નો નિયમ આ પ્રમાણે છે.—

Each man's life.
The outcome of his former living is
The bygone wrongs bring forth sorrows
and woes,
The bygone right breeds bliss,
He cometh, reaper of things he sowed.

અર્થ.—દરેક મનુષ્યનું જીવન ત્હેના પૂર્વ જન્મોના આચરણનું પરિણામ છે; ઘણા કાળ પૂર્વે કરેલા અશુભ કૃત્યો શોક અને દુઃખ

ઉત્પન્ન કરે છે. તેમજ ભૂતકાળનાં શુભ કાર્યો આનંદ આપનાર બને છે, મનુષ્ય પોતે વાવેલું લણવા પાછો આવે છે.

જન્મ મરણના ચક્રની ધરી આંસુની બનેલી છે, અને હેની નાભિ શૂન્યની બનેલી છે; તે ચક્રમાંથી મનુષ્ય કેવી રીતે મુક્ત થઇ શકે તે શિખવવું; મનુષ્ય પોતાનાજ ભવિષ્યનો રચનાર છે, અથવા હેનું ભવિષ્ય હેના પોતાનાજ હાથમાં છે એમ જણાવવું; આનો ખ્યાલ આવ્યા પછી મનુષ્યે કેવાં પ્રકારનાં કાર્યો તથા વિચારો કરવા કરવા કે જે પુનર્જન્મના કારણને સહાયભૂત થાય નહિ, અને ભૂતકાળનું કર્મ ખપી જતાં મનુષ્ય મુક્તિ–નિર્વાણ પ્રાપ્ત કરી શકે; આ શિખવવું–**આમાંજ** બુદ્ધધર્મનો સાર આવી રહેલો છે.

સર્વ મનુષ્યોને શુદ્ધ વિચાર કરવાનું, અને પોતાના બુદ્ધ શિષ્યોને ધ્યાન કરવાનું બુદ્ધ દેવ ભાર દેઇને જણાવતા હતા, હેનું કારણ પણ આજ હોવું જોઇએ, એમ આપણને જણાય છે. કાર્ય કરતાં પહેલાં **વિચાર** ઉદ્દભવે છે, **વિચાર** તે કાર્યનો નિયતા છે. મનુષ્યની ઉન્નતિમાં, હેનું ચારિત્ર ઉત્તમ પ્રકારનું બનાવવામાં, અને હેનું ભવિષ્ય નિર્માણ કરવામાં ઉત્તમ **વિચાર** એ ઘણુંજ પ્રબળ સાધન છે. પાશ્ચાત્ય લોકોમાં તથા હેમના સંસર્ગને લીધે આપણા લોકોમા સ્થૂળ શરીરની બાહ્ય પ્રવૃત્તિને અગત્યની ગણવાની અને સ્પષ્ટ તેમજ નિયમિત વિચારને, તેમજ લાંબા કાળ સુધી કરેલા **ધ્યાન**ને ગાણ માનવાની જે ટેવ પડી ગઇ છે, હેમને સારૂ બુદ્ધધર્મનું આ શિક્ષણ ઘણુંજ લાભકારક અને ઉપયોગી છે.

બુદ્ધધર્મનો મૂળ—મુખ્ય સિદ્ધાંત એ છે કે મનુષ્યનાં સર્વ દુઃખો **અજ્ઞાનમાંથી** ઉત્પન્ન થાય છે. તેથી મનુષ્યની ઉન્નતિનું અને

સુખનું રહસ્ય અજ્ઞાનને દૂર કરવામાં અને જ્ઞાન મેળવવામાં સમાયેલું છે "નિયમ રાજ્યની સ્થાપના" (અથવા ડૉ. ર્‌હીસ ડેવીડ્‌ઝના શબ્દોમાં કહીએ તો "ધાર્મિક જીવનના રાજ્યની સ્થાપના" "ધર્મ ચક્રપ્રવર્તન") એ નામના બુદ્ધદેવના એક વ્યાખ્યાનમાં ત્હેમણે "**અષ્ટ વિધ ઉત્તમ માર્ગ**" એ નામના મધ્ય માર્ગનો ઉપદેશ કર્યો છે, અને તે પ્રમાણે વર્તવાથી સર્વ પાપ અને દુઃખ, જેનું મૂળ અજ્ઞાન છે, ત્હેમાંથી મનુષ્યો મુક્ત થઇ શકે એમ દર્શાવ્યું છે

આ પ્રખ્યાત વ્યાખ્યાન—સંવાદ ડૉ. ર્‌હીસ ડેવીડ્‌ઝના માનવા પ્રમાણે તે વખતે જેવું કહેવામાં આવ્યુ હતુ, તેવુંજ શબ્દશઃ આપ-ણને મળી આવેલું છે.

બુદ્ધ કહે છે—"હે ભિક્ષુકો ! જેઓ સંસાર બહાર નીકળી પડ્યા છે તેઓએ બે **એકદેશીય-ઐકાન્તિક** (Extreme) બાબતો આદરવી નહિ, એક બાજુએ ઇંદ્રિયજન્ય સુખોની–ત્હેમાં મુખ્યત્વે મૈથુનાભિલાષની–આસક્તિવાળું જીવન આદરવાયોગ્ય નથી. કારણ કે તે પ્રમાણે વર્તવું તે નીચ, અધમ, અને સંસારપ્રપંચમાં મગ્ન થયેલાને વાસ્તે છે, વળી તે અયોગ્ય અને સ્થાયી લાભવિનાનું છે. તેમજ બીજી બાજુએ દેહકષ્ટ કરી આત્માને ગ્લાનિ પમાડવી તે રીત પણ આદરવાયોગ્ય નથી; કારણ કે, આ રીત પણ દુઃખદાયક, અયોગ્ય અને સ્થાયી લાભ વિનાની છે. હે ભિક્ષુકો ! આ બે પ્રકારના **એકદેશીય** માર્ગનો અનાદર કરનારો તથાગતે (બુદ્ધે) શોધેલો મધ્ય માર્ગ છે. તે માર્ગ ચક્ષુને ઉઘાડે છે, જ્ઞાન આપે છે, અને તે મનની શાન્તિ, ઉચ્ચ જ્ઞાન, સંપૂર્ણ બુદ્ધતા આપી નિર્વાણ ભણી લઇ જાય છે. અને તે મધ્ય માર્ગ કયો છે ? ખરેખર તે "**અષ્ટવિધ ઉત્તમ માર્ગ**" નીચે પ્રમાણે છેઃ—

(૧) **શુદ્ધ વિચારો** (વ્હેમ અને અજ્ઞાનરહિત )

(૨) **શુદ્ધ અભિલાષા** ( ઉચ્ચ અને બુદ્ધિશાળી તેમજ અર્હત પુરૂષોને યોગ્ય. )

(૩) **શુદ્ધ વાણી** ( દયાળુ નિષ્કપટી અને સત્યમય )

(૪) **શુદ્ધ આચાર** ( શાન્તિ યુક્ત, પ્રમાણિક અને પવિત્ર )

(૫) **શુદ્ધ વૃત્તિ**—ઉદરનિર્વાહ ( કોઈ પણ જીવતા પ્રાણીને ઇજા અથવા ભય ઉત્પન્ન કર્યા સિવાય. )

(૬) **શુદ્ધ પ્રયત્ન** ( આત્મકેળવણી તેમજ આત્મસંયમમાં.)

(૭) **શુદ્ધ અપ્રમત્તતા** ( મન સાવધ તેમજ નિરીક્ષક હોવું જોઇએ. )

(૮) **શુદ્ધ અત્યાનંદ** (જીવનની સચનાને લગતી ઉંડી સમાધિમાં મળે છે તે. )

"હે ભિક્ષુકો ! દુખને લગતુ ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છે—**જન્મ** દુખમય છે, તેમ **જરા** પણ છે; **રોગ** દુખકર છે, તેમ **મરણ** પણ છે; **અરૂચિકર વસ્તુનો સંયોગ** દુખકર છે, તેમજ **રૂચિકર વસ્તુનો વિયોગ** પણ છે; અને કોઈ પણ **અસંતુષ્ટ ઇચ્છા** પણ દુઃખકર છે. ટુંકામાં **મમત્વભાવનાથી** ઉત્પન્ન થતા "**પંચ સ્કન્ધો**" દુખકર છે.

"હે ભિક્ષુકો ! દુખની ઉત્પત્તિને લગતું ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છે.—જે તૃષ્ણા પુનર્જન્મનું કારણ છે, જે તૃષ્ણા ઇંદ્રિયજન્ય સુખોની સહચારી છે, અને જે તૃષ્ણા એક વખત આ સ્થળે અને આના સમયે બીજે સ્થળે સંતોષ શોધે છે, તે **તૃષ્ણામાંથી** દુ:ખ

ઉત્પન્ન થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો વિકારતૃપ્તિની તૃષ્ણા અને ભવિષ્યજીવનની તૃષ્ણા આ દુ:ખનાં કારણો છે. ( વિષયેચ્છા, જીવનેચ્છા, અને જીવનઅભિમાન આ ત્રણ પણ કારણો છે. )

" હે ભિક્ષુકો ! દુ:ખના વિનાશને લગતું ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છે —

કોઇ પણ પ્રકારની ઇચ્છા રહે નહિ એવી રીતે **તૃષ્ણાનો નાશ** કરવામાં દુ:ખનો અંત આવે છે. તે વાસ્તે તે તૃષ્ણાને દૂર કરવી, ત્હેનો ત્યાગ કરવો, ત્હેમાંથી મુક્ત થવું અને ફરીથી તેને હૃદયમાં દાખલ થવા દેવી નહિ. હે ભિક્ષુકો ! દુ:ખના નાશના માર્ગ ભણી લેઇ જનાર ઉત્તમ સત્ય નીચે પ્રમાણે છે; ખરેખર તે ' ઉત્તમ અષ્ટવિધ માર્ગ છે."

આ ઠેકાણે ઉપર જણાવેલા તે માર્ગના આઠ પ્રકાર બતાવવામાં આવ્યા છે. કેટલીકવાર ત્હેમનું ભાષાન્તર નીચે પ્રમાણે કરવામાં આવે છે:—

( ૧ ) શુદ્ધ શ્રદ્ધા ( ૫ ) ઉદરનિર્વાહનાં શુદ્ધ સાધનો
( ૨ ) શુદ્ધ વિચાર ( ૬ ) શુદ્ધ પ્રયત્ન
( ૩ ) શુદ્ધ વાણી ( ૭ ) શુદ્ધ સ્મરણશક્તિ
( ૪ ) શુદ્ધ સિદ્ધાંત ( ૮ ) શુદ્ધ ધ્યાન

વળી બીજી રીતે ત્હેનું આ પ્રમાણે ભાષાંતર થઇ શકે છે:—

( ૧ ) શુદ્ધ શ્રદ્ધા ( ૫ ) ઉદરનિર્વાહનાં શુદ્ધ સાધનો
( ૨ ) શુદ્ધ આશયો ( ૬ ) શુદ્ધ પ્રયત્ન
( ૩ ) શુદ્ધ વાણી ( ૭ ) શુદ્ધ અપ્રમત્તતા
( ૪ ) શુદ્ધ આચાર ( ૮ ) શુદ્ધ ધ્યાન.

ઉપર જણાવેલા ભાષાંતરોમાંથી ગમે તે શબ્દો આપણે ગ્રહણ કરીએ તોપણ વિચારશ્રેણિતો એકજ પ્રકારની છે.

પ્રથમ શુદ્ધસત્યનું જ્ઞાન; તે પછી શુદ્ધ વિચારો; અને તે વિચારોને લીધે પોતે તેમજ પોતાના સંબંધમાં આવતા સર્વજીવ પ્રત્યે શુદ્ધવાણી અને શુદ્ધ કર્મ; અને તે પછી ત્રણ પ્રકારની આત્મકેળવણીઃ—)૧) શારીરિક કેળવણી ( શુદ્ધ ઉદ્યોગ ) (૨) માનસિક કેળવણી ( અપ્રમત્તતા ) અને (૩) આધ્યાત્મિક કેળવણી ( ધ્યાન ).

બુદ્ધ ધર્મના સર્વ પવિત્ર પુસ્તકોનો સાર એકજ સૂત્ર અથવા શ્લોકમાં આવી જાય છે, અને તે નીચે પ્રમાણે છેઃ—

" To cease from all sin,
To get virtue,
To cleanse one's own heart,
This is the religion of the Buddhas."

" સર્વ પ્રકારનાં પાપ કરતાં અટકવું; સદ્‌ગુણ મેળવવા; પોતાના હૃદયને શુદ્ધ બનાવવું;—આ બુદ્ધનો ધર્મ છે. "

**પંચમહાવ્રતો ( 'પંચશીળ' )** જે બુદ્ધધર્માનુયાયીઓને પાળવાનાં છે, તે સર એડવીન આર્નોલ્ડે કવિતા રૂપે નીચે પ્રમાણે પ્રદર્શિત કર્યાં છે.—

" Kill not for pity's sake–and lest ye slay
The meanest thing upon its upward way;
Give freely and receive, but take from none.
By greed or force, or fraud, what is his own.
Bear not false impress, slander not nor lie;

Truth is the speech of inward purity.
Shun drugs and drinks which work the wit abuse:
Clear minds, clean bodies, need no Soma juice;
Touch not thy neighbour's wife neither commit
Sins of the flesh, unlawful, and unfit. "

**અહિંસા**—દયા ધર; કોઇને મારતો નહિ, ઉન્નતિક્રમના માર્ગપર ચાલતા શુદ્રમાં શુદ્ર પ્રાણીનો પણ તું વધ કરતો ના

**અસ્તેય**—ઉદારતાથી આપવું અને લેવું, પણ પારકી વસ્તુ બીજા પાસેથી લોભથી, જોરથી કે કપટથી લેવી નહિ.

**સત્ય**—જુઠી સાક્ષી પુરવી નહિ, કોઇને માથે આળ ચઢાવવું નહિ; જુઠું બોલવું નહિ; સત્ય તે આંતરશુદ્ધિની વાણી છે.

**મદ્યમાંસનિષેધ:**—જે વસ્તુઓ અને પ્રવાહી પદાર્થો મનુષ્યોને મદોન્મત્ત બનાવે છે હેનો ત્યાગ કર, શુદ્ધ મન અને શુદ્ધ શરીરને સોમ પાનની જરૂર નથી.

**બ્રહ્મચર્યઃ**—ત્હારા પાડોશી ( અન્ય કોઇ પણ ) ની સ્રીને અડવું નહિ. તેમજ અયોગ્ય અને અન્યાયયુક્ત શારીરિક પાપ આચરવાં નહિ.

આ " પંચશીળ "—એટલે પાંચ મહાવ્રતો નીચે પ્રમાણે ત્હેમના દેવાલયમાં બૌદ્ધો ઉચ્ચારે છે.—

( ૧ ) હું પ્રાણીઓનો વધ નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.
( ૨ ) હું ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.
( ૩ ) હુ અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લઉ છું
( ૪ ) હુ પરસ્ત્રી સાથે સંબંધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લઉં છું.
( ૫ ) હુ માદક પદાર્થો અને આળસ ઉત્પન્ન કરે તેવી વસ્તુઓ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લેઉ છું.

આ ઉપરથી દરેક મનુષ્યને જણાશે કે:'**સર્વ પ્રકારની જીંદગી પવિત્ર** છે' તે વાત આ અતિશય વિખ્યાતિ પામેલા ધર્મનુ મુખ્ય લક્ષણ છે, અને બુદ્ધધર્મના પવિત્ર પુસ્તકોમાં, સર્વ પ્રાણીઓને **જીવવાનો હક** છે, એમ માનવાની અનિવાર્ય ફરજ દર્શાવવામાં આવી છે; અને સર્વ જીવતાં પ્રાણીઓ પ્રત્યે દયાની લાગણીથી વર્તવાની ફરજ પણ અગત્યની ગણવામાં આવી છે. બુદ્ધના શિક્ષણ પ્રમાણે જે દુર્ગુણોને લીધે મનુષ્ય ' સંઘ ' બહાર થાય તે દુર્ગુણોના વર્ગ પાડવામાં આવ્યા છે, અને આ દુર્ગુણોમાં જીવતાં પ્રાણી પ્રાણીપ્રત્યે દયા નહિ બતાવવાના દુર્ગુણને મુખ્ય પદ આપવામા આવ્યું છે: અને જે મનુષ્ય સાધુના ગુણ શિવાય સાધુપણાનો ડોળ ધાલે છે તે અધમમાં અધમ, સંઘબહાર કહાડવા યોગ્ય છે, અને સર્વ ભુવનોમાં ત્હેને ' ચોર ' ગણવામાં આવે છે; સાધુના દશ પ્રકારના ધર્મ અથવા, " દશશીળ " નામના પુસ્તકમાં ભિક્ષુકો–ધર્મ સંઘના સભાસદો–ના કર્તવ્યનુ વર્ણન આપેલું છે અને તેઓને જીંદગી ઉપર નિગ્રહ મેળવવાને અને ત્હેને કેળવવાને ઘણા વ્રત અને નિયમો પાળવા પડે છે.

બુદ્ધે પોતાના જીવન સમયમાંજ ભિક્ષુકો અને શિષ્યોનો એક ' સંઘ ' સ્થાપ્યો; અને તે ' સંઘ ' ને ત્હેમણે સમગ્ર મનુષ્ય જાતિને

**સ્પષ્ટ રીતે ઉપયોગમાં ન આવે તેવું** વધારે ઉચ્ચ અને **અધ્યાત્મવિદ્યાને** લગતું **ગુપ્ત** શિક્ષણ આપ્યું, એમ માનવાને સબળ કારણો છે. કારણ કે તે તો ખુલ્લું છે કે ઉપર જણાવેલું નૈતિક શિક્ષણ ગમે ત્હેવા ઉચ્ચ પ્રકારનું હોય, તોપણ ફક્ત તે **શિક્ષણ નિર્વાણ** શબ્દથી સૂચવેલી આધ્યાત્મિક ઉન્નતિના ઉચ્ચ પગથીઆપર મનુષ્યને લેઇ જવાને શક્તિમાન થશે નહિ. વધારે જ્ઞાન તેણે મેળવવું જોઇએ; અથવા જ્ઞાન મેળવવાની શક્તિ જે ગુપ્તજ્ઞાની ( દીક્ષિત ) ગુરૂ અથવા **અર્હત**નો ખાસ ગુણ છે, તે જ્ઞાન મેળવવાની શક્તિ ત્હેણે મેળવવી જોઇએ જગતના સર્વ ધર્મ સંસ્થાપકોની સર્વત્ર આવીજ રીત હતી.

હવે આ ગુપ્તજ્ઞાન અથવા મુમુક્ષુના ' માર્ગ ' નાં ન્હાનાં તેમજ મ્હોટાં પગથિયાંનું જ્ઞાન તેમજ તે ' માર્ગ ' પર ચાલવાની દૃઢ ઇચ્છા રાખનારામા જોઇના વિવિધ ગુણોનું જ્ઞાન ' ગુપ્ત મદદગારો ' એ નામના ગ્રન્થને આધારે નીચે પ્રમાણે છે.

મુમુક્ષુના પ્રથમના અદીક્ષિત અવસ્થાનાં પાંચ પગથીયાં છે, પણ પૂર્વ તરફના ઘણા ધર્મપુસ્તકોમાં તે શુદ્ધ માર્ગ ( Path proper ) ને લગતા હોય એમ ગણવામાં આવ્યું નથી અને ત્હેને લીધે આ વિષય સંબંધીના પૂર્વ તરફના ગ્રંથોનો અભ્યાસ કરતા મુખ્ય અને ગાણ વિભાગના દરજ્જાનો ફેરફાર શોધતાં ઘણી મુશ્કેલી પડે છે

**પ્રથમ** પગથીયું " મનોદ્વારાવર્જન ' અથવા મનના દ્વાર ઉઘાડવાં તે છે, જ્યારે મનનાં દ્વાર ખુલ્લાં થાય છે ત્યારે ત્હેને લીધે દેવગ ઐહિક ઇચ્છાઓની અનિત્યતા અને નિરર્થકતાની તે જીજ્ઞાસુને દૃઢ

ખાતરી થવા માંડે છે અને તે જીજ્ઞાસુ અનન્ય નિષ્ઠાથી અધ્યાત્મમાર્ગ ભણી વળે, તે પહેલાં આવી ખાત્રી જરૂરની છે, તેનો સ્પષ્ટ છે. આ ગુણને હિંદુઓ 'વિવેક' નામથી ઓળખે છે.

**બીજું** પગથીયુ "પરિક્રમ્મ" અથવા કાર્ય વાસ્તે તૈયારીનું છે. અહીયા મનુષ્ય પૂર્વ દેશના ધર્મગ્રથો જણાવે છે તેમ કાર્યના ફળના ઉપભોગની આશા વિના તેમજ બદલા કે શિક્ષાની અપેક્ષા વિના **શુભને ખાતરજ શુભ કર્મ** આચરે છે; આ ગુણને વેદાન્તમાં વૈરાગ્યનુ નામ આપવામાં આવ્યુ છે,

**ત્રીજું** પગથીયું "ઉપચાર" છે. ત્હેનો અર્થ ધ્યાન અથવા **ચારિત્ર** છે. હિંદુધર્મમાં જેને "**ષટ્ સંપત્તિ** કહે છે તે ગુણો મેળવવાનું આ સ્થાન છે. તે ગુણો નિચે પ્રમાણે છે.– ( ૧ ) શમ. મનની શાતતા અથવા મનોનિગ્રહ, જો કે તે ગુણ પ્રાપ્ત કરવો દુષ્કર છે, તોપણ માનસિક કાર્યની ફત્તેહને વાસ્તે **અતિ** અગત્યનો છે. ( ૨ ) દમ–મનોનિગ્રહને લીધે વચન તેમજ કાર્યપર તેવા પ્રકારનો નિગ્રહ. ( ૩ ) ઉપરતિ–ધર્માંધતાનો ત્યાગ કરવો તે. કોઇપણ ધર્મે જણાવેલા કાર્ય અથવા ક્રિયાની આવશ્યકતામાં તેમજ ઉપયોગીપણામાં શ્રદ્ધા અને ત્હેને લીધે વિચારની સ્વતંત્રતા અને વિશાળ ઉદાર સહનશીળતાનો ઉદ્દભવ. ( ૪ ) તિતિક્ષાઃ–કર્મના પરિણામરૂપે મળેલા સુખ દુઃખને શાંત મનથી સહન કરવું તે. કોઇ પણ મનુષ્ય દુઃખ પમાડવામાં સાધનભૂત થાય ત્હેના તરફ દ્વેષનો અભાવ. ( ૫ ) સમાધાન અથવા મનની એકાગ્રતા; કોઇ પણ પ્રકારની લાલચથી મનની સ્થિરતાનો ભંગ ન થાય તે. ( ૬ ) શ્રદ્ધા. ગુરૂમાં તેમજ પોતાના આન્તર દૈવી સ્વભાવમાં વિશ્વાસ.

**ચોથું** "અનુલોમ" ક્રમવાર ચડવું તે. ઉપર જણાવેલા ગુણો-માંથી સ્વાભાવિક પરિણામરૂપે તે ગુણ આવે છે. ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ જોડે સંયોગની તેમજ મુક્તિ–નિર્વાણની અનિવાર્ય ઇચ્છા (મુમુક્ષા) નું આ સ્થાન છે.

**પાંચમું** પગથીયું "ગોત્રભૂ"નું છે," શબ્દનો અર્થ ગુપ્ત જ્ઞાન (રહસ્ય)ની દીક્ષાને વાસ્તે **અધિકારીપણું** એમ થાય છે. અહીંયાં તે પોતાના **સર્વ ગુણોને એકત્ર** કરે છે. અને હવે અદીક્ષિત અવસ્થા-માંથી દીક્ષિત અવસ્થામાં પ્રવેશ કરવાને તૈયાર થાય છે.

અહીયા જણાવવું જોઇએ કે, ઉપર જણાવેલા સર્વ ગુણો નવા ઉપાસકમાં સંપૂર્ણ ખીલેલા હોવા જોઇએ એવી ત્હેની પાસેથી આશા રાખવામાં આવતી નથી. અથવા તે ગુણો એક પછી એક અનુક્રમે મેળવવા જોઇએ તેમ પણ નથી તે ઉપાસકે એકજ સમયે ચારિત્ર યોજનાના કાર્યમાં, અન્ય દિશાઓમાં, અને ઉપર જણાવેલા માર્ગાનુસાર ઉન્નતિ મેળવવાના કાર્યમાં પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. પોતાની આગળ ઉન્નતિને વાસ્તે કેવું વિશાળ ક્ષેત્ર છે, ત્હેના સાભિજ્ઞ (conscious) જ્ઞાનસિવાય પણ (ગોત્રભૂ) શબ્દે સૂચવેલે પગથીએ બાહ્ય ધર્મમા ગુંથાયેલા અથવા કોઇ પણ ખાસ ધર્મ વિનાના ઘણા પુરૂષો આવી શકે છે અને આવવા જોઇએ. અને 'ગોત્રભૂ' તે કોણ! આ પ્રશ્નના ઉત્તરમાં બુદ્ધદેવે જણાવ્યું છે કે જે સામગ્રી દ્વારા આત્માને પવિત્ર બનાવવાના કાર્યનો આરંભ થાય છે, તે સામગ્રીસંયુક્ત મનુષ્ય તે 'ગોત્રભૂ' છે.

આ અદીક્ષિત અવસ્થાના વિભાગની પેલી પાર કેવળ શુદ્ધ માર્ગના ચાર વિભાગ છે. અને આ પગથીઆ પર થઇને પસાર

થના, જે સંયોજન—બંધન ત્હેને જન્મમરણનાં ચક્ર સાથે બાંધે છે, અને નિર્વાણ પ્રાપ્ત કરતાં અટકાવે છે, તે દશ સંયોજનથી ઉપાસકે મુક્ત થવું જોઇએ. હવે થોડી પ્રતેહથી ચાલી શકે તેમ નથી. હવે તો જે તૃષ્ણાઓ શિષ્યને બંધનકર્તા છે ત્હેમાંથી ત્હેણે મુક્ત થવુંજ જોઇએ. અને આ પગથિયાપર એવા વિશાળ ગુણો મેળવવાની આવશ્યકતા છે કે, માર્ગના આ વિભાગમાંથી પસાર થતાં સાત જન્મની જરૂર પડે છે, એમ ધર્મશાસ્ત્રો જણાવે છે. દરેક વિભાગ બીજા વિભાગથી ખાસ દીક્ષા ક્રિયા ( initiation )થી જૂદો પડે છે. પ્રથમ વિભાગને **"સોત્તાપત્તિ"** અથવા 'સોહન' કહેવામાં આવે છે. અને સોવાની અથવા સોતાપન્ન ( જેણે 'પ્રવાહ'માં પ્રવેશ કર્યો છે એવો આત્મા ) કદાચ 'માર્ગ'થી વિમુખ થાય, કોઇક સમયે તે નિષ્ફળ નિવડે, અને કોઇક સમયે પોતાની ઉન્નતિમાં વિલંબ કરે, તે છતા પણ તે પગથીઉ ત્હેણે કદાપિ પ્રાપ્ત ન કર્યું હોય તેવો તો કદી તે બને નહિ. આ ઠેકાણે ત્રણ બંધનો તોડવા યોગ્ય છે.(૧) આત્મભ્રાન્તિ ઉપાધિને જીવરૂપ માનવામાં અને પોતાના આત્માને સમસ્ત આત્મા ( પરમાત્મા ) કરતાં ભિન્ન માનવામાં અને તેથી ત્હેનો પોતાનો સ્વાર્થ ત્હેના જાતિ ભાઇઓના સ્વાર્થનો વિરોધી છે તેમ ગણવામાં આત્મભ્રાન્તિનો સમાવેશ થાય છે. (૨) શંકા અથવા અનિશ્ચય; મનુષ્યના સ્વભાવ અને ભવિષ્ય વિષેના મૂળ સત્યનું પોતે અપરોક્ષ ( direct ) જ્ઞાન પ્રાપ્ત કરીને અથવા સુપ્રસિદ્ધ બુદ્ધિગમ્ય જ્ઞાનની શ્રદ્ધાવડે શંકાને દૂર કરવાની છે; પણ **અંધશ્રદ્ધાથી તે શંકાનું સમાધાન કરવાનું નથી.** (૩) વ્હેમઃ હૃદયશુદ્ધિ અર્થે બાહ્ય ધર્મની કોઇ પણ ક્રિયા અથવા કાર્ય ઉપર આધાર રાખવો ત્હેનો સમાવેશ 'વ્હેમ'માં થાય છે.

બીજું મ્હોટું ઉચ્ચ પગથિયુ "સકૃદાગામી" નુ છે. આ સ્થાનમાં કોઇ પણ ખાસ બંધનને તોડવાના નથી. પણ તે સમય માનસિક અને અતીંદ્રિય શક્તિની ખાસ ઉન્નતિનો છે.

ત્રીજું ઉચ્ચ પગથીયું "અનાગામી"નું છે. અનાગામી એટલે જેને ફરી જન્મ લેવાનો નથી તેવો પુરૂષ; આ સ્થાનમાં વિષયોપભોગ પ્રતિની આસક્તિનો સર્વાંશે ત્યાગ કરવો જોઇએ. ક્રોધ અથવા દ્વેષ અને ત્હેના સંબંધી પુરૂષોની ઉપાધિના રાગને વાસ્તે ત્હેના હૃદયમાં કાંઇ પણ સ્થાન મળવું જોઇએ નહિ; રાગનો ત્યાગ કરવો તે ઉપરથી શુદ્ધ અને ઉત્તમ પ્રકારનો **પ્રેમ** જે જીવાત્માઓ વચ્ચે સાંકળરૂપ છે, અથવા જે પ્રેમ વિશાળ સર્વગત ( universal ) અને સર્વ પ્રાણીપ્રતિનો છે, ત્હેનો ત્યાગ કરવાનો નથી.

ચોથું પગથીયું "અર્હત્"નું છે. અર્હત્ તે યોગ્ય વંદનીય પુરૂષ છે. આ સ્થાનમાં બાકીનાં પાંચ બંધનના શેષ ભાગને પણ દૂર કરવો જોઇએ. તે નીચે પ્રમાણે છેઃ-(૧) શરીરમાં જીવનેચ્છા, ગમે તેવા ઉચ્ચ પ્રકારનું શરીર હોય તોપણ ત્હેમાં જીવવાની ઇચ્છા (૨) શરીરરહિત જીવનેચ્છા (૩) માન; માનનો ત્યાગ એટલે પોતાની મહત્વતાનો તેમજ કાર્યસિદ્ધિના ભાનનો અભાવ; ઉચ્ચનીચ વિષે ભેદાભાવ; સર્વને એકરૂપ માનવું તે (૪) આત્મસ્થિરતાનો અભાવ; પોતાની ઉપર આવી પડતાં સંકટથી આત્મસ્થિરતાના ભંગનો અથવા ચંચળતાનો સંભવ; (૫) અજ્ઞાન. અજ્ઞાન દૂર કરવું એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવવુ તે આપણા હાલના સૂર્યમંડળને લગતી અનુભવ સિદ્ધ (practical) સર્વજ્ઞતા.

આ પગથીયું મૂક્યું કે મનુષ્ય "અશેખ" બને છે ત્હેને હવે કાંઇ વધારે જાણવાનું રહેતું નથી. તે 'નિર્વાણી' કહેવાય છે "જે

કોઈ એમ શિખવે કે નિર્વાણ એટલે નાશ થવો, તો હેમને કહેવું કે તેઓ જૂઠું બોલે છે. જો કોઇ એમ શિખવે કે નિર્વાણ એટલે જીવવું તો હેમને કહેવું કે તેઓ ભૂલ કરે છે. તેઓના પરિમિત જ્ઞાનની પેલા પાર શું છે, તેમજ કાળરહિત, આકારથી પરિમિત જીવનરહિત આનંદ શું છે, તે તેઓ સમજતા નથી."

આવી ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરનાર પુરૂષ સંબધી "મેત્તાસૂત્ર"માં નીચે પ્રમાણે જણાવેલું છે. જે માતા પોતાની જીંદગીના ભોગે પણ પોતાના એકના એક બાળકનું રક્ષણ કરે છે તે માતા જેવી રીતે પ્રેમ રાખે છે તેવો પ્રેમ સર્વ પ્રાણીપ્રત્યે રાખો. અમર્યાદિત શુભેચ્છા-પ્રેમ સકળ જગતમાં ઉંચે નીચે સર્વ બાજુએ સંપૂર્ણ રીતે ભેદભાવ કે વિરોધવિના પ્રસરો. જ્યહારે મનુષ્ય જાગતાં-ઉંઘતાં-બેસતાં-સૂતાં સર્વ સમયે આવી મનની સ્થિતિમાં રહે છે ત્યહારે 'આ જીંદગીમાં પણ ઉચ્ચ પ્રકારની પવિત્રતા મળી શકે' એવું ઉત્તમ કથન ખરૂ પડે છે. બુદ્ધનું શિક્ષણ મનુષ્યના આત્માને વાસ્તે જગદુદ્ધારક અને મનુષ્ય જાતિના પાળક થવાનું આવું ભવ્ય અને સર્વોત્કૃષ્ટપદ દર્શાવે છે. પણ હેનો આરંભ જગતમાં તેમજ ગૃહમાં સદ્ગુણી જીવન ગાળવામાં થવો જોઇએ.

---

# શાસન નં. ૫.

---

## ધર્મમહામાત્રા ( ધર્માચરણની તપાસ રાખનારા. )

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજ જણાવે છે કેઃ—સારૂં કામ કરવું એ મુશ્કેલ છે. સારૂં કામ કરનારો ખરેખર કઠિણ કામ કરે છે. ઘણાં સારાં કામો મારે હાથે થવા પામ્યાં છે. જો મારા પુત્રો, પૌત્રો અને મારા વંશજો કાળચક્રના અંત સુધી આ પ્રમાણે વર્ત્યાં કરે, તો તેઓ ઘણું સારૂં કામ કરી શકશે. પણ જો કોઇ આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો તે દુઃખ ભોગવશે, કારણ કે પાપ કરવું એ ઘણું સહેલું છે. ભૂતકાળમાં કોઈ પણ વખત ધર્મનીતિની તપાસ રાખનારા ( ધર્મમહામાત્રા ) ઓ નીમવામાં આવ્યા નથી, પણ મારા રાજ્યના ચૌદમા વર્ષમાં આ ધર્મમહામાત્રાઓ નીમવામાં આવ્યા છે. મારા રાજ્યમાં તેમજ યોન (યવન), કાંબોજ, ગાન્ધાર, રાષ્ટ્રિક, અને પિટેનીક, તથા સીમાપર આવેલા બીજા રાજ્યોમાં સર્વ ધર્મના લોકોમાં ધાર્મિક જીવનની સ્થાપના કરવા સારૂ, ધર્મનીતિ વધારવા સારૂ અને સુધર્મી મનુષ્યોના સુખ અને કલ્યાણ સારૂ આ પુરૂષો કામે લાગેલા હોય છે. મારા પગારદાર નોકરો, બ્રાહ્મણો, ધનવાનો અને ગરીબો તેમજ વૃદ્ધ મનુષ્યોના કલ્યાણ તથા સુખની વૃદ્ધિ કરવા સારૂ અને ધર્મિષ્ઠ *મનુષ્યોના માર્ગમાંથી વિઘ્નો દૂર કરવા સારૂ તેમને નીમવામાં આવ્યા છે.

---

* બુલ્હર સાહેબના મત પ્રમાણે 'રાજ્યભક્ત પ્રજાના'

ખોટી કેદખાનાની સજા અથવા દંડ દૂર કરવાને, અડચણો દૂર કરવાને, તથા કોઇને મોટું કુટુંબ હોય, એકાએક આફત આવી પડી હોય, અથવા વૃદ્ધ થયો હોય તેવા મનુષ્યોની હકીકતો તપાસી, તેમને દુઃખથી છોડાવવાને આ ધર્મમહામાત્રાને નીમવામાં આવ્યા છે.

અહીં પાટલિપુત્રમાં તેમજ બીજા શહેરોમાં મારા ભાઇઓ, બ્હેનો તથા સ્વજનોના સ્ત્રીવર્ગની દેખરેખ રાખવામાં તેઓને નીમવામાં આવ્યા છે. મારા રાજ્યમાં દરેક સ્થળે જે રાજભક્ત પુરૂષો ધર્મિષ્ઠ છે, સદ્ગુણી છે, અને દાતાર છે, તેમની સાથે કામ કરવાને આ ધર્મ મહામાત્રાઓને નીમવામાં આવ્યા છે. આ કારણથીજ આ પવિત્ર શાસન લખવામાં આવ્યું છે, કે જેથી તે લાંબા કાળ ટકી શકે, અને મારી પ્રજા પણ તે પ્રમાણે ચાલી શકે.

---

## શાસન નં. ૬.

---

### કામકાજ ઘણીજ ત્વરાથી પતાવવા વિષે.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા આ પ્રમાણે જણાવે છે કેઃ—ઘણા લાંબા કાળથી કામકાજ બરાબર ચાલતું નથી, તેમજ દરેક કલાકે લોકોની હકીકતો મને પહોંચાડવામાં આવતી નથી. આથી મેં એવી ગોઠવણ કરી છે કે ગમે તે કલાકે તેમજ ગમે તે સ્થળે—હું જમતો હોઉં અથવા ઝનાનખાનામાં હોઉં અથવા મારા શયનગૃહમાં હોઉં, કે મારા ખાનગી દિવાનખાનામાં હોઉં, મારી ગાડીમાં હોઉં અથવા તો મહેલના બગીચામાં હોઉં—

ગમે ત્યાં હોઉં ત્યાં પ્રજાની હકીકત પુરી પાડનારાઓએ મને લોકોના કામકાજ સંબંધી નિરંતર ખબર આપવી; કારણ કે લોકોના કામનો ગમે તે જગ્યાએ નિકાલ આણવાને હું તૈયાર છું.

અને જો કદાચ હું જાતે મુખથી એવા શબ્દો ઉચ્ચારી આજ્ઞા કરૂં કે અમુક દાન આપવું, અથવા અમુક હુકમનો અમલ કરવો; અથવા કાંઇક ઘણુંજ ઉપયોગી કામ અમલદારોને સોંપવામાં આવ્યું હોય, અને હવે જો તે કામ કરવામાં કાંઈ તકરાર થાય, અથવા તો સમાજમાં કાંઈ કપટ થાય તો મારી આજ્ઞા છે કે ગમે તે કલાકે તથા ગમે તે સ્થાને મને તે હકીકત જણાવવી, કારણ કે હું મારા ઉદ્યોગથી તેમજ જલ્દીથી કામ કરવાની રીતથી કદાપિ પુરેપુરો સંતોષ પામ્યો નથી.

જનસમુદાયના કલ્યાણ અર્થે મારે કામ તો કરવુંજ જોઇએ. ઉદ્યોગમાં તેમજ જલ્દીથી કામકાજ પતાવવામાં ઉદયનું મૂળ છે, અને સામાન્ય પ્રજાના હિત અર્થે આ બે બાબત કરતાં કોઈ પણ વધારે અગત્યની નથી. અને હું શા માટે મહેનત કરૂં છું ? આ મહેનત કરવાનું મારૂં પ્રયોજન એટલુંજ છે કે જીવતાં પ્રાણીઓ પ્રતિનું મારૂં ઋણ હું અદા કરૂં કે જેથી હું કેટલાકને આ જગતમાં સુખી કરી શકું અને તેથી તેઓ બીજા ભવમાં સ્વર્ગ મેળવે.

આ કારણથી મેં આ પવિત્ર શિલાલેખ લખાવરાવ્યો છે કે તે લાંબા વખત સુધી ટકે, અને મારા પુત્રો, પોત્રો, અને પ્રપાત્રો જનસમુદાયના હિત અર્થે પ્રયત્ન કરે. આ કામ અત્યંત શ્રમ વના બને તેમ નથી.

## શાસન નં. ૭.

### ધર્મનું અનુષ્ઠાન.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાની એવી ઇચ્છા છે કે સઘળા સ્થાનોમાં સઘળા ધર્મના મનુષ્યો શાન્તિથી રહે; કારણ કે તે સર્વે ઇન્દ્રિય સંયમ અને મનઃશુદ્ધિની ઇચ્છા રાખે છે.

મનુષ્યોની ઇચ્છાઓ તથા મતો અસ્થિર હોય છે.* કેટલાક પૂરેપૂરો ધર્મ પાળશે, ત્યારે બીજા કેટલાકો અપૂર્ણ રીતે તે પાળશે. જે મનુષ્ય ઉદારતાથી પુષ્કળ ધન આપવાને અસમર્થ હોય તેવા ગરીબમાં ગરીબ મનુષ્યમાં પણ ઇન્દ્રિય સંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દૃઢભક્તિ (શ્રદ્ધા) પ્રશંસા કરવા લાયક છે.

## શાસન નં. ૮.

### ધર્મયાત્રા.

ભૂતકાળમાં રાજાઓ મૃગયા (શિકાર) વિગેરે મોજશોખને વાસ્તે સ્વારી કાઢતા હતા. પણ દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાને તેમના રાજ્યના દશમા વર્ષમાં જ્ઞાન થયું કે ધર્મ યાત્રા સૌથી ઉત્તમ છે, કારણ કે ધર્મયાત્રામાં બ્રાહ્મણ શ્રમણનું દર્શન થાય, તથા તેમને દાન અપાય; વૃદ્ધ જનોનું દર્શન થાય તથા તેમને સુવર્ણની બક્ષીસ અપાય; દેશની તથા લોકોની મુલાકાત લેઈ

* મનુષ્યોની ઇચ્છાઓ તથા મતો જૂદા જૂદા હોય છે.

શકાય અને દેશજનો આગળ ધર્મની ઉદ્‌ઘોષણા કરી શકાય તથા ધર્મ સંબંધી સંવાદ ચલાવી શકાય.

આ કારણથી દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા તે વખતથી ભૂતકાળનો પોતાનો વિચાર ફેરવીને ધર્મયાત્રામાં આનંદ માને છે.

---

## શાસન નં. ૯.

---

### ક્રિયામાર્ગ.

દેવોના પ્રિય પ્રિયદર્શી મહારાજા આમ જણાવે છે કે:—મંદવાડને પ્રસંગે, પુત્ર લગ્ન પ્રસંગે, પુત્રી લગ્ન પ્રસંગે, પુત્ર પ્રસવ પ્રસંગે તેમજ પ્રવાસ કરવાને પ્રસંગે–આ તેમજ બીજા એવા અનેક પ્રસંગે લોકો અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે.

વળી આવા પ્રસંગે સ્ત્રીઓ તો ઘણી, ઘણા પ્રકારની હલકી અને નિરૂપયોગી ક્રિયાઓ કરે છે. જો કે ક્રિયાઓ કરવી તો જોઇએ, પણ ઉપર જણાવેલી ક્રિયાઓ નિષ્ફળ છે. પણ ધર્મ ક્રિયા–એજ ક્રિયા ઘણા ફળવાળી છે. આ ધર્મક્રિયામાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે. નોકર ચાકરોની તરફ દયાળુરીતે વર્તવું; ગુરૂઓનો યોગ્ય વિનય સાચવવો; જીવો તરફ દયા બતાવવી; બ્રાહ્મણ શ્રમણને સારૂં દાન આપવું. આ અને આવા પ્રકારનાં બીજાં સત્કાર્યોજ ધર્મક્રિયા કહેવાય છે. તેટલા માટે પિતાએ, પુત્રે, ભાઇએ, બ્હેને, શેઠે, મિત્રે અથવા સોબતીએ તથા પડોશીએ પણ કહેવું જોઇએ કે "આ ધર્મક્રિયા ઉત્તમ છે;

અને જ્યાં સુધી ઇષ્ટત ફળની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી આ ધર્મક્રિયાઓ કરવી. ”

કેવી ક્રિયાઓ કરવાથી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઈ શકે ? આ જગતમાં ચાલતી ક્રિયાઓનું ફળ અચોકસ છે; કદાચ તેથી ઇષ્ટ વસ્તુ મળી પણ શકે, કદાચ તેનું ફળ આ જગતને લગતુંજ આવે. તેથી ઉલટું ધર્મની ક્રિયા અશાશ્વત નથી. આ જગતમાં તેથી ઇષ્ટ વસ્તુ કદાચ ન મળે તોપણ પરભવમાં તેને લીધે અનંત ફળ ચોકસ આવે છે; અને જો આ ધાર્મિક ક્રિયાનું ફળ મળે તો બે પ્રકારનું ફળ ચોકસ મળ્યું ગણી શકાય. એટલે કે આ ભવમાં ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે, અને ધર્મક્રિયા કરવાથી પરભવમાં ઉપર જણાવેલી અનંત ફળની પ્રાપ્તિ થાય છે.

---

## શાસન નં. ૧૦.

### ખરી કીર્તિ.

જો પ્રજાજન વર્તમાનકાળમાં તેમજ ભવિષ્યમાં–બન્ને કાળમાં ધર્મના નિયમને બરાબર સાંભળે નહિ અને તે પ્રમાણે વર્તે નહિ તો કીર્તિ અને પ્રખ્યાતિ લાભકારી ગણાય નહિ, એમ દેવ-પ્રિય પ્રિયદર્શી રાજા માને છે. પ્રજાજન ધર્મનો નિયમ સાંભળે અને તે પ્રમાણે વર્તે, તેથીજ દેવપ્રિય પ્રિયદર્શી રાજા કીર્ત અને પ્રખ્યાતિ ઇચ્છે છે.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા જે જે ઉદ્યમ કરે છે, તે કેવળ પરલોકને માટે છે, કે જેથી દરેક જણ દુઃખથી મુક્ત થઈ શકે,

કારણ કે દુઃખ એજ પાપ છે. મનુષ્ય ભલે ઉંચી કે નીચી પંક્તિનો હોય, છતાં અત્યંત પરિશ્રમ અને સંપૂર્ણ સ્વાર્થ ત્યાગ કર્યા સિવાય આવી સ્વતંત્રતા મળવી દુષ્કર છે. પણ જેઓ ઉંચી પંક્તિના છે, તેમને માટે તો આ કામ વધારે મુશ્કેલ છે.*

---

## શાસન નં. ૧૧.

### ખરી ઉદારતા.

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા જણાવે છે કેઃ—

ધર્મના દાન સમાન કોઈ દાન નથી; ધર્મની મિત્રતા સમાન કોઈ મિત્રતા નથી; ધર્મની લ્હાણી સમાન બીજી કોઈ લ્હાણી નથી; અને ધર્મના સંબંધ જેવો બીજો કોઈ સંબંધ નથી.

ધર્મ નીચેની બાબતોમાં સમાયેલો છે,—નોકર ચાકરની સારી બરદાસ કરવી; માતાપિતાની ભક્તિ કરવી; બ્રાહ્મણ શ્રમણને દાન આપવું; તથા જીંદગીને પવિત્ર ગણવી (અર્થાત્ જીવોની રક્ષા કરવી.) આ શુભ કામ છે, અને તે કરવા યોગ્ય છે, એમ પિતાએ, પુત્રે, ભાઇએ, શેઠે, મિત્ર અથવા સોબતીએ અને પડોશીએ પણ કહેવું જોઈએ.

જે આ પ્રમાણે વર્તે છે, તે આ પ્રમાણે ધર્મના દાનથી આ જગતમાં સર્વની પ્રીતિને પાત્ર થાય છે, અને પરભવમાં પણ અનંત પુણ્યનું ફળ મેળવે છે.

---

* જેઓ પત્નીવાળા છે અને ધનાઢ્ય છે, તેઓ તેમના ખીતાબોમાં તથા ધનમાં એટલા બધા મગ્ન થઈ રહે છે કે ધર્મને વાસ્તે તેઓને ભાગ્યેજ અવકાશ મળે છે.

## શાસન નં. ૧૨

### પરમતસહિષ્ણુતા ( Tolerance. )

દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા સર્વ સંપ્રદાયના ભિક્ષુમંડળ તથા ગૃહસ્થોનો દાનમાનાદિથી સત્કાર કરે છે. દેવપ્રિય પ્રિયદર્શી રાજા સર્વસંપ્રદાયની યશોવૃદ્ધિ થાય એને જેટલું મહત્વનું માને છે, તેટલું દાન અને સન્માનને માનતા નથી. દરેક ધર્મનું મહત્વ અનેક રીતે વધે છે. પણ તેનું મૂળ તો એજ છે કે વાણીને કાબુમાં રાખવી, અને નજીવાં કારણો સારૂ બીજા ધર્મની નિંદા કરીને પોતાના ધર્મનું મહત્વ કોઈએ વધારવું નહિ; તેમજ યોગ્ય કારણો સિવાય બીજા ધર્મની હલકાઈ કરવી નહિ; કારણ કે એક અથવા બીજા કારણસર દરેક બીજો ધર્મ માનને પાત્ર છે. આ પ્રમાણે વર્તવાથી મનુષ્ય પોતાના પંથનું મહત્વ વધારી શકે છે, તેમજ બીજા પંથપ ઉપકાર કરે છે. આથી વિરૂદ્ધ વર્તવાથી મનુષ્ય પોતાના પંથને નુકશાન કરે છે, અને બીજા પંથને અપકાર કરે છે. હું મારા ધર્મની કીર્તિ વધારૂં છું એવું સમજીને, પોતાના ધર્મ ઉપરના અતિશય રાગને લીધે બીજા ધર્મની નિંદા કરીને જે પોતાના ધર્મને માન આપે છે, તે પોતાના આવા વર્તનથી પોતાનાજ ધર્મને ભારે હાનિ પહોંચાડે છે.

માટે આત્મસંયમ* એજ ઉત્તમ છે. એક બીજાના ધર્મની વાતો સાંભળવી અને તે પણ ખુશીથી સાંભળવી.

---

* ગિરનારના લેખ પ્રમાણે 'સંય' શબ્દ જોઈએ.

આ વાસ્તે દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાની ઇચ્છા છે કે દરેક ધર્મવાળાએ ધર્મનો બરાબર અભ્યાસ કરવો જોઇએ, અને ધર્મમાં નિપુણતા મેળવવી જોઇએ.

જૂદા જૂદા ધર્મ પાળનારાઓને જણાવવું જોઇએ કે સર્વ સંપ્રદાયનો યશ વધે તથા તેને માન મળે તે સિવાયના દાન કે માનને દેવપ્રિય પ્રિયદર્શી રાજા મહત્વનાં માનતો નથી.

આ કારણથીજ ધર્મમહામાત્રા, સ્ત્રીઓની તપાસ રાખનારા, (સંન્યાસીની) તપાસ રાખનારાઓ, અને એવા બીજા અમલદારો કામે લગાડવામાં આવ્યા છે. આમ કરવાનું ફળ એજ છે કે પોતાના ધર્મની વૃદ્ધિ થાય, અને ધર્મમાર્ગની કીર્તિ થાય.

---

## શાસન નં. ૧૩.*

### ખરો વિજય.

દેવપ્રિય પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યના નવમા વર્ષમાં કલિંગદેશ જીતી લીધો. એક લાખ અને પચાસ હજાર મનુષ્યોને બંદીવાન તરીકે પકડી લેઈ જવામાં આવ્યા હતા. એક લાખ અને પચાસ હજાર મનુષ્યોની કતલ કરવામાં આવી હતી, અને આટલી આટલી ઘણી સંખ્યામાં મનુષ્યો મરી ગયા.

કલિંગદેશ જ્યારથી જોડી દેવામાં આવ્યો, ત્યારથી દેવપ્રિય પ્રિયદર્શી રાજાએ ઉત્સાહથી ધર્મનું રક્ષણ કર્યું છે, ધર્મમાં શ્રદ્ધાવાન્ રહ્યા છે, અને ધર્મના નિયમોની ઉદ્‌ઘોષણા કરી છે.

---

* આ શિલાલેખ 'ગિરનાર'પર મળતો નથી

કલિંગદેશ ઉપર મેળવેલી જીતથી દેવપ્રિય પ્રિયદર્શી રાજાને પશ્ચાત્તાપ થાય છે કારણ કે પ્રથમ નહિ જીતાયેલા દેશ જીતવામાં મનુષ્યોની કતલ, મરણ, કેદ વગેરે કામો અવશ્ય બને છે, જેને વાસ્તે દેવપ્રિય પ્રિયદર્શી રાજાને અત્યંત શોક તથા ખેદ થાય છે.

આના કરતાં પણ વધારે ખેદ ધરવાનું દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાને કારણ છે. આ દેશોમાં બ્રાહ્મણો, શ્રમણો, જૂદા જૂદા ધર્મના મનુષ્યો અને ગૃહસ્થો વસે છે કે જેઓ પોતાના વડિલોની ભક્તિ કરે છે, માતપિતાની આજ્ઞા પાળે છે અને ગુરૂઓનો વિનય કરે છે, તથા જેઓ મિત્રો, ઓળખીતાઓ, સોબતીઓ, સ્વજનો, દાસજન અને નોકરો તરફ માયાળુ વર્તણુક ચલાવે છે, તથા જેઓ ધર્મ પાળે છે. તે દેશમાં વસનારા આવા લોકોને (લડાઈથી) જૂલમ સહન કરવો પડે છે, તેઓની કતલ થાય છે, અને જેમને તેઓ ચ્હાતા હોય તેમનાથી વિયોગ થાય છે.

જે લોકોનું રક્ષણ કરવામાં આવ્યું હોય છે, તેઓને પણ સ્વજન આદિવર્ગ તરફ પુષ્કળ પ્રીતિ હોય છે. તેઓના મિત્રો, ઓળખીતાઓ, સોબતીઓ, અને સ્વજનોનો નાશ થાય છે. અને આ પ્રમાણે જાતે હેરાન નહિ થનારા પુરૂષોપર પણ જૂલમ થાય છે. ( અર્થાત્ તેમની લાગણી દુઃખાય છે. )

આ સઘળા ચારે તરફ વ્યાપતા દુઃખથી દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાને અતિશય ખેદ થાય છે. એવો એક પણ દેશ નથી કે જ્યાં બ્રાહ્મણ શ્રમણ વગેરે હોય તેવો સમાજ ન માલૂમ પડે; અને દેશમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં લોકો એક ય [illegible]

જે લોકો કલિંગ દેશમાં કપાયા હતા, બંદીવાન તરીકે લેઇ જવામાં આવ્યા હતા, અથવા ગરદન મારવામાં આવ્યા હતા, તેવા લોકોના સોમા અથવા હજારમા ભાગનો નાશ પણ હવે દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાને અતિશય ખેદનું કારણ થશે. કોઇ પણ મનુષ્ય નુકશાન કરી જાય તોપણ દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાની એવી માન્યતા છે કે જ્યાં સુધી તે સહન થઇ શકે ત્યાં સુધી ધીરજથી તે સહન કરવું જોઈએ.

પોતાની જંગલમાં રહેનારી પ્રજા ઉપર પણ દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા દયાની લાગણીથી જુએ છે અને તેઓને ધર્મમાર્ગ તરફ વાળવા ઇચ્છે છે. કારણ કે દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાનું બળ પશ્ચાતાપ છે. તેઓને આ પ્રમાણે ચેતવણી આપવામાં આવે છે કે—"ખોટું કામ કરવાનું છોડી દો કે જેથી તમારો નાશ ન થાય." કારણ કે દેવપ્રિય પ્રિયદર્શી રાજા સર્વ જીવોને વાસ્તે સહીસલામતી, ઇન્દ્રિયોપર કાબુ, મનની શાંતિ અને મૃદુતા ઇચ્છે છે.

અને દેવપ્રિય પ્રિયદર્શી રાજાના અભિપ્રાય પ્રમાણે ધર્મથી જય મેળવવો એ મોટામાં મોટો જય છે. દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાએ આ જય પોતાના અને પડોશના રાજ્યમાં છેક ૬૦ યોજન સુધી મેળવ્યો છે. (ઉત્તરમાં) જ્યાં ગ્રીકરાજા એન્ટીઓકસ વસે છે, અને તે રાજાની પણ પેલી પાર જ્યાં ચાર જુદા જુદા રાજાઓ ટોલેમી, એન્ટીગોનસ, મેગસ અને અલેકઝાન્ડર વસે છે ત્યાં અને દક્ષિણમાં ચોલદેશ, પાંડયદેશ, અને છેક લંકા સુધી,

અને અહીં રાજાના રાજ્યમાં, તેમજ યવનોમાં, કાંબોજમાં, નાભિતીના નાભકમાં, ભોજ લોકોમાં અને પિતિનીકમાં, અન્ધ્ર લોકોમાં, પુલીન્દ લોકોમાં—દરેક સ્થળે દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાએ જાહેર કરેલો ધર્મનો નિયમ લોકો પાળે છે.

જે દેશોમાં દેવપ્રિય પ્રિયદર્શી મહારાજના દૂતો જઈ શકતા નથી, તેવા દેશોમાં પણ મનુષ્યો હાલમાં ધર્મ પાળે છે અને ધર્મ પ્રમાણે પ્રકટ કરેલો મહારાજા પ્રિયદર્શીનો પવિત્ર ઢંઢેરો સાંભળશે કે તરતજ તે ધર્મ પ્રમાણે વર્તવાનું ચાલુ રાખશે.

આ પ્રમાણે સર્વ સ્થળે વિજય મેળવવામાં આવેલો છે અને આ રીતે સર્વત્ર મેળવેલો વિજય આનંદની લાગણી ઉત્પન્ન કરે છે. ધર્મથી મેળવેલી જીતમાં આનંદ મળે છે; તોપણ આ આનંદ પણ તુચ્છ છે; જે પરભવને લગતું હોય તેના જેવું બીજું એક પણ પ્રિયદર્શી મહારાજા મહત્વનું ગણતા નથી.

અને તેટલાજ કારણથી આ પવિત્ર લેખ લખવામાં આવ્યો છે કે જેથી મારા પુત્રો, અને મારા પૌત્રો—તે ગમે તેટલા હોય—નવો જય મેળવવો એ કર્તવ્ય છે એમ ન માને; હથિયારથી જીત મેળવવામાં ગુંથાયેલા હોય ત્યારે પણ ધૈર્ય અને નમ્રતામાં આનંદ માને; અને જે ધર્મથી જીત મેળવવામાં આવી છે તેજ ખરી જીત છે એમ ગણે. કારણકે આ જીત આ ભવ તથા પરભવમાં બન્નેમાં લાભકારી છે. જે આ ભવ તથા પરભવમાં લાભકારી થાય તેવો ઉદ્યોગ કરવામાંજ તેમને આનંદ માનવા દો.

## સાશન નં. ૧૪.

### ઉપસંહાર.

ધર્મને લગતા આ શિલાલેખો દેવપ્રિય પ્રિયદર્શી મહારાજાની આજ્ઞાથી લખવામાં આવ્યા છે. કેટલીકવાર ટુંકાણમાં, કેટલીકવાર મધ્યમ કદમાં તથા કેટલીકવાર વિસ્તારમાં તે લખવામાં આવ્યા છે; કારણકે દરેક સ્થળમાં દરેક બાબત યોગ્ય હોતી નથી, અને મારાં રાજ્યો વિશાળ છે.

ઘણું અગાઉ લખાઈ ગયું છે, અને ભવિષ્યમાં હું હજુ ઘણું લખાવીશ. આ શિલા લેખોમાંનાં કેટલાંક વાક્યો તે વિષયની મધુરતા લેઇને તેમજ લોકો તે પ્રમાણે ચાલી શકે તેવી આશાથી ફરી ફરીને લખવામાં આવ્યાં છે. કોઇક બાબત અપૂર્ણ રીતે પણ લખાઇ હોય, જો એમ હોય, તો તે જગ્યાના અભાવે, અથવા અમુક કારણને લીધે અથવા કોતરનારની ભૂલને લીધે તેમ થવા પામ્યું હશે.



## આ પુસ્તકના લેખકે રચેલાં બીજાં પુસ્તકો.

# ગુરૂ દર્શન.

( બીજી આવૃત્તિ, કીમત બોર્ડ રૂ. ૦–૬–૦. પાકું પૂઠું છીંટનું રૂ. ૦–૮–૦ ) તત્ત્વવિદ્યાને આધારે આર્યધર્મમાં માન્ય ગણાતા ઉત્તમ નીતિના સિદ્ધાંતોને પ્રતિપાદન કરનાર આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે, તથા સરકારી કેળવણી ખાતાએ પણ પ્રાયમરી સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. સુરત મ્યુનિસીપાલ સ્કુલોમાં એક નૈતિક પુસ્તક તરીકે શિખવવામાં આવે છે. તેનું હિંદી ભાષામાં ભાષાંતર થયું છે, અને ટુંક મુદતમાં તેની બે આવૃત્તિઓ થઇ છે. તેમાં દાન, શીળ, વૈરાગ્ય, ક્ષમા, વીર્ય, ધ્યાન અને જ્ઞાન એ સાત સદ્ગુણો ઉપર ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. અનેક માસિકો તથા વર્તમાનપત્રો તરફથી તથા ખાનગી સદ્ગૃહસ્થો તરફથી ઘણાં પ્રમાણપત્રો મળ્યાં છે.

---

# આત્મપ્રદીપ.

જૈનમુનિ શ્રી બુદ્ધિસાગરજીએ રચેલ આ ગ્રંથ ઉપર શુદ્ધ સરલ ભાષામાં વિસ્તાર સહિત વિવેચન કરવામાં આવેલું છે. તેમાં જૈનદષ્ટિએ આત્માનું સ્વરૂપ કેવું છે? પુનર્જન્મની આવશ્યકતા શી છે? આત્મા કેવી રીતે કર્મથી મુક્ત થઇ શકે? તથા આત્માના અમરત્વના શા પુરાવા છે? વગેરે પ્રશ્નોનો ખુલાસો આપવામાં આવેલો છે. સુપરરોયલ સોલપેજી પૃષ્ટ ૩૦૦ નું આતું દળદાર ...નાં તે ... [illegible]



# સુબોધ કથા માળા.





પ્રકાશક

શંકરાભાઈ મોતીલાલ શાહ.

# સુબોધ કથામાળા.

લેખક


મોતીલાલ મનસુખરામ શાહ.

'ગુ. શબ્દાર્થ કોષ,' 'સદુપદેશમાળા,' 'પ્રાણી હિંસા નિષેધક' અને 'બારવ્રત' ઇત્યાદિના કર્ત્તા.

સારંગપુર—અમદાવાદ.



પ્રકાશક

શકરાભાઈ મોતીલાલ શાહ.

સારંગપુર તળીયાની પોળ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૫૦૦

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કીંમત રૂ. ૦—૩—૦

# બે બોલ.



આજ કાલ જનરૂચિ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવા કરતાં કથા વાર્તા વાંચવા તરફ વિશેષ દોરવાય છે, અને આ રીતે દોરવાય તો તે સ્વાભાવિક છે. ‘ સત્ય બોલવું ’ અથવા સત્ય બોલવાથી અમુક લાભ છે, એમ જાણવાથી મનુષ્યના ચારિત્ર ( વર્ત્તન ) પર જે અસર થાય, તેના કરતાં વધારે સ્થાયી અસર સત્યના ઉપાસક હરિશ્ચંદ્ર જેવાનું દૃષ્ટાન્ત વાંચવાથી થાય છે. આ નિયમ સ્મરણમાં રાખી આ **કથા સંગ્રહ** લખવામાં આવ્યો છે. આમાંની દરેક વાર્તામાં કાંઇ નહિ ને કાંઇ બોધ સમાયેલો દરેક વાચક જોઇ શકશે, અને તે બોધ ચોકસ રીતે ધ્યાનમાં રહે તે માટે દરેક વાર્તાની અન્તે એક દોહરો આપવામાં આવ્યો છે, જે સદા કંઠે રાખવા લાયક છે. આ પુસ્તકની કથાઓ જો કે મોટે ભાગે જૈનસૂત્રોને આધારે લખાયેલી છે, છતાં તે સર્વને ઉપયોગી થાય તેવા રૂપમાં આપવામાં આવેલી છે. આ કથાઓને ધ્યાનપૂર્વક વાંચવા અને તેમાંથી સાર ગ્રહણ કરવા ભલામણ કરવામાં આવે છે.

નાનકડા ગ્રન્થને લાંબા ઉપોદ્દ્ઘાતની જરૂર નથી.

સારંગપુર—**અમદાવાદ.**
તા. ૫–૨–૧૨.
} **મોતીલાલ મનસુખરામ શાહ.**

# અનુક્રમણિકા.



☛ પહેલી કથામાં નવમા પેજમાં 'દેવદત્ત'ના બદલે 'ધનદત્ત' શબ્દ ભૂલથી છપાયો છે તે સુધારીને વાંચવું.



# સુબોધ કથા સંગ્રહ.

## શરીર અને આત્માનો સંબંધ.



ભરતક્ષેત્રના માળવદેશમાં લક્ષ્મીએ કરી ઇંદ્રપુરી સમાન સુશોભિત અવંતી ( ઉજ્જયન ) નામે નગર હતું. ત્યાં મહા લક્ષ્મીવંત, સત્યવંત અને ધર્મિષ્ટ એવો સુધન નામે શેઠ વસતો હતો. તેને શશીમુખી, પતિવ્રતા અને સત્યવાદિની એવી સુમંગળા નામે સ્ત્રી હતી. દંપતી ( સ્ત્રી પુરૂષનું જોડું ) સંસારનાં અનેક પ્રકારનાં સુખ ભોગવવા સાથે ધર્મકાર્યમાં અનુરક્ત રહેતાં હતાં. ઘેર ૫-૭ વાહન, ૨૫-૩૦ ગુમાસ્તા, ૧૦-૧૨ મોટાં શહેરોના વિષે નામાંકિત દુકાનો અને 'ક્રોડાધિપતિ'ની આબરૂ એવા ઠાઠ સાથે એક નાના રાજાના જેવી રાજ્યસાહેબી ભોગવતાં છતાં તેઓ હમેશાં ચિંતાતુર રહેતાં હતાં. અને શરીરમાં કોઈ પણ પ્રકારની વ્યાધિ નહિ છતાં દિન-પ્રતિદિન સુકાતાં જતાં હતાં. કહ્યું છે કે:—

**ચિંતાસેં ચતુરાઇ ઘટે, ઘટે રૂપ, ગુણ, જ્ઞાન;**
**ચિંતા બડી અભાગિણી, ચિંતા ચિતા સમાન.**

આ ચિંતા શેની હતી ? પૈસો, પદ્મણિ અને નિરોગી કાયા મળવા છતાં હવે કયુ સુખ બાકી રહ્યું હતું ? અરે, બીજા નંબરનું સુખજ બાકી હતું કે જે નહિ મળવાથી બીજાં ત્રણ સુખો ઝાંખાં મનાય છે. કહ્યું છે કે:—

**પહેલુ' સુખ તે જાતે નર્યા, બીજું' સુખ ઘેર દીકરા;**
**ત્રીજું' સુખ સુકુળની નાર, ચોથું' સુખ કોઠીએ જાર.**

"દીકરા દૈવતે પણ દુર્લ્લભ છે." "દીકરા વગરનું ઘર સુનુ છે." એવી એવી કહેવતો યાદ લાવી શેઠ શેઠાણી હમેશાં દીલગીર થતાં હતાં અને સંસાર ઉપર ઉદાશી ભાવ રાખતાં હતાં. કહ્યું છે કે:—

**ક્રોડ દીવા નિત્યે બળે, બાર રવિ ઉદ્યોત;**
**જસ ઘર નહિ એક બાળકો, તસ ઘર જાં'ખી જ્યોત.**

શેઠ અને શેઠાણીની ઉમર ૪૦–૪૫ વર્ષની થવા આવ્યા છતાં એકે સંતાન થયુ નહોતું. તેથી વાંઝીયા મહેણું ટાળવાના અને પુત્રવંત થવાનો લ્હાવો લેવાના ઘણા ઉપાયો કરવા છતાં તે અદ્યાપિ સુધી વ્યર્થ ગયા હતા.

એક દિવસે સુમંગળા શેઠાણી પોતાના ઘરના છજ્જા ઉપર આરામ લેવા બેઠાં છે; તેવા સમયે એક ગરીબડી ભિખારણ ફાટયાં તુટયાં વસ્ત્ર પહેરી, એક છોકરાને આંગળીએ વળગાડી અને બીજાને કેડે બેસારી ભિખ માગવા આવી. તેને જોઈ નિઃશ્વાસ નાંખી મનમાં વિચારવા લાગ્યાં કે, અહાહા ! શું કુદરતનો બનાવ છે? "જેને ખાના તેને પાના નહિ અને પાના તેને ખાના નહિ" એટલે કે જેને પૈસો છે તેને સંતાન નથી અને સંતાન છે તેને પૈસા નથી. આ ભિખારણને પોતાનું પેટ ભરવું પણ મુશ્કેલ છે તેને દૈવે બે પુત્રો આપ્યા છે અને મને અભાગિણીને એક પણ નહિ, એમ અફસોસ કરતી અશ્રુપાત કરે છે. તેવામાં સુમનશેઠ આવ્યા, તેમણે તેને રોવાનું કારણ પુછી કહ્યું કે, "હે સ્ત્રી ! એમાં દૈવનો વાંક નથી. આપણે પૂર્વે પુત્ર પામવા સંબંધી અંતરાય કર્મ બાંધેલું છે. વળી દયા પાળ્યા (જીવ સંરક્ષણ કર્યા) સિવાય પુત્ર સુખ મળતું નથી. કહ્યું છે કે:—

**જીવદયા જિનવર કહી, જે પાળે નરનાર;**
**પુત્ર હોવે શૂરા સકળ, તેહને ઘર મોઝાર.**

માટે આપણે પૂર્વે દયા પાળી નથી તો આ ભવમાં સારી રીતે દયા પાળો અને ધર્મકરણી કરો તો ધર્મ અને દયામાતાના પુન્ય પસાયે સહુ સારાં વાનાં થશે.” એમ નિશ્ચય કરી શેઠ શેઠાણી પોતપોતાના કામે વળગ્યાં.

એકદા પ્રસ્તાવે ધર્મ કરણી કરતાં થકાં પૂર્વકર્મના ઉદયે અને ધર્મ પસાયે **સુમંગળા** શેઠાણીની કૂખે ધર્મીજીવ ઉત્પન્ન થયો. મહત્ આનંદ અને મહત્ આશાએ ગર્ભનુ પાલણ પોષણ કરતાં થકાં સવા નવ માસ પૂર્ણ થયે ચંદ્રમાના તેજ જેવો ભાગ્યશાળી પુત્ર પ્રસવ્યો. તેથી આખા શહેરમાં આનંદ પ્રસરી રહ્યો. વધામણીઓ ચાલી, સાકરો વહેંચાઇ અને ગરીબોને દાન અપાયાં. ખરી ખોટમાં અને ઇચ્છીત વેળાએ પુત્ર સાંપડયો તેથી શેઠ શેઠાણીના હર્ષનો પાર રહ્યો નહિ. જેમ અંધને નવાં ચક્ષુ આવે અને મુએલા મનુષ્યને ફરીથી મનુષ્યદેહી પ્રાપ્ત થાય એથી પણ અધિક હર્ષ આ સમયે અટકળી શકાય. કહ્યું છે કેઃ—

**માગ્યા જન્મે બેટડા, માગ્યા મેહ વરસંત;**
**(તો) કલ્પતરૂ ફળ્યું આંગણે, સુવર્ણ સુર ઉગંત.**

પુત્ર દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. બારમા દિવસે ભારે ખર્ચ કરી મોટા ઠાઠથી તેનું “**દેવદત્ત**” એવું નામ પાડયું. ત્યારબાદ સાતમા વર્ષે નિશાળે ભણવા મૂક્યો. ભણી ગણી કળાવંત થયે તેને ઘરકામમાં જોડયો. પુરાં સોળ વર્ષ થયે તેજ નગરના **શાન્તિદાસ** શેઠની **રંભા** નામની પુત્રી વેરે તેનું લગ્ન કર્યું. જન્મોત્સવ કરતાં લગ્નોત્સવ ભારે ગણાય છે, તેથી લોકો કરજ કરીને ખર્ચ કરી ફૂલ-

ખુશી બને છે તો પછી આપણા આ સુધનશેઠ, ખોટનો એકનો એક દીકરો પરણાવવા પાછળ અઢળક ધન વાપરે તેમાં શી નવાઈ? આ વખતે શેઠ શેઠાણીને પુત્ર પ્રસવ કરતાં પણ અધિક હર્ષ ઉત્પન્ન થયો હતો.

જાન ઘેર આવ્યા પછી ત્રીજેજ દિવસે શેઠને પોતાની વસંતપુર નગરની દુકાનેથી મુનીમનો કાગળ આવવાથી ત્યાં જવું થયું. ત્યાં માત્ર એક દિવસ રહી ત્યાંનું સર્વ કામકાજ સત્વર પતાવી હર્ષ સહિત ઘેર આવવા નીકળ્યા. હવે અહિં ઘર આગળ શું બનાવ બન્યો છે તે સાંભળો. દૈવની ગતિ ન્યારી છે. મનમાં ધારીએ કાંઇ અને થાય કાંઈ' કહ્યું છે કેઃ—

**कर्मदेव नमस्तुभ्यं त्वत्परा देवता नहि ॥**
**दैवो रुष्टो स्थिति आन्ति त्वं रुष्टो न स्थिति कदा॥**

**ભાવાર્થ**—હે કર્મદેવ! તને નમસ્કાર છે. કારણ કે તારાથી ત્રિલોકમાં બીજો કોઈ મોટો નથી. કદાચ કોઈ દેવતા રૂઠ્યો હોય તો તેને બાધા આખડીથી કે પૂજન સત્કારથી સંતુષ્ટ કરીએ પણ તું રૂઠ્યો હોય તો કોઇ પણ રીતે સંતુષ્ટ થઇ શકતો નથી.

એક દિવસ રાત્રિના સમયે દેવદત્ત પોતાના ઘરમાં પ્રવેશ કરવા જાય છે ત્યાં તેને પગે સર્પ ડંસ દીધો. જોતજોતામાં ઝેર વ્યાપી ગયું અને લીધેલા ઉપાય નિષ્ફળ ગયા. આખા શહેરમાં હાહાકાર વર્તાઈ ગયો અને સર્વત્ર ગભરાટ ફેલાઈ ગયો. આ વખતે દેવદત્તે વિચાર્યું કે હવે " [illegible] ધર્મ " સિવાય અન્ય ઉપાય નથી ને અને આખરે તેજ શ્રેય છે. એમ ધારી પોતાની શુદ્ધ બુદ્ધિથી સાગારી અણસણ (અનશન) કર્યું. બાદ થોડી મુદતે તેનો અમર આત્મા કાળરાજાના દરબારમાં નામ નોંધાવી સ્વર્ગવાસી થયો. આથી આખા શહેરમાં શે કકળાણ શબ્દ રહ્યું અને સર્વત્ર શોકનું વાદળ છવાઈ ગયું. ત્યારે કાળ-

દૈવ! તારી ગતિ ન્યારી છે! તું ઘરડું કે જુવાન, ખોટનું કે છતનું, નિર્ધન કે ધનવંત, ગાંડુ કે ડાહ્યું કાંઇ જોતો નથી. સર્વ એક અસ્ત્રે મુંડે છે એજ વધારે શોકકારક છે, નહિ તો વહેલું મોડું તો સર્વને મરવાનું છેજ. બિચારા સુધનશેઠની વૃદ્ધાવસ્થાએ થયેલો એકનો એકજ પુત્ર, જેને હાથેથી હજુ મીંઢળ પણ છુટયાં નથી તેનું અકાળ મૃત્યુ, બાપનો વિયોગ અને રાંકડી રંભાનું પરણ્યાને આણેજ ટુંક મુદ્દતમાં વિધવા થવું: આવા અઘટિત માઠા સમાચાર સાંભળી કોનુ હૃદય કંપ્યા વિના રહેશે? શું આ વખતે વૃક્ષ રોવા લાગ્યાં, આભ ટૂટી પડયો અને પૃથ્વી કંપવા લાગી. એવી ઉપમા આપીશુ તો અયોગ્ય ગણાશે કે ?

હવે દેવદત્તના શબ (મડદા)ને ઠાઠડીમાં ઘાલી મોટી બુમરાણ પાડી લોકો ચૌટા વચ્ચે થઇને સ્મશાન ભૂમિમાં લેઈ જાય છે, તેજ વખતે સુધનશેઠ ( વસંતપુર ગયેલા ત્યાંથી આવતાં ) નગરના દરવાજામાં પ્રવેશ કરવા જાય છે તો સર્વ કોઇને રોતા—કલ્પાંત કરતા જોવામાં આવ્યા તેથી તેનુ કારણ લોકોને પુછ્યુ તો તે નહિ કહેતાં એ ચાર માણસોએ તેમના હાથ ઝાલી બારોબાર શ્મશાનભૂમિમાં લીધા. આ વખતે શેઠના હોસ ને કોસ ઉડી ગયા, અનેક પ્રકારના વિતર્ક થવા લાગ્યા અને દિગ્મૂઢ બની ગયા. શ્મશાનભૂમિમાં દેવદત્તની સળગાવેલી ચિતા જોતાંજ તેઓ ત્યાં મૂર્છા ખાઇ ઢળી પડયા. થોડી મુદ્દતે સચેત થઈ પુત્રનું મૃત્યુ થવાનું કારણ પૂછી રોવા કૂટવા અને આક્રંદ કરવા લાગ્યા. પછાડો ખાધી, માથું કૂટયું અને વિલાપ કરી કરૂણામય રાગડા તાણ્યા પણ સર્વ વ્યર્થ. આખરે ચિતામાં પડી બળી મરવું ધાર્યું. શોકમાં ઘેરાયલો ઘેલો માણસ જે ન ધારે તે ઓછું. શર ચડાવી ચિતામાં પડવા જાય પણ લોકો હાથ ઝાલી પાછા ખેંચી લાવે. એમ વારંવાર કર્યા કરે. આ વખતે એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં લાકડી ઝાલી

શેઠની સમક્ષ આવ્યો અને શેઠને બોલાવી ટટાર કરી ઉપદેશ કરવા લાગ્યો કેઃ—

"હે વિચક્ષણ સુધનશેઠ! તમે હવે ગમે તો ચિતામાં પડી બળી મરશો તોપણ તમારા પુત્રનું મુખ જોઈ શકશો નહિ અને એમ જો મરનારનો મેળાપ થઈ શકતો હોય તો ઘણા માણસો મરનારની ચિતામાં પડી બળી મરત. વળી આ દુનિયામાં જે જન્મે છે તે મરે છે, ઉગે છે તે આથમે છે, ફૂલે છે તે કરમાય છે અને નામ છે તેનો નાશ છે. એવો કુદરતી નિયમ છે તે કોઇનાથી છૂટે તેમ નથી. મોટા મોટા ચક્રવર્તી, વાસુદેવ અને બળદેવ સરખા પણ કાળને શરણ થાય છે, તો પછી બીજાનું શું ગજું?" વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**एकवृक्षे समारुढा रात्रौ नाना विहंगमाः ॥**
**ते प्रभाते दिशो यान्ति का तत्रः परिवेदना ॥**

**અર્થઃ**—એક વૃક્ષના વિષે રાત્રે નાના પ્રકારનાં પક્ષીઓ આવી બેસે છે તેઓ પ્રભાતે પાછાં ઉડી જાય છે; તો તેનો શોક શા માટે કરવો?

તેજ પ્રમાણે આ દુનિયારૂપી વૃક્ષના વિષે મનુષ્યરૂપી પક્ષીઓ બેઠેલાં છે. કોઇ આજ તો કોઇ કાલ, કોઈ વહેલું તો કોઇ મોડું પણ સર્વને કાળ રૂપી બાજ પકડ્યા વિના રહેશે નહિ. માટે જરા સાવચેત થઈ વિચાર કરો અને ચિતામાં પડી બળી મરવાનો ઇરાદો દૂર કરો.

**સુધનશેઠ**—હે પ્રભુતુલ્ય મહારાજ! આપ કહો છો તે સત્ય છે. પરંતુ આજે મારા દુઃખનો પાર રહ્યો નથી. એકનો એક દીકરો તે પણ પરણ્યા પછી થોડાજ દિવસમાં રાંકડી વહુને રંડાપો આપી ( ભાગીમાંગી રંડાપો આપી ) અને વૃદ્ધ માતપિતાને રઝળતાં મૂકી મારી ગેરહાજરીમાં અકાળ મૃત્યુને શરણ થયો. આવું દુઃખ મેં સ્વપ્ને પણ સાંભ-

જ્યુ નથી. આ અચાનક ગેબીગોળાનો માર મારાથી સહન થઇ શકતો નથી. આથી મને એ પુત્ર ન સાંપડયો હોત તો સારૂં. અરેરે! મને તેનું મૂખ જોવાનો પણ ઓરતો રહી ગયો! હાય હાય! એની બાળવિધવાને મારાથી કેમ જોઈ શકાશે? હે વિપ્રમહારાજ! એ રાંકડી વહુને જોઇ હંમેશાં શોકાગ્નિએ બળવા કરતાં મને આ પ્રગટ અગ્નિએ (ચિતામાં પડી) બળવા દો. કદાચ તમે મને નહિ મરવા દો તો હું બીજી રીતે આપઘાત કરીશ, પણ આ દુઃખ મારાથી સહન થઇ શકવાનુ નથી.

**વિપ્ર**—હે શેઠ! તમે આપઘાત કરી મરવાનું કહો છો તો આ બાબત તમારે સંપૂર્ણ વિચાર કરવાનો છે, કારણ કે જેમ ક્રોધાવેશમાં વિચાર શૂન્ય થઇ જવાય છે તેમ શોકાવેશમાં પણ વિચારશૂન્ય થઈ જવાય છે. તમો આ એકજ ભવમાં આવા દુઃખથ કરી આપઘાત કરવાનુ કહે છો તો "આપઘાત કરનારને સાત ભવ એવાજ દુઃખની શિક્ષા થાય છે." તો તે તમારાથી કેમ સહન થઈ શકશે? અને એમ કેટલીવાર આપઘાત કરશો અને દરેક આપઘાતને સાત ગુણા કરતાં કેટલા ભવ વધારવા પડશે તેનો વિચાર કરજો.

વૃદ્ધ વિપ્રનો બોધ સાંભળી શેઠ કાંઇક સાવધ થયા અને આપઘાતની શિક્ષાથી ડર્યા, તે જોઇ વિપ્રે ત્યાંથી ચાલવા માંડયું. એટલે શેઠ, તેમને પકડી દેવાંશી પુરૂષ જાણી કાલાવાલા કરી કહેવા લાગ્યા કેઃ—"હે મહાત્મા પુરૂષ! મને મારા પુત્રનું એક વાર મુખ જોવાનો ઓરતો રહી ગયો તે પૂર્ણ કરશો તો હું આપઘાતથી બચીશ અને તમારો ઉપકાર માનીશ.

**વિપ્ર**—શેઠજી, તમે જાણો છો કે મુએલું માણસ ફરી મળતું નથી. જે ખોળિયાને તમે તમારો દીકરો કહેતા હતા તે ખોળિયાને તમે તમારી જાતેજ બાળી મુકો છો, તો પછી તે જીવતું કેમ થઈ શકે?

**શેઠ**—મહારાજ! ત્યારે તેનો આત્મા મને બતાવો.

આ હકીકત સાંભળી વિપ્ર (કે જે **દેવદત્ત**નો મામો મરીને દેવતા થયેલો હોવાથી માત્ર ઉપદેશ દેવા અર્થેજ અહીં આવ્યો હતો તે) **સુધન**શેઠને **ધનદત્ત**નો આત્મા બતાવવા સારૂ લેઇ જાય છે.

આ વખતે **ધનદત્ત** કે જે મરીને પહેલા **દેવલોકે** દેવતા થયો છે, તેણે ઉપયોગ મૂકીને જોયું કે હું આ દેવપણું શાથી પામ્યો? તો તેને માલૂમ પડ્યુ કે, મારો પૂર્વ ભવ **ધનદત્ત**નો હતો. મરતી વખતે જીનરાજના **ધર્મ**ની આરાધના કરવાથી હું આ ગતિને પામ્યો છું. તો ધન્ય છે એ ધર્મને! અને વર્ત્તમાન સમયમાં શ્રી જીનેશ્વર તેવીસમા શ્રી **પાર્શ્વ**નાથ તીર્થંકર **અવંતી** નગરીમાં બીરાજે છે, તેમના સમોવસરણમાં જઈ હું આજે તેમને વાંદુ એમ ધારી એ દેવ, સમોવસરણમાં જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં પેલા વિપ્ર થયેલા દેવે, **સુધન**શેઠને **ધન**દત્તના આત્માની ઓળખાણ પડાવી દેવનાથી મેળાપ કરાવ્યો. ત્યાં તેઓનો નીચે પ્રમાણે વાદવિવાદ થયો:—

**શેઠ**—બેટા **દેવ**દત્ત! તને દેવ થયો જોઈ હું બહુ ખુશી થયો પરંતુ તું તારી બાળ વિધવાને રઝળતી મૂકી તથા અમને (તારાં માત પિતાને) વૃદ્ધાવસ્થામાં ધૂળ ફાકતાં કરી આમ ચાલી નીકળ્યો એ સારૂં કર્યું નહિ. અરે! તને કાંઈ પણ દયા આવી નાહ?

**દેવ**—મૂર્ખ! તું બેટા કોને કહે છે? હું તારા પુત્રપણે ઘણી વખત જન્મ્યો અને તું મારા પુત્રપણે ઘણી વખત જન્મ્યો. એમ "સગપણ ચક્ર" માં ફરતાં તારો વારો આવ્યો તેથી શું થઈ ગયુ? તારા વીર્યથી ઉત્પન્ન થયેલું ખોળિયુ કે જેને તું "દેવદત્ત" કહેતો હતો તેને તો તેં તારા હાથેજ બાળી મૂક્યું છે તો પછી બેટા કોને કહે છે?

**શેઠ**—હે દેવ ! તું ખરી વાત કહે નહિ તો તને ઈશ્વરની આજ્ઞા છે. તારો આત્મા **ધનદત્ત**ના ખોળિયામાં હતો તેજ ખરો કે આ વિપ્ર દેવ મને ખોટું બતાવે છે ? જો તું **ધનદત્ત**નો આત્મા હોય તો આમ મને તિરસ્કારના શબ્દો કહે નહિ.

**દેવ**—હે શેઠ ! **ધનદત્ત**ના ખોળિયામાં જે આત્મા હતો તેજ આત્મા આ ખોળિયામાં છે, પણ આ ખોળિયાને અને તારે કાંઈ સંબંધ નથી.

**શેઠ**—હે દેવ ! મેં તને ( **ધનદત્ત**ને ) ઘણો પાળ્યો પોષ્યો તથા મારા શરીરથી પણ અધિક ગણ્યો. તેનો કાંઈ બદલો આપ્યા વિના તથા તારી બાળ વિધવાને બંધીખાનામાં નાખી ચાલતો થયો તેનું પાતિક શું તને નહિ લાગે ?

**દેવ**—" જણ્યાંને જીવાડવાં અને પરણ્યાંને પાળવાં " એમાં શો ઉપકાર ? જુઓ ચકલાં, પોતાનાં બચ્ચાંને ચાંચમાં ઘાલી ખવરાવે છે તે શી આશાએ ? માટે તેં મારા શરીરને પાળી, તારી આશાએ મોટું કીધું તેથી મને કાંઈ દોષ લાગતો નથી. વળી એ ખોળિયું હતું ત્યાં સુધી માતાપિતાની તથા સ્ત્રી વગેરેની પ્રતિમા પાળવાને ( સેવા ચાકરી કરવાને ) બંધાયલું હતું પણ તેનો વિધ્વંશ ( નાશ ) થયો એટલે તેના આત્માને કાંઈ દોષ નથી. બળાત્કારે દેહ ત્યાગ કરનારને એ દોષ લાગે ખરો !

**શેઠ**—હે દેવ ! હવે મારી શી વલે ? મારી વૃદ્ધાવસ્થામાં મારી ચાકરી કરશે ?

**દેવ**—હે શેઠ ! આ દુનિયામાં સર્વ કોઈ પૂર્વ જન્મના સંબંધે આવી મળ્યુ છે; સંબંધ પૂરો થયો એટલે કોઈ કોઈનું નથી. જાણે કે એક સુરંગ છે, તેમાં ઘણી ઓરડીઓ છે; તે દરેક ઓરડીમાં પ—

માણસ ભેગાં રહે છે, તે એક બીજાથી સંબંધ રાખે છે. તેમાંથી એક માણસ કેદની અવધ પૂરી થયે છૂટે તો તે સંબંધનું બંધન નહિ ગણતાં ખુશી થાય છે. તેમ આ **સ**ંસારરૂપી તુરંગ છે, કેદીરૂપી **મ**નુષ્યાવતાર છે, **ઘર** રૂપી **ઓર**ડીયો છે અને કુટુંબ એ એક ઓરડીમાં રહેતા કેદીઓ છે. તે તેમાંથી છૂટે તો (મૃત્યુ પામે તો) સ્નેહબંધન રહેતું નથી. માટે હે શેઠ! એ તુરંગમાંથી છૂટવા ધર્મકરણી કરો. એમ કહી બન્ને દેવતાઓ અંતર્ધ્યાન થયા.

ઉપર પ્રમાણે ઉપદેશ સાંભળી **સુ**ધનશેઠનો અફસોસ મટચો અને મન, ધર્મકરણી કરવા તરફ વળ્યુ તેથી **ભ**ગવાનના સમોવસરણમાં જઇ તેમને સવિનય વંદન કરી ધર્મકથા સાંભળી શ્રાવકનાં બાર વ્રત અંગિકાર કીધાં. પછી ઘેર આવીને પોતાની સ્ત્રી તથા દીકરાની વહુને બોધ આપી વ્રતધારી કીધાં.

**દોહરો.**

**આ તન–ઘર ભાડા તણું, અવધે ખાલી થાય;**
**મરણ શરણ સહુ થાય છે, ચાલે નહિ ઊપાય.**



# સ્વર્ગ, નર્કની હયાતી અને આત્માનું અમરપણું.



કેટલાએક ધર્મના લોકો એમ માને છે કેઃ–" આ શરીર પંચ મહાભૂતનું પૂતળું છે, તેમાંથી ચૈતન્ય એટલે આત્મા વિકારે કરી જુદો પડે છે એટલે શરીર તથા આત્મા બન્નેનો નાશ થાય છે. મતલબ કે આત્મા અમર નથી તથા સ્વર્ગ કે નર્ક પણ નથી." આવું માત્ર અજ્ઞાન લોકોજ માને છે એમ નથી; કેટલાક વિદ્વાનો પણ તે બાબતનું પ્રત્યક્ષ પ્રમાણ નહિ હોવાથી તે વાતને સ્વિકારે છે અને વિશેષમાં તેઓ એમ કહે છે કે– ધર્મોપદેશકોએ માણસોને નીતિના રસ્તે ચઢાવવા સારૂ "ધર્મ કરનારો સ્વર્ગે જાય છે અને પાપ કરનારો નર્કે જાય છે" એવો દાબ મૂકેલો છે. આ મત તદ્દન ખોટો છે એમ સમજાવવા સારૂ તથા હાલની અંગ્રેજી કેળવણી પામેલો યુવાન જૈનવર્ગ તેવાઓના પ્રસંગમાં રહી શંકાશીલ ન બને તેના સારૂ આ નીચે કથા લખી છે.

ધનપુર નગરીમાં ધર્મચંદ અને કર્મચંદ નામના બે ઝવેરીઓ રહેતા હતા. તે બન્ને જણ ઝવેરાતની ખરીદી કરવા સારૂ દેશાંતરમાં ગયા અને ભારે કીમતનાં ઝવેરાત ખરીદી પોતાના દેશ તરફ પાછા વળ્યા.

ધર્મચંદ ધર્મની આસ્તાવાળો હતો. તે આત્માને અમર માનતો અને જગતમાં જે કાંઇ પુણ્ય કે પાપ કરીએ તેનુ ફળ પુનર્ભવમાં ભોગવવું પડે છે તથા ધર્મી જીવ સ્વર્ગમાં અને પાપી જીવ નર્કમાં જાય છે એવું તે માનતો હતો; અને કર્મચંદ એવું માનતો હતો કે–શરીર મરી જાય છે તેની સાથે આત્મા પણ મરી જાય છે અને સ્વર્ગ કે નર્ક પણ નથી.

ધર્મચંદ અને કર્મચંદને એ મુસાફરીમાં ઘણી દોસ્તી થઇ હતી. તેથી તેઓ દરરોજ ઉપર લખેલી બાબતો વિષે ચર્ચા કરતા હતા. તે મુસાફરીમાં ચાર મહીના થઇ ગયા તોપણ ધર્મચંદ ઉપરની તકરાર વિષે કર્મચંદની ખાતરી કરી શક્યો નહિ. ધર્મચંદ કહેતો હતો કે આખી

પૃથ્વી ઉપર જેટલા દેશો છે તે દેશોમાં મોટા મોટા વિદ્વાનો જેટલા થઇ ગયા અને હાલમાં જેટલા હયાત છે, તેઓએ ઘણો શોધ કરીને તથા ઘણો ઉંડો વિચાર કરીને એવું નક્કી કર્યું છે કે–" આત્મા અમર છે અને સ્વર્ગ તથા નર્ક પણ છે." માટે તેમનાં લખેલાં શાસ્ત્રો ઉપર આપણે વિશ્વાસ રાખવો જોઇએ.

કર્મચંદ કહેતો હતો કે હું તો નજરે દેખું અથવા મારા મનની ખાત્રી થાય તોજ તે વાત કબુલ કરૂ. ફલાણા ભાઈ લખી ગયા છે કે ફલાણો ભાઇ કહે છે, માટે તેનો વિશ્વાસ રાખીને તે વાત માનવીજ જોઇએ; એવી રીતે તો મારૂ મન કબુલ કરતું નથી. સ્વર્ગમાંથી કે નર્કમાંથી કોઇના ઘરડાએ કાગળ મોકલ્યો નથી કે અમે સુખી છીએ કે દુઃખી છીએ. નર્કના રહેનારા તો કદાપિ બંધીવાનની પેઠે પરવશ હશે, પણ સ્વર્ગમાં રહેનારા તો સ્વતંત્ર હશે. માટે તેમાંનો કોઇ પોતાના કુટુંબીઓને અહીં આવીને ચેતાવી જાત કે અમે ધર્મ કર્યું હતું માટે સ્વર્ગમાં રહીને આવું આવુ સુખ ભોગવીએ છીએ માટે તમે પણ ધર્મ કરજો.

પછી ધર્મચદે જૈન મતના રાયપશેણી સુત્રમાં લખેલાં ઘણાં દૃષ્ટાંતો આપીને તથા બીજાં શાસ્ત્રોમાં લખેલાં દૃષ્ટાંતો આપીને કર્મચંદને ઘણો સમજાવ્યો પણ તેના મનમાં તે વાત ઉતરી નહિ.

તે બન્ને જણા રસ્તે ચાલતાં એજ બાબતની ચર્ચા કરતા હતા, તથા જ્યાં રાતવાસો રહે, ત્યાં રાત્રિએ પણ જ્યાં સુધી જાગે ત્યાં સુધી એજ ચર્ચા કરતા હતા. એમ કરતાં મેવાશી જીલ્લામાં તેઓ આવી પહોંચ્યા. તે જીલ્લામાં લુંટારાની બીક ઘણી હતી, તેથી સાથે વળાવો લીધા વગર કોઈ જતું આવતું નહોતું. તેથી તે બન્ને જણાએ પણ દરેક મુકામથી આવતા મુકામ સુધી એક બે વળાવા સાથે રાખવા માંડયા. એ રીતે ત્રણ ચાર મુકામ સુધી આવ્યા ત્યારે કર્મચદે કહ્યું કે " લુંટારા તો આપણા જોવામાં ક્યાંઈ આવ્યા નહીં અને અમસ્થા

જોખમ ખાઇને આપણે દરરોજ વળાવાને બે રૂપીઆ આપીએ છીએ, માટે હવે તો આપણે વળાવા સાથે રાખવો નહિ.”

ધર્મચંદે કહ્યું કે “ભાઈ, ડરીને ચાલવું તેજ સારૂં છે, માટે વળાવો સાથે રાખ્યા વગર એક પગલું પણ ભરવું નહિ.” ત્યારે કર્મચંદે કહ્યું કે “મારી તો ખાતરી થઇ છે કે, આ રસ્તામાં કાંઇ પણ ડર નથી. અને વળાવવાને નાણાં આપીએ છીએ તે આપણી ગાંઠેથી છુટી પડે છે. માટે તું, જો બીકણ હોઉં તો, તારી ગાંઠનું નાણું ખરચીને વળાવો લેઇને પછવાડેથી આવજે; હું તો આગળ જાઉં છું.” એમ કહીને પોતે ચાલી નીકળ્યો. પેલા ધર્મચંદને તો વળાવા વગર જવાનું ઠીક લાગ્યું નહિ તેથી તે તો વળાવો શોધવા સારૂ પાછળ રહ્યો.

પેલો કર્મચંદ જેમ જેમ આગળ ચાલ્યો અને રસ્તામા ઘણાં કોતર અને ડુંગરા ઓળંગતો ગયો, તેમ તેમ પોતાના ડહાપણનું અને હિમતનું અભિમાન તેના મનમાં વધતું ગયું અને મનમાં કહેવા લાગ્યો કે “ધર્મચંદ કેવો ભોળો અને બીકણ માણસ છે કે વગર કારણે રૂપીઓ એક ખર્ચીને વળાવો લેવા સારૂ પાછળ રહ્યો !”

આગળ જતાં કર્મચંદને પાંચ લુંટારા મળ્યા. તેઓએ તેને ખુબ માર મારીને અર્ધમુઆ જેઓ કીધો અને તેની પાસેનું તમામ ઝવેરાત વગેરે લુટી લેઇને ચાલતા થયા. કર્મચંદથી આગળ ચાલી શકાયુ નહિ તેથી તે બિચારો એક ઝાડ તળે બેશી લમણે હાથ દેઇ પોકે પોકે રોવા લાગ્યો, અને ઘણોજ અફસોસ કરવા લાગ્યો. એવામાં પેલો ધર્મચંદ વળાવો લેઇને સાં આવી પહોંચ્યો. તેણે કર્મચંદને પાણી પાઇ ટટાર કીધો અને ઘણી હીમત આપી રોતો છાનો રાખ્યો.

પછી કર્મચંદ કહેવા લાગ્યો કે–“ભાઇ ધર્મચંદ ! મેં તમારૂં કહ્યું માની વળાવો ન લીધો એ મોટી ભૂલ કરી છે. એક રૂપીઆનું ખર્ચ બચાવવા જતાં મારૂં એક લાખ રૂપીયાનું ઝવેરાત ખોઈ બેઠો છું. તમે જાણો તો છો કે પચાસ હજાર રૂપીયા મેં ઝવેરાત લાવવા પ્રેમચંદ-

હતા. કુલ એક લાખ રૂપીઆનું ઝવેરાત લીધેલું જે આ લુંટારા લોકો માર મારીને લેઇ ગયા. હવે હું ઘરનો છેક ખાલી અને ભારે કરજદાર થઇ ગયો, હવે હું એ કરજ ક્યારે વાળી શકવાનો છું? વળી ખાધા પીધાની પણ ઘણી તંગી પડશે એમ કહી છાતી કુટતો કુટતો ધ્રુશકે ને ધ્રુશકે રોવા લાગ્યો.

**ધર્મચંદે** કહ્યું "ભાઇ, હવે પસ્તાવો કરવાથી કાંઇ વળવાનું નથી. જો છાતી કુટીશ તો પીડા ભોગવીશ અને બહુ રડીશ તો આંધળો થેઇશ. બધો વિચાર આગળથી કરવાનો હતો." એમ કહી તેને છાતી કુટતો અટકાવી છાનો રાખ્યો અને કહ્યું કે, હું તને એક શિખામણ દેઉં છું તે સાંભળ;—તારી પચાસ વર્ષની ઉમર થઇ છે તો હવે થોડા વર્ષ જીવતરનાં બાકી રહ્યા છે, તેતો સુખે કે દુઃખે સ્વપ્નાની પેઠે જતાં રહેશે. પણ આત્મા અમર છે, તેની આવરદાનો તો છેડો નથી, એટલી લાંબી છે, માટે એટલા લાંબા વખતની મોટી આપદા તારા માથે પડે નહિ તેનો બંદોબસ્ત આગળથી હવે કરવા માંડ. તેં ધાર્યું હતું કે—આ ઠેકાણે લુટારાની કાંઈ બીક નથી તેમ છતાં અકસ્માત લુંટારા મળી આવ્યા અને તને લુંટી લીધો. તેમજ તું ધારે છે કે, **આત્મા અમર નથી અને સ્વર્ગ કે નર્ક પણ નથી, તેમ છતાં કદાપ આત્મા અમર હશે અને સ્વર્ગ કે નર્ક પણ હશે તો પછી તારી કેવી ગતિ થશે વારૂં? અને આત્મા અમર છે તથા સ્વર્ગ નર્ક છે એવું તું આજથી માનીશ તો તે માનવાથી તને કેટલું નુકશાન થવાનું છે? તે વિષે વિચાર કર."**

નાસ્તિક થવાથી સ્વેચ્છાએ ચાલી શકાય તેટલોજ ફાયદો છે પણ 'આત્મા અમર છે અને પુણ્ય પાપનું ફળ ભોગવવું પડે છે' એ વાત ખરી ઠરે તો પછી શા હાલ થવાના? તેં વળાવાનો એક રૂપીયો બચાવવા જતાં એક લાખ રૂપીયાનું ઝવેરાત ખોયું તેથી પણ વધારે નુકશાન ભોગવવું પડશે અને આસ્તિક થવાથી માત્ર મેં એક રૂપીયો ખરચી

વળાવો લીધો તેટલુંજ નુકશાન ભોગવવું પડે એટલે કે નીતિના બંધનમાં રહેવું પડે પરંતુ આસ્તિકપણાની વાત ખરી ઠરે તો અપૂર્વ અફસોસને પાત્ર ન થવું પડે એ મોટામાં મોટો ફાયદો છે. વળી બીજો ફાયદો એ છે કે એથી અવળે રસ્તે ચઢી કુકર્મો કરી શકાતાં નથી. ત્રીજો ફાયદો એ છે કે–મરવા ટાણે ધર્મના વિશ્વાસથી આપણને શાંતિ રહે છે અને ગભરાટ ઉપજતો નથી. ઈત્યાદિક ફાયદા આસ્તિકપણામાં છે. જો જગતના બધા લોકો નાસ્તિક હોત તો જનાવરોના જેવી માણસોની સ્થિતિ હોત. જનાવરને પાપનો ડર નથી તો એક બીજાના બચ્ચાંને મારી નાંખે છે. એકે મેળવેલો ખોરાક બીજું જોરાવર હોય તે તેની પાસેથી પડાવીને ખાઇ જાય છે અને પરોપકાર બુદ્ધિ તેઓનામાં આવતી નથી તેથી એક બીજાનું દુઃખ મટાડી શકતાં નથી. એવી સ્થિતિ માણસની પણ થાત. સરકાર કેટલો બંદોબસ્ત રાખી શકત ? સરકારનો હુકમ માણસોના શરીર ઉપર ચાલે છે પણ ધર્મનો હુકમ માણસોના અંતઃકરણ ઉપર ચાલે છે માટે માણસોના સુખના વાસ્તે જેટલી રાજાની જરૂર છે તે કરતાં પણ ધર્મની વધારે જરૂર છે.

ઉપર પ્રમાણે ધર્મચંદનો બોધ સાંભળી તથા લુંટારાનો બનાવ જોઇ કર્મચંદ આસ્તિક થયો. તેણે વિચાર્યું કે–"ધર્મચંદે આસ્તિકપણાની તરફેણમાં કાંઈ પ્રત્યક્ષ પ્રમાણ તો આપ્યું નથી પરંતુ નાસ્તિકપણા કરતાં આસ્તિકપણામાં વધારે ફાયદો છે એ સિદ્ધ કરી આપ્યું છે. તો વધારે ફાયદાની વાત ગ્રહણ કરવી એજ ઉત્તમ રીત છે."

પછી ધર્મચંદે કર્મચંદને ગાડીમાં ઘાલી ઘેર લીધો અને તેને પૈસા સંબંધી સારી રીતે મદદ આપી.

**દોહરો.**

**અમર રહે આ આત્મા, સ્વર્ગ, નર્ક છે સિદ્ધ;**
**અદૃષ્ટ જાણી અવગણે, પસ્તાશે બહુવિધ.**

# દૃઢતા અને વિષયવાંચ્છના.



ચંપા નગરીમાં **માકંદિ** શેઠના **જિનરક્ષિત** અને **જિનપાલિત** નામના બંને પુત્રો ઘણા સાહસિક હતાં. તેઓ વળી જૈન ધર્મમાં શ્રદ્ધાવંત અને વ્યવહારમાં શુદ્ધ હતા. છતાં વણિક વર્ગને પેઢી દર પેઢી વારસામાં જે 'લોભ' નામનો કુબેરના ભંડારથી પણ મોટો ખજાનો મળે છે તે ખજાનો તેઓને પણ વારસામાં મળ્યો હતો.

લડવું તે ક્ષત્રીના બાપનુંજ છે અને રળવું તે વાણીઆના બાપનુંજ છે. જેમ ક્ષત્રીઓ જેવી શુરાતનથી જીતેલી લડાઇઓ બીજી સંભળાઇ નથી તેમ વાણીઆ જેવી ધીરજ, સહનશીલતા, દીર્ઘદૃષ્ટિ અને સમયસૂચકતા વેપારમાં કોઇ કોમે વાપરી કદી જાણવામાં આવી નથી. હાલની માફક તેં પુરાણા જમાનામાં કાંઇ વીજળી વેગથી ચાલતી અને સર્વ સગવડોથી ભરપુર મહેલ જેવી આગબોટો ન હતી પણ પવનના વિશ્વાસ ઉપર મુકવામાં આવતાં વ્હાણો કે જે ક્યાં અને ક્યારે જઇ ચડશે તેનું ખાત્રીપુર્વક કહી શકાતું નહિ તેમાં સફરો કરવાની હતી એવી સાહસિક અને જોખમી ૧૧ સફરો કરી અખુટ દ્રવ્ય મેળવ્યા છતાં **જિનરક્ષિત** અને **જિનપાલિત** હજી ધરાયા નહોતા અને ડાહ્યા છતાં "જેઓ ધનથી ધરાતા નથી તેમને લોભ લુટે છે" એ કહેવતથી હજી અજાણ્યા હતા.

ધનના લોભી આ બે વણીક બંધુઓએ પોતાનાં વ્હાણ દરીઆમાં ઝંપલાવ્યાં. કેટલાક દિવસે સમુદ્રમાં મહાભારત તોફાન શરૂ થયુ. વિકરાળ મોઝાં પોતાની રાક્ષસી ડાચાં વિકાસી વ્હાણને આખાં ને આખાં હોઇઆં કરવા મથતાં. વહાણો ઘડીમાં પાતાળની ગુફામાં પછડા-

તાં અને ઘડીમાં આકાશ તરફ ફેંકાતાં. છેવટે જ્યારે એક ભયંકર
મોઝાએ બન્ને ભાઇઓ જે વ્હાણમાં હતા તે વ્હાણને પોતાના ડાચામાં
પકડયું અને ગળવા માંડયું. તે વખતે જિનરક્ષિત સિવાયના બધા
માણસો અર્ધ ગાંડા બની ગયા. આ સાહસ માટે પોતાને ગાળો દેવા
લાગ્યા, કોપેલા દૈવને કરગરવા લાગ્યા અને ચીસો પાડવા લાગ્યા.
જિનપાલિતે તો સોગન લીધા કે આ સંકટમાંથી બચું તો ફરી કદી
સફરનું નામજ દઉ નહિ !

પણ આ સઘળું તોફાન જિનરક્ષિત શાંતપણે જોયાં કરતો હતો.
તે ગભરાયો નહિ, રડયો નહિ, બાધા આખડીથી ભૂલો ભમ્યો નહિ
કે સોગન લેવા તત્પર થયો નહિ. પુદ્દગળનો સ્વભાવ અને પૂર્વ કર્મનું
અનિવાર્ય ફળ તેના ખ્યાલમાં હતું. વળી " કરવું ત્યાં ડરવું શું ? "
એ તે બરાબર સમજતો હતો. તે દૃઢ મનનો હતો.

વ્હાણ ભાગ્યુ, માત્ર બે ભાઇઓ સિવાય સર્વ ડુબી મુઆ.
ભાગ્યયોગે મળી આવેલા પાટીઆની મદદથી તેઓ બન્ને રત્નદ્વીપ
નામના બેટ ઉપર આવી પહોંચ્યા.

એ બેટ ઉપર ' રયણા દેવી નામની એક વિષયરાગી અને
ઘાતકી દેવીની સત્તા હતી. તે દેવી પોતાના સીરસ્તા મુજબ આ બન્ને
ભાઇઓ પાસે આવીને પહેલાં ધમકીથી અને પછી ભોગ વિલાસની
લાલચથી તેમને પોતાની સાથે લઇ ચાલી. તેમને એક ભવ્ય મહેલ,
સુંદર ઉપવન અને સુખની સર્વ સામગ્રીઓ આપી અને તેમની સાથે
પોતાને મનગમતા ભોગ ભોગવવા લાગી. કેટલાક દિવસ એમ
પસાર થતાં, દેવીને ઇંદ્ર રાજાનું તેડું આવવાથી ત્યાં જવું પડ્યું. તેથી
તેણે નીકળતી વખતે પોતાના બન્ને દીલજાનોને કહ્યું કે " આ મહે-
લની ત્રણ દિશાના ત્રણે બાગોમાં ફરી નવનવિન [illegible] આનંદ

રહેજો. પણ ચોથી દક્ષિણ દિશાના ભાગમાં એક ભયાનક નાગ રહે છે, જે તેની પાસે જનારને ડસે છે. માટે તે દિશામાં જતા નહિ."

જે વસ્તુના ઉપર પડદો નાખવામાં આવે છે તે વસ્તુ વધારે જિજ્ઞાશા ઉત્પન્ન કરે છે. દેવીના ગયા પછી આ બંને ભાઇઓને વિચાર થયો કે અમુક દિશામાં જવાની મના કરવાનું ખાસ કારણ કાંઇક હોવું જોઇએ. તેઓ પોતાની જિજ્ઞાશા તૃપ્ત કરવા દક્ષિણ દિશામાં ચાલ્યા. રસ્તે ચાલતાં તેઓની આંખોએ મનુષ્યનાં હાડપિંજર જુદાં જુદાં વિક્રાળ રૂપમાં જોયાં, કાને શળી ઉપર વિંધાતા નાજુક યુવાનોના આક્રંદમય શબ્દો સાંભળ્યા અને નાકે બેભાન કરી નાખે એવી સખત દુર્ગંધ અનુભવી. એક શળી ઉપરનો જુવાન આ બંને ભાઇઓને જોઇને બોલ્યો કે, "હે કમનશીબ યુવાનો! તમે શું સુખ સમજી અહીં મ્હાલો છો? રયણા દેવી જેવી મોહિની, સ્વાદિષ્ટ ફળ ફુલ તથા મનહર ગાનતાન મળતું હોવાથી તમે આને સુખનું ધામ માનો છો, પણ એવીજ ભૂલ કરવાથી આ સ્થિતિએ આવી પડેલા મુજ રંકનાં વચન સત્ય કરી માનજો કે વહેલી મોડી તમારી પણ આજ વલે છે. શુ તમને એ દેવીએ પ્રથમ પોતાની ઇચ્છાને આધીન કરવા માટે વિક્રાળ રૂપથી છળ્યા નહોતા? એ વિક્રાળ રૂપ તે તેણીનું અસલ રૂપ છે. જે સુંદરતા, કોમળતા, નવિનતા અને નખરાં તમે પાછળથી જોયાં તે તો વિક્રીય રૂપ છે—બનાવટી છે. તમારી જુવાની જવા માડવાથી, અગર જુવાની છતાં પણ તમારામાંથી વીર્ય ઘટતું જવાથી અગર જુવાની અને વીર્ય બંને છતાં પણ તમારાથી સહજ કંઇ પડવાથી તમારી દશા મારા જેવી અને તમારી આસપાસ જે અસંખ્ય હાડપીંજરો જુઓ છો તેવીજ થવાની."

એ શબ્દો સાંભળતાં જિનપાલીત ધ્રુજવા લાગ્યો. જિનરક્ષિત પણ ડર્યો તો ખરો પણ તેની બુદ્ધિ સંકટોમાં ગુમ થતી નહિ. તેણે

હવે યાદ કર્યું કે, જો કે અહીં આપણું કોઈ બેલી ન હોવાથી આ
દેવીનો હુકમ માન્ય કરીને તેની સોબત કર્યા સિવાય આપણો છૂટકો
નહોતો તોપણ "વિષયનાં ફળ બુરાં છે" એ શાસ્ત્રવચન સુણેલાં
હોવા છતાં આપણે તેના મોહપાસમાં અંધજ બની રહ્યા અને તેમાંથી
પહેલેજ પ્રસંગે છૂટવાની કોશીશ કરવાનો વિચાર સરખો પણ આપણા
મનમાં આવવા પામ્યો નહિ એ કેવી મૂર્ખતા !

આ તરફ જ્યારે તે આમ આત્મનિંદા કરતો હતો તે વખતે
જિનપાલિત "અરે રે, અરે રે" એવા ઉદ્‌ગારો અને મુંઝાટથી
ગાંડો અને વધારે ગાંડો બન્યો જતો હતો, અને તેજ વખતે શળી
ઉપરના જુવાનનો છેલ્લો શ્વાસ લેવાનો વખત હતો. મરતાં મરતાં બે
મનુષ્યહિંસા અટકાવવાના હેતુથી "તમે પૂર્વ બાગમાં શેલકયક્ષને
વિનવશો તો ઘર ભેગા થવા પામશો" એટલું બોલવાની સાથેજ
તેણે પ્રાણ છોડયા.

પોતાના હિતેચ્છુના શાંત શબને જોતા તથા એવીજ સ્થિતિ
કદાચ પોતાની થશે એમ વિકલ્પો કરતા બન્ને ભાઈઓ દિઙ્‌મૂઢ થઇ
ઉભા. કેટલીક વારે સ્વભાવથીજ દૃઢ મનવાળો અને એક બનાવથી
વધારે દૃઢીભૂત થયેલા મનવાળો જિનરક્ષિત બંધુને લઇ પૂર્વ બાગમાં
ચાલ્યો. ત્યાં આવી આંખમાંનાં આંસુની ધારાથી યક્ષના પગને નવરાવતો
આડા અવળા વીખરાઇ ગયેલા ચોટલાથી યક્ષના પગ આગળની રજને
વાળતો, બે હાથ ભેગા કરી તેના સંપુટમાં કાલાવાલાનું બેટણું ધરતો
હોય તેમ કહેવા લાગ્યો કે, "હે ત્રાતા, અમને બચાવો. દયાળુ દેવ
આ દગારી ભૂમિમાં અમે દગાઈ બેઠા છીએ, બેટસુંદર નહિ પણ
આપની સહાય વગર અમારા પ્રાણ પણ બચવાના નથી. અમે તમારા
શરણે આવ્યા છીએ, મહા દુઃખી છીએ, નાસવાના રસ્તાથી અજાણ્યા
છીએ, ચોતરફ પડેલા મહાસાગરને તરવા અશક્ત છીએ. અનાથ

શત્રુથી લડવા કાયર છીએ, મહા–મહા દુઃખી છીએ. અમને ફસાવનાર હમણાં જરા દૂર છે તેટલામાં અમને બચાવો રે બચાવો.”

જે નિરાધારને આધાર આપવાનો ધંધોજ લઇને આ બેટમાં બેઠો છે, દુઃખીને શાન્ત્વન આપવાનો અને બુડતાને બચાવવાનો જેનો કુદરતી સ્વભાવ છે તે **શેલક** યક્ષે તેમને આશ્વાસન આપ્યું અને કહ્યું કે, “હું તમને બંનેને મારી પીઠ ઉપર બેસાડી સમુદ્ર પાર તમારા સ્વગ્રહે પહોંચાડવા તૈયાર છું. પણ એટલુંજ યાદ રાખજો કે તમારા મનને જરા પણ ચલિત થવા દેશો તો મારી પીઠપરથી ગબડી પડશો.”

**શેલક** યક્ષ તેમને લઈ સમુદ્રના અગાધ જળથી અદ્ધર ઉડવા લાગ્યો. તે વખતે વિશાળ કાગળના પાના જેવી પાણીની સપાટી જોઇને વિશ્વની વિશાળતા જોઇને તથા સૂર્યનો અપ્રતિબંધ પ્રકાશ જોઇને તેમને નવું નવું જ્ઞાન થવા લાગ્યુ અને તેઓ કદી નહિ અનુભવેલા આનંદ અને આશ્ચર્યમાં ડુબકી ખાવા લાગ્યા. **શેલક** એટલી તો ઝડપથી ઉડતો હતો કે આ બંને જુવાનોને તેને વળગી રહેવું મુસ્કેલ પડતું હતું પણ તેઓ દૃઢતાથી વળગી રહ્યા હતા અને વળી તે યક્ષ પણ તેમને પડતાં અટકાવવા માટે વારંવાર કાળજી રાખતો હતો. એમ કરતાં જ્યારે તેઓ મધ્ય સમુદ્રમાં આવ્યા ત્યારે દુષ્ટ યક્ષણીને ખબર પડવાથી તે તેમની પાછળ ઉડી અને લગભગ તેમની નજીક આવીને વિકાળ રૂપ બનાવી ડરાવવા અને ધમકાવવા લાગી કે, “ તમે મને આવી રીતે ઠગી જાઓ છો પણ હમણાં હું તમને ચીરી નાખીશ, તમારા ટુકડે ટુકડા કરીને તળી ખાઇશ માટે જીવતર વહાલું હોય તો મારી સાથે પાછા ચાલો. ” પરંતુ યક્ષના રક્ષણમાં આવેલા અને તેના ઉપદેશથી દૃઢ બનેલા બંને જુવાનો પૈકી એક્કે ડગ્યો નહિ. કોઇએ તેના સામું સરખું પણ જોયું નહિ.

પરંતુ આપણે ઘણી વાર જોઇએ છીએ કે જેઓ ઝગઝગતી તરવારને તાબે થતા નથી તેઓ માત્ર એકજ મંદહાસ્ય કે એકજ મીઠી નજર કે એકજ લલિત વચનને આધીન આધીન થઇ જાય છે, અને એજ કારણથી કામદેવનું બાણ કુસુમ કલ્પ્યું છે.

આ બંને ભાઇઓ પાસે દુષ્ટાની ધમકીનું કાંઇ ચાલ્યું નહિ ત્યારે તેણે સુંદર સોળ શણગારથી શોભિતી અને આછા ઘુંઘટથી હાવ ભાવ કરતી સુંદરીનુ રૂપ લઇને સજળ નેત્રે કરગરવું શરૂ કર્યું; “ મને અબળાને અટવીમાં મુકીને શું તમે પ્રાણાધારો જતાજ રહેશો ? અહીં મુજ રંક-નું કોણ બેલી ? આટલા દિવસની પ્રીતિ કાંઇક તો યાદ કરો. ” વળી ફુલોના હાર અને સુગંધી જળની વૃષ્ટિ કરીને બોલી; “ પ્રાણેશ પાછા પધારો તો હું આપના પગ પૂજું. ”

આ છેલ્લા બોલથી જિનપાલિત પાછું ફરી એક વાર જોવા લલચાયો અને એક દૃષ્ટિ થતાંજ તેનું મન ડગમગવા લાગ્યું તેવોજ તે યક્ષની પીઠ ઉપરથી ગબડી પડ્યો. તેને નિરાધાર થયો જોઇ રયણાદે-વીએ રાક્ષસીરૂપ ધારણ કર્યું અને રંક ઉપર રાડ કરવા લાગી. તેના ઉપર શળી ભોંકવા લાગી, અદ્ધર ઉછાળી શૂળી ઉપર ઝીલવા લાગી અને તેના ટુકડે ટુકડા કરી દશે દિશામાં ફેંકવા લાગી.

એ દરમ્યાન જિનરક્ષિત ક્યારનોએ ચંપા નગરીએ પહોંચી ચુક્યો હતો. તે હવે ઘેર જઈ જિનધર્મની આજ્ઞાઓ દૃઢપણે પાળવા લાગ્યો અને છેવટે વીર ભગવાનના ઉપદેશથી દિક્ષા લઈ શુદ્ધ ચારિત્ર પાળી મૃત્યુ પામી પહેલે દેવલોકે ઉત્પન્ન થયો, ત્યાંથી મહા વિદેહક્ષેત્રે મનુષ્યભવ પામી આકરી ક્રિયાઓ કરી મોક્ષ પામશે.

આ વાતમાં મહાસાગર તે ભવોની પરંપરા બનાવે છે. રત્નદ્વીપ તે મનુષ્યભવ સમજવો રયણાદેવી એ વિષયવાંચ્છના સમજવી, કે જે પ્રથમ લલચાવવા માટે સુંદર રૂપ ધારણ કરે છે અને પાછળથી શળી

ચડાવવા વખતે ( એટલે કે મહા દુઃખી કરવા માટે ) વિકાળ રૂપ ધારણ કરે છે પેલા બે ભાઇઓએ જે અસંખ્ય હાડપિંજરો વિવિધ રૂપમાં જોયાં તે વિષયવાંચ્છનાથી ખુવાર થયેલા મનુષ્યોની મોટી સંખ્યા સૂચવે છે.

શૂળી ઉપરના જુવાને મરવાની અણી વખતે બોધ કર્યો તેવા બનાવ ભાગ્યશાળી પુરૂષોના સંબંધમાં સંસારમાં પણ ક્વચિત્ ક્વચિત્ નજરે પડે છે. કોઈ કોઈ માણસો વિષયમાં પડી ખુવાર થાય છે પણ મૂળે વિદ્વાન કે ડાહ્યા હોવાથી તેને માટે પસ્તાય છે—પસ્તાવા છતાં તેઓ વિષયની સત્તામાં એટલા તો સપડાઇ ગયા હોય છે કે તેથી છુટી શકાતું નથી–તેઓ પોતાના જાત અનુભવથી બીજાઓને શિખામણ આપી એ ખાડમાં પડતા અટકાવવા કોશીશ કરે છે. એવાઓનો બોધ મેળવનાર ખરેખર ભાગ્યશાળીજ સમજવો.

જિનપાલિત કાચા મનનો હતો અને જિનરક્ષિત સ્થિર મનનો વિચારશીલ હતો. સંસારમાં આવી પડેલો હોવાથી તે જમીનની અધિષ્ટાતા દેવી "સ્ત્રી" થી તદ્દન સ્વતંત્ર બનવું એટલી શક્તિ તો આપણામાં નથી પરંતુ તેના મોહપાસમાંજ ગરકાવ નહિ થતાં વખત આવ્યે તે હદવાળા પ્રેમમાંથી–તે કાચી કેદમાંથી છુટી નાસવાની તક શોધવા મથવું એજ વ્યાજબી છે એમ તેને પાછળથી વિચાર થયો.

શેલક યક્ષ તે સાધુજીની ઉપમા છે. તેની પાસે ખરા મનથી યાચવાથી તે સમુદ્રપાર ( ભવજળ પાર ) ઉતારવાનુ માથે લે છે. જેમ વ્હાણના મધ્ય ભાગમાં ભવ્ય ઓરડામાં બેઠેલા સુકુમાલ નરને વ્હાણનો કપ્તાન કહે છે કે "તારે વ્હાણના કઠેરા આગળ જવું નહિ. કારણકે તને ફેર ચડશે અને તે 'ફેર' સામા ટક્કર ઝીલવાની તારી શક્તિ નથી તેથી આવું મોટું વ્હાણ મળવા છતાં મરણને આધીન થઇશ." તેમજ સાધુ પણ તેની યાચના કરનારને ચેતાવે છે કે "હું જે બોધ કરૂ અને જે જે આજ્ઞા ફરમાવું તેમાં દૃઢ મન રાખજે. જરા પણ મન ફેરવીશ

નહિં, નહિ તો તને ફેર આવશે (વિષયોની અસર લાગશે તેથી ચિત્ત ચગડોળે ચડશે) અને તે ફેર સામા ટક્કર ઝીલવાની તારી શક્તિ ન હોવાથી મારા જેવો 'તારો' મળવા છતાં તુ અગાધ ભવજળમાં રડવડી મરીશ–રયણાદેવી ( વિષય પાસ ) વડે હણાઇશ, કપાઇશ, છેદાઇશ અને મહા દુઃખી થઇશિ. ”

માણસ જેમ જેમ વિષયથી વિરક્ત થવા ઠરાવ કરે છે તેમ તેમ વિષય વધારે અને વધારે યુક્તિઓથી અને વધારે જુસ્સાથી તેને લલચાવે છે. રયણાદેવીએ નાસતા આશકોને પ્રથમ કરતાં પણ વધુ હાવભાવ અને લાલચોથી ફસાવવા કોશીશ કરી, તેમજ વિષયથી છુટવા મથનારને એવા ઘણા પ્રસંગો મળે છે કે જે રયણાદેવીના જેવાજ શબ્દો અને હાવભાવથી લલચાવે છે અને છેવટે એક રજ માત્ર ચળાયમાન થતાં તે નર આસનભ્રષ્ટ થઇ ડુંગરની ટોચ ઉપરથી ગુફાના ગર્ભમાં લથડી પડે છે અને તેના ટુકડે ટુકડા થઈ જાય છે.

ધંધામાં કે ધર્મ કાર્યમાં દ્રઢતા વિનાનો માણસ નકામો છે. તે એક તરખલાની માફક, ઘડી ઘડી દિશા બદલતા પવનની લહરીમાં ઘડીમાં આમ અને ઘડીમાં તેમ ઉડયાં કરે છે. પૈસો કે ધર્મ કાંઇ પ્રાપ્ત કરી શકતો નથી. માણસે મગજને સીસા જેવું ભારે અને અંગોને રૂ જેવા હલકા બનાવવા કોશીશ કરવી જોઇએ, જેથી મગજ આમ તેમ ઉડી શકે નહિ અને ચપળ અંગો મજબુત મગજનો હુકમ થતાંની સાથેજ સ્હેલાઇથી ગતિ કરે.

**દોહરો.**

**વિષય વાંચ્છના વિશ્વમાં, અતિશય દુઃખ દેનાર;**
**અડગપણે અળગો રહે, તે પામે ભવપાર.**



# સુપાત્રે દાન દેવાનું ફળ.



ન ધાન્યથી ભરપુર અને અતિ શોભિતી **રાજગૃહી** નગરીમાં **શ્રેણિક** નામે રાજા રાજ્ય કરતા હતા. ત્યા **ધનદત્ત** નામે એક કોટીધ્વજ વ્યવહારિયો રહેતો હતો. તેને ચંદ્રવદની અને મૃગલોચની એવી **વસુમતી** નામે સતી સ્ત્રી હતી. તેને પોતાના દેવ, ધર્મ અને ગુરૂ ઉપર ઘણી પ્રીતિ હતી.

એકદા **વસુમતી** રાત્રિના વિષે ગર્ભના પ્રભાવે સિંહસ્વપ્ન દેખી જાગી અને તેનું ફળ પોતાના સ્વામીને પૂછ્યું. સ્વામીએ તેનું ફળ સારૂ કહેવાથી હર્ષ પામી સ્વસ્થાનકે ગઇ. પ્રાતઃકાળે **ધનદત્તશેઠે** સ્વપ્નપાઠકને તેડાવી તેનું ફળ પૂછી તેને ધન આપી વિદાય કીધો. અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. નવમાસ પરિપૂર્ણ થયે શુભ લગન, શુભ વેળા, શુભ ઘડી અને પુષ્ય નક્ષત્રે પુત્રનો જન્મ થયો. મોટા હર્ષથી અને મોટા આડંબરથી તેનો જન્મોત્સવ કીધો. બારમે દિવસે સગાં સંબંધીને જમાડી *__કયવન્નો__ એવું નામ પાડયુ. પાંચ ધાવ વડે કરી બીજના ચંદ્રમાની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો. ૭-૮ વર્ષનો થયે તેને નિશાળે ભણવા મૂક્યો. થોડી મુદતમાં સર્વ વિદ્યા ભણી ગણી હોંશીયાર થયો. યુવાવસ્થા પામ્યે તેજ નગરના **સાગરદત્ત** શેઠની દેવકુંવરી સમાન **જયશ્રી** નામની પુત્રી વેરે મોટા આડંબરથી તેનુ લગ્ન કીધું. જેમ **નળ** અને **દમયંતી**, **વિક્રમ** અને **ઉર્વશી**, **મહાદેવ** અને **પાર્વતી**, **રાધા** અને **કૃષ્ણ** તેમ **કયવન્નો** અને **જયશ્રીનું** જોડું મળ-

* "કયવન્નાશેઠનું સૌભાગ્ય હોજ્યો" એમ જૈન વ્યાપારીઓ બેસતા વરસના દિવસે ચોપડાની શરૂઆતમાં કુમકુમ વડે લખે છે.

વાથી તેઓનાં માતપિતા ઘણાં ખુશી થયાં. તેઓને સુવા માટે એક સુંદર મહેલ આપ્યો, તેની વચમાં સોનાની રત્નજડિત્ર હીંચોળાખાટ બાંધેલી હતી જેથી આખા મહેલમાં ઝાકઝમાળ થતું હતું.

કયવન્નો ભણી ઉઠયા છતાં પણ ઘેર પંડિત પાસે શાસ્ત્રનો અભ્યાસ કરતો હતો. તેમાં એટલો બધો તલ્લિન થઇ રહ્યો હતો કે તેને ખાવા પીવાનું પણ ભાન નહોતું અને વિષય વિકારથી તદ્દન વેગળો હતો. એટલુંજ નહિ પણ પોતાને આવી દેવાંગ્ના જેવી સ્ત્રી મળવા છતાં પણ તેનાથી હાસ્ય વિનોદનાં વાક્યો બોલવાનું તથા તેના સામુ પ્યારની દૃષ્ટિથી જોવાનું તેને ભાન નહોતું. મતલબ કે સ્ત્રી વિષયમાં તે બીલકુલ અજાણ રહ્યો હતો. આથી **જયશ્રી** દિનપ્રતિદિન શોચ કરી ચંપક વૃક્ષની કાપેલી ડાળની પેઠે સુકાવા લાગી. વિયોગિણી અને વિધવા સ્ત્રી કરતાં આવા વિરાગી પુરૂષની સતી સ્ત્રીને વધારે દુઃખ હોય છે. કારણ કે તેને સ્વામીને દેખીને પળે પળે બળવાનું થાય છે. આ પ્રમાણે ઘણા દિવસ વિત્યા બાદ એક દિવસે **જયશ્રીએ** પોતાની સાસુને કહ્યું કે, "સાસુજી, મારા સ્વામી મારાથી હશીને બોલતા નથી તેમ વિનોદવાર્ત્તા કરતા નથી; એટલું જ નહિ પણ સંસાર વ્યવહારથી તદ્દન અજાણ છે. વિશેષ શું કહું? હું તમારા આગળ કહેતાં શરમાઉ છું અને અન્ય મનુષ્ય આગળ આ વાત થઈ શકે પણ નહિ." આ વાત સાંભળી વસુમતિ શેઠાણીએ પોતાના સ્વામી પાસે જઈ એકાંતમાં કહ્યું કે "સ્વામિન્! આપણો કયવન્નો હજુ સાંસારિક વાતમાં કાંઇ જાણતો નથી અને આખો દિવસ શાસ્ત્રનો અભ્યાસ કર્યા કરે છે, તો વસ્તી શી રીતે રહેશે? વળી વહુ પણ ભર યોવનાવસ્થામાં છે તો એ સર્પનો ભારો શી રીતે સાચવી શકાશે? માટે આ બાબતનો તાકીદે ઇલાજ કરવો જોઇએ." ધનદત્તશેઠ કહે, "સ્ત્રી! એ વિદ્યા કોઇને શીખવવી પડતી નથી. મોરનાં પીછાં ચીતરેલાંજ હોય છે. ચીતરવાની

જરૂર પડતી નથી.” એ પ્રમાણે કહેવાથી શેઠાણી રીસાયાં. ત્યારે ધનદત્તશેઠે વિષયી, જુગારી અને વ્યસની વગેરે લોકોને તેડાવી તેઓને ઘણા પૈસા આપી કહ્યું કે “કયવન્નાને તમે વિષયકળા શિખવો.” એ ઉપરથી એ લોકો રાત્રિ દિવસ કયવન્ના પાસેજ મિત્રપણે રહેવા લાગ્યા. અને અફીણ, મદિરા, ભાંગ, તમાકુ પી મોજશોખ અને ગાનતાન કરવા લાગ્યા તથા જુગટું પણ રમવા લાગ્યા. જેમ મીઠું દૂધ છાશના બીંદુથી વિણસે, કસ્તુરી અને કપૂરની સુવાસ લસણ હણે, અને ગંગાનું પાણી મીઠાના સંગથી ખારૂં થાય તેમ આ કયવન્નો પણ જુગારી, વ્યસની અને વિષયી લોકની સોબતથી દુરાચારી થઇ વેશ્યાને ઘેર આવીને રહ્યો. અને રાત્રિદિવસ ત્યાંજ ગુજારવા લાગ્યો. વેશ્યાએ તેને ગૃહસ્થનો પુત્ર જાણી હાવભાવ અને ખાનપાનથી મોહલુબ્ધ કરી નાખ્યો. દરવર્ષે એક કોડી ધન ધનદત્તશેઠ પુત્ર માટે મોકલતા હતા. તેના વડે કયવન્નો અને વેશ્યા ગાનતાનમાં ગુલતાન રહી મોજશોખ અને ચેનબાજી ઉડાવતાં હતાં. કયવન્નો વેશ્યાને આધીન થઇ પોતાની સ્ત્રી, મા, બાપ, સગાવહાલાં અને ઘરબારને વીસરી ગયો. એમ બાર વર્ષ વહી ગયાં ત્યારે ધનદત્તશેઠે પુત્રને તેડવા સારૂ દાસી મોકલી પણ તે ઘેર આવ્યો નહિ. ઘણા ઉપાય કીધા પણ તે કોઈ રીતે ઘેર આવ્યો નહિ. કેટલીક મુદતે તેનાં માબાપ ઘરડાં થઇ પુત્રનો શોચ કરતાં મરણ પામ્યાં પણ તે ઘેર આવ્યો નહિ. તેની સ્ત્રી જયશ્રી ખરેખરી પતિવ્રતા હતી તે પોતાનો કુળાચાર અને સતીધર્મ જીવની પેઠે સાચવી રહી હતી. તેણે ઘણા ઉપાય કીધા પણ પોતાનો સ્વામી ઘેર આવ્યો નહિ, ત્યારે ધનદત્તશેઠની માફક પોતે ધન મોકલવા માંડ્યુ. એમ મોકલતાં કેટલીક મુદતે ધન ખૂટ્યું ત્યારે સોના રૂપાના દાગીના મોકલવા માંડ્યા.

દાગીના દેખી વેશ્યાની ડોશી વેશ્યાને કહેવા લાગી કે—કયવન્નો હવે નિર્ધન થયો માટે તું તેની સોબત મૂકી દે. ધનવગરનો માણસ

મુઆ સરખો જાણવો. એ વ્યસની ને એદીખાઉ મરતાં સુધી માંચો મૂકશે નહિ. જેમ નાઇ રોજ નવનવા મુડે તેમ વેશ્યા રોજરોજ ધનહિણ પુરૂષની પ્રીતિ તોડે અને ધનવંતની પ્રીતિ જોડે માટે હવેથી તું એને તજી દે. એ સાંભળી વેશ્યા તેની માતાને કહે છેઃ "માતાજી, હવે એને તજી દેવો એ કુલીન અને સુજાતનાં લક્ષણ નહિ, જેમ પટોળે ભાત પડી તેમ તેનો નેહ મારાથી બંધાયેલો છે અને જેમ નેત્રોની વચ્ચે પુતળી છે તેમ તે મારા અંતઃકરણમાં છે. એના વિના મારો જીવ રહી શકે તેમ નથી. જો એ એક દિવસ મારાથી અળગો રહે તો મને ઉંઘ આવે નહિ." આ સાંભળી ડોશી બહુ ક્રોધાતુર થઇ તેને ગાળો ભાંડવા મંડી અને કહેવા લાગી કે, "નાચનારીને નેહ શો? જ્યાં ધન મળે ત્યાં નેહ, માટે હવે ઝટ તેનો સંગ છોડી દે." આ પ્રમાણે ડોશીએ કહ્યું પણ તેણે કયવન્નાને તજ્યો નહિ. ત્યારે ડોશી કયવન્નાને ગમે તેમ બોલવા લાગી અને તેના ઉપર હદપાર દ્વેષ કરવા લાગી. તે એક વખતે કહેવા લાગી કે, "બેઠાં બેઠાં અશીણ, આછાં લૂગડાં, તંબોળ અને તાજા ધાન્ય, ધી, ગોળ જોઇએ છે તો હવે તું તારા ઘેર ચાલ્યો જા; તારાં માવીત્ર મરી ગયાં છે તો હવે તારૂં ઘરબાર સંભાર." ડોશીનાં આવાં વચન સાંભળી કયવન્નાને તરત ચાનક લાગી ગઇ 'અને ધિક્ક છે વેશ્યાના નેહને!' એમ કહીને તરત ત્યાંથી ઉઠીને પોતાના ઘર તરફ ચાલ્યો. તેને રસ્તામાં એક શાહુકાર મળ્યો. તેને પોતાના ઘરના સમાચાર પૂછ્યાં તે કહેવા લાગ્યો કેઃ— 'ધનદત્તશેઠ અને તેમનાં શેઠાણી મરી ગયાં અને દીકરો કપુત નીકળ્યો તેણે વેશ્યાને ઘેર વશી સઘળું ધન ઉડાવી દીધું. આવી રીતના પોતાના અવગુણ પોતાના કાને સાંભળીને તથા પોતાનાં માતપીતાની મરણ સમયે પણ ચાકરી ન થઇ તે માટે કયવન્નો આંખમાંથી આંસુ પાડી પશ્ચાતાપ કરતો કરતો પોતાના ઘર તરફ ચાલ્યો. ઘર

આગળ આવી જુએ છે તો ઘરનો ઠાઠ તદ્દન ઝાંખો અને ઘર આગળ કોઇ દાસદાસી દીઠાં નહિ તેથી શોકસાગરમાં ડૂબી ઘરની નજીકમાં ઉભો. ત્યાં તેની સ્ત્રી પોપટને નીચે પ્રમાણે કહે છે તે પોતે સાંભળવા લાગ્યો.

"હે વીરા પોપટ ! તું મારા સ્વામીને જઇને કહેજે કે, તમારી સ્ત્રી તમારા વિરહથી રાત્રિદિવસ ઝુરે છે અને તેલ, તંબોળ તથા શૃંગાર તજ્યા છે. અમૂલ્ય રત્ન જાણીને છેડે બાંધ્યું પણ તે પત્થર નીવડયું. સોનું, સીસું નિવડયું. માબાપનું નામ લજાવ્યું અને વેશ્યાને ઘેર રહી તમામ ધન ગુમાવ્યું માટે હવે મોહની અંધારી દૂર કરી તમારી વિરહણી સ્ત્રીને મળો."

ઉપર પ્રમાણે સંદેસો કહેવાનો કહી પોપટને કયવન્ના શેઠ પાસે મોકલ્યો અને વળી કહ્યું કે-"તું જવાબ લેઇને આવે ત્યાં સુધી હું તારી વાટ જોવા અહીં ઉભી છું માટે વહેલો આવજે." પોપટ ત્યાંથી સંદેશો લેઇ ઉડયો એટલે જયશ્રીનું ડાબું અંગ ફરકવા લાગ્યું તેથી તેણે જાણ્યું કે આજે મારો સ્વામી મળશે. આવા અવસરે કયવન્નો શેઠ જેમ રાહુએ ચંદ્રને ગ્રહ્યો હોય એવા મુખે અને ઢીલાપગે ઘરમાં ગયો. તેને દેખીને જયશ્રી સંખાણી અને એકદમ ઉભી થઇ પુઠ કરી કહેવા લગી કે, "આ સતીનું ઘર છે, અહીં પરપુરૂષનુ કામ નથી માટે ચાલ્યા જાઓ," આ સાંભળી કયવન્નો એકદમ હશી પડયો. તેથી જયશ્રીએ ફરીથી જોતાં પોતાના સ્વામીને ઓળખ્યો, અને અતિ હર્ષિત થઇ આદરસત્કાર કર્યો.

**સુરતરૂ ફળિયું આંગણે, દૂધે વુઠયા મેહ;**
**મોં માગ્યા પાસા ઢળ્યા, અતિ ઉલસિયો દેહ.**

કયવન્નો શેઠ ઘેર આવ્યાની વાત સાંભળી કુટુંબ કબીલો સર્વ આવી મળ્યો. ઘેર નરિયા તોરણ બાંધ્યાં અને વાજાં વગડાવવા માંડયાં,

જાણે લગ્નનો દિવસ હોય નહિ! હવે કયવન્નો અને જયશ્રી અતિ સુખમાં દિવસ ગુજારવા લાગ્યાં અને દાન આપવા ઉપર પ્રીતિ વધારવા માંડી.

હવે વેશ્યાની દીકરી ડોશીથી વઢીને કયવન્ના શેઠના ઘેર આવી રહી. બન્ને સ્ત્રીઓને બન્ને આંખ સમાન કયવન્નો શેઠ ગણે પણ અમલ જયશ્રીનો ચાલે. કેટલાક દિવસ વિત્યા બાદ જયશ્રીને પુરા માસે અતિ રૂપવંત પુત્ર જન્મ્યો. તેથી કયવન્ના શેઠના હર્ષનો પાર રહ્યો નહિ.

એક દિવસે કયવન્નો શેઠ, જયશ્રીને કહેવા લાગ્યો કે–"આપણું ઘર તથા નામ મોટું છે માટે ઘરડાના નામ પ્રમાણે પૈસો વાપરવો જોઇએ માટે હું પરદેશ ધન રળવા જઉ અને તમે બે સ્ત્રીઓ બેનપણે રહેજો." જયશ્રી પોતાના અંગનાં ઘરેણાં ગાંઠાં ઉતારી તે કયવન્નાના મુખ આગળ મૂકી કહેવા લાગી કે, "સ્વામિન્! આ વેચીને જોઇએ તેટલુ ધન ખાઓ પીઓ ખરચો અને વેપારમાં વાપરો." કયવન્નો કહે, "દાગીના વેચતાં ઘરની આબરૂ જાય માટે હું રળવા જઇશ. રળ્યા વગર બેઠાં બેઠાં ખાધે ઘરેણાં ગાંઠાં ક્યાં સુધી પહોંચશે?" એમ કહી રળવા જવા બન્ને સ્ત્રીઓની રજા મેળવી. એવામાં એક સાર્થવાહ એવો ઢંઢેરો પીટાવે છે કે–"જેને ધન કમાવા માટે પરદેશ જવું હોય તે મારી સાથે આવો." આવી ઉદ્‌ઘોષણા સાંભળી કયવન્નો સારા શુકન જોઇ તે સાર્થવાહની પાસે આવવા નીકળ્યો. નજીકમાં એક દેવળ હતું ત્યાં પરદેશ જનારો સાથ ઉતર્યો હતો ત્યાં કયવન્નો ગયો અને રાત્રે સેજપર સૂતો. પેલો સાથ સર્વ ઉપડી ગયો અને કયવન્નો અહીં નિદ્રાવસ્થ થઇ જવાથી પડી રહ્યો. ભેંસનો પગ ભાગ્યો તે સારા માટે કે નરસા માટે તેની અગાઉથી ખબર કેમ પડે?

હવે એજ નગરીમાં એક ઋદ્ધિવંત શેઠીઓ અપુત્રીઓ મરણ પામ્યો હતો. તેને ચાર સ્ત્રીઓ હતી. તેઓને તેમની વૃદ્ધ સાસુ કહે

કે, " તમે રોશો નહિ, રોશો તો રાજાને ખબર પડવાથી આપણું ધન લેઈ લેશે અને ઘરબાર ખોઇ બેસીશું. આપણે એક રૂપવંત નર ઘરમાં લાવી ઘાલીશુ તેનાથી તમારે પુત્ર થશે અને આપણું ધન રહેશે." સ્ત્રીઓ કહે, " એવું અકાર્ય અમારાથી કેમ થાય ? " ડોશી કહે, " ધન કારણે સહુ થાય. " એમ કહી ચાર વહુઓ તથા ડોશી રૂપવંત નરને શોધતી શોધતી પેલા દેવળમાં આવી અને કયવન્ના શેઠને રૂપવંત જોઈ ખાટલા સુદ્ધાં ઉપાડી પોતાના ઘરમાં લાવી મૂક્યો. ત્યાં જઇ થોડી વારે કયવન્નો જાગ્યો અને એકદમ દિગ્મૂઢ થયો. તે વિચારવા લાગ્યો કે–" આવું સુશોભિત મકાન કોનું હશે ? શું આ સ્વર્ગ તો નહિ હોય ? અગર મને સ્વપ્ન તો આવ્યું નહિ હોય ? પણ અરે સ્વપ્ન તો નહિ. હવે હું ક્યાં જઉ ? એમ શોચના કરે છે, તેવામાં ડોશી આવીને મધુર વચનથી કહેવા લાગી કે–" બેટા ! આ ઘરબાર, ધનમાલ તથા આ ચારે વહુઓ તારી છે. તેનાથી તું ખા પી અને મોજશોખ ભોગવ. કોઇ રીતે ગભરાઇશ નહિ, મેં મારી કુલદેવીને સમરી તેણે મને તને પુત્ર તરીકે આણી આપ્યો છે. " આ વાત સાંભળી કયવન્નો ખુશી થયો અને ચારે સ્ત્રીઓ સાથે સાંસારિક સુખ ભોગવવા લાગ્યો. કહ્યું છે કે– "ખોદે ઉંદર અને ભોગવે ભોરંગ." કયવન્નો સોનાની રત્નજડિત હીંડોળા-ખાટે હીંચે છે અને કસ્તુરી કેશર સાથે તંબોળ ચાવી નવનવીન પોશાક પહેરી તાતો માતો અને રાતો રહે છે અને દેવ સમાન સુખ ભોગવે છે. કયવન્નો આવા અત્યંત સુખમાં અને નવી સ્ત્રીઓના પ્રેમમાં પોતાનું ઘરબાર અને સ્ત્રીઓ વીસરી ગયો. અનુક્રમે કેટલાંક વરસ વહી ગયાં એટલે ચારે સ્ત્રીઓને અક્કેક પુત્ર જન્મ્યો. ડોશીને પુત્રનો સ્વાર્થ હતો તે પૂરો થયો. હવે સ્વાર્થ પૂરો થયે તે શું કરે છે તે સાંભળો:—

કયવન્નાને અહિં પુરાં બાર વરસ થયાં એટલે ડોશી ચારે વહુઓને કહેવા લાગી કે " હવે આને ઘરમાંથી બહાર કાઢો. એ કાંઇ

ખપનો નથી, તો નકામુ ખર્ચ રાખવું શા કામનું ? ત્યારે વહુઓ કહેવા લાગી કે "સાસુજી ! એમના વડે આપણી લાજ તથા લક્ષ્મી રહી અને દીકરા ચાર થયા તો હવે ગરજ વીત્યે કાખ દેખાડવી એ સારા માણસનુ ભૂષણ નહિ, વળી બાર વર્ષનો સ્નેહ તોડવો એ અમને મૃત્યુ સમાન વસમુ લાગે છે. માટે હવે એ અમારો આ ભવનો ધણી છે." આવાં વચન સાંભળી ડોશી ક્રોધાતુર થઇને વાઘની પેઠે તાડુકી કહેવા લાગી કે "તમે તમારી આબરૂમાં રહો, નહિ તો તમને પણ મારી કુટી બહાર કાઢીશ. આ ઘર તથા ધન મારૂં છે. જારપુરૂષને ઘરધણી કરવા ઇચ્છો છો એ કેમ બને ? માટે જલદીથી એને ઘરમાંથી બહાર કાઢો." ડોશી આગળ વહુઓનું કાંઇ ચાલે તેમ નહોતું તેથી નિરૂપાય થઇ ડોશીના હુકમને આધીન થઇ, અને ચારે સ્ત્રીઓએ મળી જળકંત નામનાં ચાર મહા કીમતી રત્ન લેઇ એકેક લાડુમાં એકેક ઘાલી ચાર લાડુ એક કોથળીમાં ઘાલી તે કોથળી કયવન્નાના ઓશીકે મૂકી. ત્યારબાદ કયવન્નાને રાત્રે નિદ્રાવસ્થ થયેલો જોઇ ડોસીએ તેનો પલંગ વહુઓ પાસે ઉપડાવી જે દેવળમાંથી લાવ્યાં હતાં તેજ દેવળમાં મૂકાવ્યો. આ વખતે પેલો બાર વર્ષ ઉપર ઉતરેલો સાર્થવાહ પરદેશથી રળીને સાથ સહિત એજ દેવળમાં ઉતર્યો હતો.

હવે કયવન્નાની પરણેત સ્ત્રી જયશ્રી પોતાના પુત્રને સાથે લેઇને એક જોશી પાસે જઇ તેની સમક્ષ શ્રીફળ અને સોપારી મૂકી પૃછવા લાગી કે—"હે જોશી મહારાજ ! મારા ધણીને પરદેશ ગયે બાર વર્ષ થયાં પણ કુશળતાનો સંદેશો તથા પત્ર પણ આવ્યો નથી માટે તે ક્યારે આવશે તે કહો." જોશીએ પ્રશ્ન મૂકીને કહ્યું કે "બેન, તમારો સ્વામી આજે તમને મળશે." આવું વચન સાંભળી જયશ્રી હર્ષિત થઇ ઘેર આવી એટલે તેનું ડાબું અંગ ફરકવા લાગ્યુ. એવામાં પેલો સાર્થવાહ સાથ સહિત દેવળમાં ઉતર્યો છે એવા સમાચાર તેને મળ્યા તેથી હર્ષવંત થઇ બન્ને સ્ત્રીઓ મળીને દેવળમાં આવી.

હવે કયવન્નો જાગ્યો અને વિસ્મય પામ્યો, તે વિચારવા લાગ્યો કે "મારી હવેલી તથા હિંડોળાખાટ ક્યાં ગઇ અને હું અહીં ક્યાંથી મને ડોશીએ દગો દીધો. હું ખાલી હાથે ઘેર શી રીતે જઉં ?" એવો વિચાર કરે છે એવામાં પેલી સ્ત્રીઓ દેવળમાં ગઇ અને કયવન્નાને સેજ ઉપર બેઠેલો જોઇ પુત્રને કહેવા લાગી કે-"બેટા ! પેલા તારા બાપ બેઠા." એ સાંભળી પુત્ર તેના ખોળામાં જઇ બેઠો. બન્ને સ્ત્રીઓ અત્યંત હર્ષવંત થઇ અને રોમરાય ઉલસ્યાં પણ મનમાં એવું આશ્ચર્ય ઉપન્યુ કે " આ સેજ પ્રથમ હતો તેજ છે તેનું કારણ શું ? વળી પાસે ધનમાલ જણાતો નથી, કદાચ હુંડી પત્રી હશે પરંતુ શરીરે સતેજ અને પુષ્ટ છે, હાથ પગે મેલ કે ખેહ લાગી નથી, લૂગડાં ઉજળાં છે અને તાજાં પાન આરોગ્યાં હોય એવા દાંત અને હોઠ રાતા છે તેથી જણાય છે કે જાણે રંગમહેલમાં રમી ખીરખાંડનાં ભોજન ખાધાં ન હોય ? વળી મુસાફરી પણ કરી જણાતી નથી. " એમ વિચારી તેઓ કયવન્નાને પૂછવા લાગી કે, "સ્વામિન્ ! તમે આકાશ માર્ગે ઉડીને આવ્યા કે વિમાનમાં બેસીને આવ્યા ? " કયવન્નો તેના ઉત્તરનાં કાંઇ નહિ બોલતાં માત્ર હું હું હું કહે છે. પછી તેઓ કયવન્નાને લેઇ ઘેર આવ્યાં.

જયશ્રીએ કયવન્નાના ઓશીકેથી કોથળી લેઇ જોયું તો તેમાં ચાર લાડુ નીકળ્યા, તે હાથમાં લેઇ જુએ છે તેવામાં તેનો પુત્ર જે અગીયાર વર્ષનો હતો તેણે તે દીઠા એટલે તેણે તેમાંથી એક ખાવા માગ્યો તો તેને એક લાડુ આપ્યો. તે લઇને તે ભણવા ગયો. આગળ જઈ તે ભાગ્યો તો તેમાંથી રત્ન નિકળ્યું તે" પાટી ઘુંટણું" થશે એમ ધારી હાથમાં ઝાલી આગળ ચાલ્યો. તે હાથમાંથી છૂટી કંદોઇની કુંડીમાં પડ્યું તેથી તેમાંનું જળ ફાટયુ. તે જોઇ કંદોઇએ તે હર્ષભેર લેઇ લીધું. છોકરે પાછું માગ્યુ તો તેને નહિ આપતાં લાડુ, પેંડા વગેરે પકવાન આપી વિદાય કીધો. જયશ્રીએ બાકીના ત્રણ લાડુ ભાગ્યા તો તેમાંથી ત્રણ

# જાહેર ખબર.

આ ‘ સુબોધ કથામાળા ’ નામનું પુસ્તક જૈનસમાચારના ગ્રાહકોને પેપરના બંધ રહેલા અંકો બદલ મોકલી આપવામાં આવ્યું છે, તે પહેલાં ‘લેખસંગ્રહ’ નામનું પુસ્તક મોકલી આપવામાં આવ્યું હતું. અને હવે પછી તે પત્રના અધિપતિ **તા. ૧૫ મી ફેબ્રુઆરીએ હાજર થયેથી** બીજી ભેટો તથા જૈનસમાચાર પત્ર નિયમિત બહાર પાડી મોકલી આપવામાં આવશે.

જૈનહિતેચ્છુ માસિકના અકટોબર, નવેંબર અને ડીસેમ્બરના અંકો બંધ રહેલા તે બદલ ‘લેખમાળા’ નામનું પુસ્તક પ્રથમ મોકલી આપવામાં આવેલું છે. હવેથી નવા વરસના માસિકના અંકો જાન્યુઆરીથી સદરહુ તારીખ પછી નિયમિત બહાર પાડવામાં આવશે. તથા તેની બીજી ભેટની બુકો વખતસર મોકલી આપવામાં આવશે.

‘જૈનશાસ્ત્રમાળા’ અને ‘બુદ્ધ ચરિત્ર’ એ બે ભેટની બુકો જૈનસમાચારના ગ્રાહકોને રૂ. ૪–૦–૦ નું વી. પી. કરી મોકલવામાં આવેલ છે. અને જૈનસમાચાર તથા જૈનહિતેચ્છુ બન્નેના ગ્રાહકોને રૂ. ૫–૮–૦ નું વી. પી. કરી મોકલવામાં આવેલ છે. જે સબ્સો તરફ વી. પી. ન આવ્યું હોય અથવા તો જેઓની ગેરહાજરીમાં વી. પી. પાછું વાળવામાં આવ્યું હોય તેઓએ ઉપર પ્રમાણે લવાજમ મનીઓર્ડરથી મોકલી આપવું અગર તો વી. પી. કરવા લખવું.

---

અમૂલ્ય રત્ન નીકળ્યાં. તે જોઈ કયવન્નો તથા બન્ને સ્ત્રીઓ ઘણો હર્ષ પામ્યાં. આવી અથાગ ઋદ્ધિ મળવાથી કયવન્નાની આબરૂ વધી અને વણજ વેપાર કરવા માંડયો અને તેઓ એશઆરામમાં દિવસ ગુજારી સુપાત્રે દાન દેવા લાગ્યાં.

એક દિવસે શ્રેણિક રાજાનો સિંચાનક હાથી નદીમાં પાણી પીવા જતાં મચ્છે તેનો પગ ગ્રહી રાખવાથી ખુંચી રહ્યો તે કેમે કર્યો નહિ નીકળવાથી નગરમાં રાજાએ એવો ઢંઢેરો પીટાવ્યો કે–" જે કોઈ હાથીને કાઢશે તેને અર્ધું રાજ્ય આપવામાં આવશે તથા રાજકુંવરી પરણાવવામાં આવશે." આથી ઘણા વિદ્યાવંત, કળાવંત, અને જોગી જતિઓ મંત્ર, જંત્ર વગેરે ઉપાયો કરી થાકયા પણ સર્વ નિષ્ફળ નીવડયુ. છેવટે ઢંઢેરો પેલા કંદોઇએ ઝીલ્યો. તેણે જલકંત રત્ન પાણીમાં મૂક્યું એટલે પાણીમાં માગ થયો તેથી મચ્છનું કાંઇ જોર ચાલ્યું નહિ અને હાથી નદીમાંથી નીકળી બહાર આવ્યો.

શ્રેણિક રાજાએ કંદોઇને કહ્યું કે–" આ રત્ન તું ક્યાંથી લાવ્યો ? સાચુ કહીશ તો શીરપાવ મળશે અને જુઠું બોલીશ તો ગરદન મારવામાં આવશે." કંદોઇએ કહ્યું કે, "કયવન્ના શેઠના દીકરા પાસેથી એ રત્ન મને મળ્યું છે." રાજાએ કંદોઇને માત્ર સાચું બોલવાનો શીરપાવ આપી વિદાય કીધો અને કયવન્ના શેઠને બોલાવી સરત પ્રમાણે પોતાનું અર્ધુ રાજ્ય આપી પોતાની કુંવરી મોટા ઠાઠથી પરણાવી. કયવન્ના શેઠને ધન ઉપર ધન અને સુખ ઉપર સુખ આવી મળ્યું. કહ્યું છે કે, "ચઢતામાં ચઢતી અને પડતામાં પડતી."

એક દિવસ શ્રેણિક રાજાના મંત્રી અને પુત્ર અભયકુમારને કયવન્ના શેઠે કહ્યું કે–" મને એક ડોશીએ બાર વર્ષ ઘરમાં રાખી રાત્રિના વિષે નિદ્રાવસ્થ થયેલો જોઈ પલંગ સહિત ઉપાડીને દેવળમાં લાવી મુક્યો. ( એમ કહી પોતાની સ્વપ્નવત્ સર્વે હકીકત કહી બતાવી. )

તેનો તપાસ કરવો જોઇએ. ” **અભયકુમાર** મહા બુદ્ધિશાળી છે, તેણે એક દેવળ કરાવીને તેમાં કયવન્ના શેઠનું બાવલું ( મૂર્ત્તિ ) કરાવી મૂક્યું અને નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે, “ આ યક્ષદેવનાં દર્શન કરવા સર્વ મનુષ્યે આવવું. ” તે દેવળની પાસે મંડપ કરાવી તેમાં **અભયકુમાર** તથા કયવન્નો શેઠ ગુપ્ત પણ ઉભા રહ્યા. સર્વ પુરૂપ તથા સ્ત્રીઓ છોકરાં સહિત યક્ષની પૂજા અર્ચા કરી ચાલતાં થયાં. પછી પેલી ડોશી હાથમા લાકડી ઝાલી ચાર વહુઓ, તથા ચાર છોકરાઓને લેઇ ડગુમગુ ચાલતી આવી દેવળમાં પેઠી, પત્થરની મૂર્ત્તિ દેખીને ચારે વહુઓ હર્પિત થઈ વારંવાર તેના સામું જોઇ રોવા લાગી. ડોશી પણ ઘણીજ ચિંતાતુર થઈ, તેણે જાણ્યું કે આમાં કાંઇકિ ભેદ છે. ચારે બાળક આવીને મૂર્ત્તિને બાઝી પડયાં અને કહેવા લાગ્યાં કે “બાપા ચાલો આપણે ઘેર, અહીં કેમ બેઠા છો ?” એમ કહી કોઇએ આંગળી, કોઇએ હાથ અને કોઇએ પગ ઝાલ્યો. આ જોઈ કયવન્નો શેઠ તથા **અભયકુમાર** પ્રગટ થયા. તેમને જોઈ ડોશી મુર્છા પડી. **અભયકુમારે** ડોશીને કાઢી મૂકી ચારે વહુઓ, છોકરા તથા ધનમાલ કયવન્ના શેઠને સોંપ્યું. હવે કયવન્ના શેઠને ધનનો તથા સુખનો પાર રહ્યો નહિ. તે સાત સ્ત્રીઓ સહિત સંસારનાં અનેક પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યો. આ સર્વ દાનનું ફળ જાણવું.

તે કાળ, તે સમયના વિષે ભગવાન્ શ્રી **મહાવીર** સ્વામી છત્રીશ હજાર સાધ્વી, ચૌદ હજાર સાધુ અને અગ્યાર ગણધર સહિત ગામાનુગામ વિચરતા થકા **રાજગ્રહી** નગરીના ગુણાશલ વનના વિષે પધાર્યા. તેમને વાંદવા શ્રેણિક રાજા, **અભયકુમાર** અને કયવન્નો શેઠ મોટા ઠાઠ અને મોટા પરીવારથી ગયા. તેઓએ ભગવાનને ત્રણવાર પ્રદક્ષિણા દેઇ વાંદી—નમસ્કાર કરી ત્યાં બેશી પ્રખદા ( પરિપદ્ ) સમક્ષ ધર્મોપદેશ સાંભળ્યો. પ્રભુની વાણી સાંભળી કેટલાકે દિક્ષા લીધી અને કેટલાકે શ્રાવકપણું અંગિકાર કર્યું. પછી કયવન્ના શેઠ ભગવાનને વાંદી

સવિનય પૂછ્યું કે, "હે સ્વામિન્! મારો પૂર્વનો ભવ શો હતો?" ભગવત્ કહે, દેવાનુપ્રિય ! સાંભળ:—

**કયવન્ના શેઠનો પૂર્વનો ભવ.**

શાલીગ્રામ નામે ગામમાં એક ગોવાલણી રહેતી હતી. તેને એક છોકરો હતો, તે બાલ્યાવસ્થામાં હતો. ધન વગર ડોશી પારકું કામ કરીને પોતાનું તથા છોકરાનું પેટ મુશીબતે ભરતી હતી. એક દિવસ પર્વ મહોત્સવ હોવાથી ઘેર ઘેર ખીરખાંડનાં ભોજન થતાં હતાં, તે જોઇને છોકરાને તે ખાવાનું મન થયું; તેથી મા પાસે આવીને રોતાં-રોતાં તે ભોજન માગ્યું. ઘરમાં સામગ્રી નહિ, તેથી માયે ઘણો સમજાવ્યો પણ છાનો રહે નહિ. તે જોઇ પાડોશણોને દયા આવી તેથી એકે દૂધ આપ્યું, એકે ચોખા આપ્યા, એકે ઘી આપ્યું અને એકે ખાંડ આપી; તે લેઈ ડોશીએ ખીર રાંધી અને છોકરાને બેસારી થાળીમાં પીરસી. તે ઘણી ઉની હોવાથી છોકરો ઠારવા માટે ફુંક મારતો બેઠો અને ડોશી કાંઇ કારણસર ઘર બહાર ગઇ. હવે અહીં એક અચરજ ઉપન્યુ તે સાંભળો:—

એક મહિમાવંત શુદ્ધ મુનિવર માસખમણના પારણે ગોચરી અર્થે ફરતા ફરતા તે છોકરાના ઘર આગળ પધાર્યા, તેમને જોઈ છોકરો ઘણોજ હર્ષવંત થયો અને ઉભો થઇ મુનિને વાંદી તેમના પગે પડ્યો અને વોહોરાવવા માટે ઘરમાં તેડી લાવી ઘણુંજ આદરમાન દીધું. ખીરમાં લીટી તાણી ત્રણ ભાગ કીધા. મુનિએ વહોરવા માટે પાત્ર ધર્યું તેમાં છોકરે પ્રથમ એક ભાગ વહોરાવ્યો, પછી તે પોતાને થોડો લાગવાથી બીજો ભાગ વહોરાવ્યો; વળી ઉત્કૃષ્ટ ભાવ થવાથી ત્રીજો ભાગ વહેરાવ્યો. ઉત્કૃષ્ટ ભાવ, ફાસુક આહાર અને સુપાત્ર સાધુ એ ત્રણ મળવાથી સુક્ષેત્રે બીજ વાવ્યુ, જેથી પુણ્ય રૂપી કલ્પવૃક્ષ ઉગ્યું, તેનું ફળ આ ઉત્પન્ન થયું.

છોકરો સાધુને ખીર વોહોરાવી તેમને ઘર બહાર લગી પહોંચાડી વંદન કરી પાછો વળ્યો અને ખાલી થાળી લઈ બેઠો. માતા પાસે તેણે ફરીથી ખીર માગી, તો ડોશીએ બાકી રહેલી સર્વ ખીર આપી. છોકરે મુનિને ખીર વહોરાવ્યાનું માને કહ્યું નહિ. ( ગુપ્તદાન દીધું, ) તેથી માયે વિચાર્યું કે મારો છોકરો હમેશાં આટલી ભૂખ સહન કરે છે માટે મારા જન્મને ધિક્કાર છે, એટલું વિચારે છે તેટલામાં છોકરાએ ઘણી ભૂખમાં ઘણી ખીર ખાધેલી હોવાથી મૂર્છા પામી શુભ ધ્યાનમા મરણ પામ્યો.

સુપાત્રેદાન દેવાથી તું ઉત્તમકુળમાં જન્મ્યો અને ઘણી ઋદ્ધિ પામ્યો. ચાર પાડોશણોએ દૂધ, ચોખા, ઘી, ખાંડ આપી તારા સારૂ ખીર કરાવરાવી ( દયાથી ગરીબને દાન આપ્યું, ) તેથી તારી ચાર સ્ત્રીઓ થઈ. તેં ખીરમાં ત્રણ લીટી કરી ત્રણ ભાગ કર્યા તે કારણથી ત્રણ વાર તને લક્ષ્મી મળી અને ત્રણ વાર અંતરાય પડી.

ઉપર પ્રમાણે ભગવાન્ શ્રી મહાવીર સ્વામીના મુખથી વાણી સાંભળી કયવન્નાશાહ વૈરાગ્ય પામ્યો અને ઘેર આવી પુત્રને ઘરબાર સોંપી દિક્ષા લેવા તૈયાર થયો. તેની સાતે સ્ત્રીઓ પણ દિક્ષા લેવા તૈયાર થઈ. એ રીતે આઠ જણે મોટા ઠાઠથી ભગવાન્ પાસે જઈ દિક્ષા ગ્રહણ કરી. કયવન્ના મુનિ ચૌદ પૂરવભણી માસમાસખમણનાં પારણાં કરતા થકા પંડિત મરણે મૃત્યુ પામી, સર્વાર્થસિદ્ધ વિમાને દેવતા થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહે નરભવ પામી આઠ કર્મ દહન કરી કૈવલ્યજ્ઞાન પામી મોક્ષે જશે.

**દોહરો.**

**દાન, શિયળ, તપ, ભાવના, ધર્મના ચાર પ્રકાર;**
**દાન વડું છે તેહમાં, સુજ્ઞ કરે સ્વિકાર.**

# ધર્મમાર્ગે વાપરતાં ધન ખૂટતું નથી.




જંબુદ્વીપના ભરતક્ષેત્રના વિષે લક્ષ્મીપુર નામે નગરમાં લક્ષ્મીવિલાસ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં ધર્મિષ્ઠ અને મહા સત્યવંત એવો લક્ષ્મીધર નામે શેઠ વસતો હતો. તેને કમળમુખી અને મૃગ લોચની કમળા નામે ભાર્યા હતી. એક દિવસ શેઠે રાત્રિને સમયે સૂતાં થકાં ઉજ્વળ વસ્ત્ર અને આભૂષણવંત એક સ્ત્રી દીઠી. તેને તેણે પૂછ્યું, "ભદ્રે ! તું કોણ છે ?" તે બોલી, "હું તારા ઘરની લક્ષ્મી છું." શેઠ બોલ્યા, "કેમ આવી છે ?" તે બોલી, "હું હવે તારા ઘરમાંથી જવાની છું માટે તને કહેવા આવી છું." આ વચન સાંભળી શેઠ તેને પાદ પ્રહાર દઈ બોલ્યા, "જો તારે પછી પણ જવું છે તો હમણાં જ જા."

આ પછી લક્ષ્મી અન્ય સ્થાનકે ગઈ. પ્રાતઃકાળે શેઠ ઉઠ્યા અને ઘરમાં જુએ છે તો ધન, ધાન્ય, કાપડ, ચોપદ વગેરે કાંઈ ન દીઠું. ત્યારે વિચારવા લાગ્યા કે, "એ બાપડી રાંક ગઈ તો શું થયું ? મારૂ સત્ય તો નથી ગયુ ? મારૂં સત્ય અને સત્વ એ વડે ઉદ્યમ કરીશ તો લક્ષ્મી પાછી રાંક બની કાલાવાલા કરતી આવશે." કહ્યુ છે કેઃ—

**સતિયા સત્ય મત છોડિયે, સત્ય છોડયે પત જાય;**
**સત્યની બાંધી લક્ષ્મી, ફિર ફિર ફેરા ખાય.**

એમ વિચારીને પાડોશી પાસેથી કાંઈક દ્રવ્ય ઉછીનું લેઈ તેનું તેલ, મીઠું વગેરે લેઈ કોથળો ભરીને નગરમાં પાડે પાડે ભમવા લાગ્યા. કોઈને તોલમાં ઓછું આપવું નહિ, સારી ચીજમાં નઠારી ચીજ ભેળવી વેચવી નહિ, ખોટા ભાવ કરવો નહિ અને

**કોઈ રીતનો દગો પ્રપંચ કરવો નહિ.** આ પ્રમાણે સાફ દાનતથી ક્રયવિક્રય કરતાં પાડોશીનું દ્રવ્ય જે ઉછીનું લીધું હતું તે તેને પાછું આપી, ઘેર આવી દેવગુરૂની ભક્તિ કરી પુણ્ય માર્ગે પણ કાંઈક વાપર્યું. એમ નિરંતર કરતાં જે કાંઈ લાભ આવે તેમાંથી આજીવિકા ચલાવે પણ ઘણો લાભ ન થયો, તે વારે કોથળો લેઇને પાસેના ગામોમાં જઈ માલ વેચે. એમ કાળ નિર્ગમન કરવા લાગ્યા.

હવે લક્ષ્મી એક કૃપણને ઘેર ગઈ. લક્ષ્મી ઘણું કરીને કૃપણને ઘેર જવામાં સુખ માને છે; કારણ કે તે તેનું સારી રીતે રક્ષણ કરે છે ( સાચવી રાખે છે ). પણ આ કૃપણે તો લક્ષ્મીને ઉંડો ખાડો ખોદીને દાટી તેથી તે આકરૂં દુઃખ ભોગવવા લાગી, ત્યારે ઉદ્વેગ પામીને ચીંતવવા લાગી કે, "અહો ! મેં અયુક્ત કર્યું ! જે કારણ માટે મેં તે મહાનુભાવને મૂકયો તે કારણ તો ન સર્યું પણ ઉલટું દુઃખ ભોગવવું પડે છે. માટે હવે તેને ઘેર પાછી જઉં. પણ તે મને ઘરમાં પેસવા દેશે નહિ. માટે કાંઈક ઉપાય કરીને આગળથી તેને પ્રસન્ન કરૂં અને પછી જાઉં."

એક દિવસ **લક્ષ્મીધર** શેઠ ગામડેથી પાછા વળીને એક વડના ઝાડ તળે વિસામો લેવા બેઠા છે, ત્યાં લક્ષ્મી એક કલસ હાથમાં લેઈ ઉભી રહી. તેને શેઠે દીઠી એટલે વિચાર્યું કે, આ કોઇ પરસ્ત્રી ઉભી છે. તેથી ત્યાંથી ઉઠી આઘા ચાલ્યા. બીજે દિવસે તેણે આવી શેઠને બોલાવ્યા પણ શેઠ ઉત્તર દીધા વિના ચાલ્યા ગયા. ત્રીજે દિવસે શેઠના બે પગ વચ્ચે વળગીને રહી. ત્યારે શેઠ બોલ્યા તું કોણ છે? તે બોલી, તમારા ઘરની લક્ષ્મી છું. હવે હું તમારા ઘેર આવીશ. શેઠ બોલ્યા, તારાથી સર્યું ! તને નમસ્કાર ! **તારામાં શો ઢંગ છે ! તું પંડિત, સમજુ કે સત્યવંતનું ઘર મૂકી, અભણ, મૂર્ખ કે અસ-**

**ત્યવંતનું ઘર વહેલું પસંદ કરે છે. અને અંધ થઇ ઉંચ કુળ મૂકી નીચ કુળે ભમે છે. વળી તું જાતે ચપળ છે. જેને તેં સુખ આપ્યું તેને પાછું દુઃખ આપવામાં બાકી મૂકતી નથી. એવી તું નિર્દય, નફ્ટ અને ઢંગ વગરની છે, તો** તારો સંગ કોણ કરે ? મારા પગ મૂકીને વેગળી જા. લક્ષ્મી બોલી, તમે મોટા છો, તેથી મારી પ્રાર્થના ભંગ કરવી ઘટે નહિ. હું બીજે ઠેકાણે ગઇ તે મારી ભૂલ છે માટે મારા ઉપર પ્રસન્ન થઈ મને ઘરમાં આવવાની હા પાડો. એમ ઘણો આગ્રહ કરવાથી શેઠ બોલ્યા, જો તારે આવવાની મરજી હોય તો “જ્યારે તને મારા ઘરમાંથી જવાની ઇચ્છા થાય ત્યારે, તારે મને એક વર્ષ પહેલાં ખબર આપવી.” એ સરત કબૂલ હોય તો હું તને મારા ઘરમાં પેસવા દઉં. લક્ષ્મીએ તે વચન કબૂલ કર્યું. પછી શેઠ ઘેર આવ્યા. ઘરમાં જુએ છે તો ઠામ ઠામ ધનના ઢગલા પડ્યા છે. તે દ્રવ્યવડે કરીને ધાન્ય, રાચરચીલાં, વસ્ત્રાભૂષણ મન માનતાં લાવીને શેઠ યથેચ્છાએ લક્ષ્મી ભોગવવા લાગ્યા અને દીન, અપંગ, અનાથને દાન દેવા લાગ્યા. એમ લક્ષ્મીનો સદુપયોગ કરતાં કેટલાક દિવસ વહી ગયા.

એકદા રાત્રે લક્ષ્મી આવીને શેઠને કહેવા લાગી કે, તને મૂકીને હવે હું એક વર્ષ પછી બીજે ઠેકાણે જઇશ. એ વાત સાંભળીને શેઠે પ્રાતઃકાળે દીન, અપંગ, અને સાધુ જનોને દાન આપવા માંડયું. વાંચનશાળા, શિક્ષણશાળા, ધર્મશાળા અને ઔષધશાળાઓ સ્થાપવા માંડી, ઘણા જીવોને અભયદાન દેવરાવ્યાં, કુટુંબ, મિત્ર, બંદીવાન, દીન, દુઃખીજનોના ઉદ્ધાર કર્યા. એમ સર્વ દ્રવ્ય ધર્મ માર્ગે વાપરીને એક કછોટી વાળી તૃણાનો સંથારો કરીને શેઠ સુતા. પછી લક્ષ્મી આવી રોતી થકી કહેવા લાગી કે, “હે શેઠ ! તમે દેવગુરૂ અને ધર્મ કાર્યના વિષે લક્ષ્મી વાપરીને મને છળી, તો હું હવે નગ્ન થઈ થકી ક્યાં જાઉ ?

તે માટે હવે બીજે ઠેકાણે નહિ જાઉં. દાશીની પેઠે આળોટતી તારેજ ઘેર રહીશ." શેઠ બોલ્યા, "જેમ તને ગમે તેમ કર, કિંબહુના?" પછી શેઠના ઘેર પૂર્વની પેઠે લક્ષ્મી વિસ્તાર પામી. ત્યાર પછી લક્ષ્મીધર શેઠ દેવગુરૂ, અને ધર્મ માર્ગના વિષે ઘણા કાળ સુધી લક્ષ્મી વાપરીને સ્વર્ગે ગયા.

**દોહરો.**

**લક્ષ્મી કોની યે નથી, થાશે નહિ કો દંન;**
**ધર્મ માર્ગે વાપર્યું, તે ધારો નિજ ધન.**

---

## પ્રાણીમાત્ર નસીબ લેઇને જન્મે છે !



નસીબ અથવા કીસમત એ પૂર્વભવની કરણીનુ ફળ છે. કેટલીક વખતે વિદ્વાન્ દુઃખી અને મૂર્ખ સુખી થતા જોઇએ છીએ, તથાં ગૃહસ્થનાં છોકરાં બાપના મુઆ પછી ભૂખે મરતાં અને ગરીબનાં છોકરાં બાપના મુઆ પછી શ્રીમંત થયેલાં જોઇએ છીએ, તથા એક બાળકનો જન્મ ગરીબના ઘેર થવાથી તેનો કોઈ ભાવ પૂછતું નથી, અને એક બાળકનો જન્મ રાજાના ઘેર થવાથી સહુ તેને ખમ્મા ખમ્મા કરે છે, તે ઉપરથી કીસમત સિદ્ધ થાય છે.

કીસમત પ્રમાણે આ અવતારમાં સુખ દુઃખ ભોગવવાનું છે, જ્યાં કેટલાંક મનુષ્યો પોતાનાં છોકરાંની ને કુટુંબની હદ ઉપરાંત ફીકર કરી ધર્મ કરણીમાં અંતરાય પાડે છે, તે યોગ્ય નથી. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, **धर्मस्य त्वरितागति** માટે ધર્મના કામમાં વિલંબ કરવો નહિ. છોકરો, છોકરાનું નસીબ લેઇને જન્મે છે, અને સ્ત્રી, સ્ત્રીનું

નસીબ લેઇને જન્મે છે. તેમનું ભરણપોપણ તથા સંરક્ષણ કરવું એ આપણી ફરજ છે પણ એમને સર્વદા સુખી કરવાં એ આપણા અધિકારનું કામ નથી, તો પછી ધર્મ કરણીમાં અંતરાય શા માટે પાડવી જોઇએ ? તથા મિથ્યા અફસોસ શા માટે કરવો જોઇએ ? તત્ સંબંધમાં એક નાની કથા નીચે લખીએ છીએ.

પાલડી કરીને એક નાનુ ગામ હતું, ત્યાં **અં**બારામ ભટ્ટ કરીને એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેને એક સ્ત્રી ને બે-છોકરા ૧૨ વર્ષની અંદરની ઉમરના હતા. **અં**બારામ પોતાના ગામની નજીકમાં નદી હતી તેની પેલીપાર જઈ લૂગડું પાથરી બેસતો અને નદીમાં સ્નાન કરી બહાર નીકળેલા માણસોને કંકુના ચાંલ્લા કરતો. તેના બદલામાં લોકો મૂઠી મૂઠી દાણા તેના પાથરેલા લૂગડામાં નાખતા હતા. તે એકંદરે એક આખા દિવસનું ત્રણ માણસનું ગુજરાન ચાલે એટલા થતા હતા.

**અં**બારામ આ સિવાય બીજો કાંઈ ઉદ્યમ કરતો નહોતો. અને હમેશાં સવારમાં વહેલો ઉઠી દાતણપાણી કરી નદી ઉપર જઈ લૂગડું પાથરી બેસતો, તે નવ વાગ્યા સુધી ત્યાં રહી ઘેર આવતો. તેના લાવેલા દાણાને દળી ભટ્ટાણી દરરોજ રોટલા કરી આપતી. લાવેલા દાણામાંથી બીજા દિવસના માટે કાંઈ ઉગારો પડતો નહિ. એ પ્રમાણે હમેશાં ચાલતું.

એક દિવસ **અં**બારામને નદીએથી દાણા લેઈ ઘેર આવવાની વખતે નદીએ અકસ્માત પૂર આવ્યુ તેથી તેનાથી નદી ઉતરી ઘેર આવી શકાયુ નહિ અને આખો દિવસ તથા રાત્રિ નદીની પેલીપાર પડી રહેવું પડ્યું. તે વખતે તેણે થોડા કાચા દાણા પલાળીને ખાધા અને બાકીના છોકરા તથા સ્ત્રીના માટે રાખી મૂક્યા.

" છોકરા અને સ્ત્રી શું ખાશે અને તેમનું શું થશે " ? આવી ફીકર કરતો ને બેઠો. જો કે આ ફીકર વાસ્તવિક હતી પણ તેતો તેની

હદ એટલે સુધી વધારવા લાગ્યો કે, વારંવાર ગાંડાની માફક બકવા લાગ્યો અને પોતાનું ખટ્કર્મ પણ કરી શક્યો નહિ. રાત્રે નિદ્રાદેવી પણ તેનાથી રીસાઈ બેઠાં. જરાક આંખ મળે કે સ્ત્રી, છોકરા અને ઘરનો ચિતાર નજરે પડે. કદાચ જો આવી સ્થિતિમાં તે બે ત્રણ દિવસ રહેત તો અવસ્ય તેની ડાગળી ખસ્યાવિના રહેત નહિ, પણ સારા ભાગ્યે પૂર તો બીજે દિવસે ઉતરી ગયું તેથી એક આખો દિવસ અને રાત્રિ અંબારામ ભટ્ટે આવી સ્થિતિમાં ગુજારી. હવે તેના ઘરની હકીકત સાંભળો.

**પાલડીમાં** માત્ર એકજ **અં**બારામ બ્રાહ્મણનું ઘર હતું. તેથી ત્યાંના એક **કાળીદાસ** નામના સદ્‌ગૃહસ્થ પટેલે બ્રાહ્મણ જમાડવાના માનેલા હોવાથી તેણે તે દિવસે **અં**બારામ ભટ્ટના ઘેર નોતરૂં દીધું. ભટ્ટાણી તથા છોકરાએ જઈ લાડુ, દાળભાત તથા એક શાક બનાવી ભોજન કીધુ. પટેલે જમ્યા ઉપર ત્રણે જણને ચચ્ચાર આના દક્ષિણા આપી અને **અં**બારામ ભટ્ટ ઘેર નહિ હોવાથી તેના માટે બે લાડુ લઇ જવા ભટ્ટાણીને કહ્યું. ભટ્ટાણીએ તે પ્રમાણે કર્યું અને ત્રણે જણ ઘેર આવ્યાં.

હવે બીજે દિવસે નદીએ પાણી ઉતરી જવાથી **અં**બારામ મોટા મળશકામાં ઉઠી ઘેર આવ્યો અને આવતાંવાંતજ લૂગડાના છેડેથી દાણા છોડી ભટ્ટાણીને કહ્યું કે "લે આ દાણા, છોકરા તથા તું કાલનાં ભૂખ્યાં છો માટે તાકીદે તેને દળી રોટલા કરી ખાઓ. મેંતો કાલે દાણા પલાળી ખાધા છે એટલે મને ઝાઝી ભૂખ લાગી નથી પણ બિચારા છોકરાઓ ભૂખે પીડાતા હશે માટે તાકીદ કર."

આ સાંભળી ભટ્ટાણીએ કહ્યું: "મહારાજ, તમે અકળાશો નહિ, કાલે **કાળીદાસ** પટેલના ઘરનું નોતરૂં આવ્યુ હતું તેથી અમે ત્રણ દશ લાડુ, દાળભાત અને એક શાક બનાવી જમ્યાંછીએ અને

તમારા માટે બે લાડુ ઘેર લાવી છું માટે તમે દેવ સેવા કરી જમવા બેસો. અંબારામ એ પ્રમાણે કરી જમવા બેઠો એટલે નાનો છોકરો રમતો રમતો ત્યાં આવ્યો, તેણે કહ્યું કે–" બાપાજી ! તમે ક્યાં ગયા હતા ? તમે તો રોજ જાર બાજરીના રોટલા ખવરાવતા હતા અને કાલે તમે નહોતા તો અમે લાડુ જમ્યા. અને હવે પાછા તમે આવ્યા તો દર-રોજ રોટલા મળીશું. વળી તમે આજે ન આવ્યા હોત તો તમને આપવાના લાડુ અમે બે ભાઈ આજે અક્કેક વહેંચી ખાત."

ભોળા છોકરાએ કહેલાં ભલાં વચન, અંબારામ ભટ્ટની છાતીએ કોરાઇ ગયાં, તેણે તાઈદે ખાઈ લીધું અને મનમાં વિચાર્યું કે–"આ છોકરે કહ્યું તે ખરૂ છે. હું કાલે તેઓના ખાવા માટે ફીકર કરી મુઓ અને ખટકર્મ પણ ચૂક્યો અને તેમને તો તેમના નસીબ પ્રમાણે લાડુ મળ્યા. વળી છોકરો કહે છે કે તમે ન આવ્યા હોત તો સારૂ. એણે તો એ, વગર સમજવે કહ્યું છે પણ ખરૂં જોતાં સંસારમાં તમામ સ્વાર્થની સગાઇ છે; કોઇ, કોઇનું નથી. માટે આપણા આત્માનું શામાટે બગાડવું જોઇએ ? એમ વિચારી ત્યાંથી બોલ્યા ચાલ્યા વગર ગામ બહાર નીકળી બીજે ગામ જઇ એક જૈન સાધુનો ઉપદેશ સાંભળી તેમની પાસે દિક્ષા લીધી.

**દોહરો.**

**સહુ સહુનું સંભારશે, સંભારો સહુ આપ;**
**કરી કમાઇ ભોગવે, કાં બેટા કાં બાપ.**



# કામદેવ જીતનારને ધન્યવાદ.



પાટલીપુત્ર નગરમાં **નંદરાજા** રાજ્ય કરતો હતો. ત્યાંના મંત્રી **સકટાળના** સ્વર્ગવાસથી તેના પુત્ર **શ્રીયકને** મંત્રીપદ લેવા રાજાએ કહ્યું. ત્યારે તે વિનયવંત **શ્રીયકે** કહ્યું કે, "હે મહારાજા ! એ માનવંતી પદવી મને આપી મારા ઉપર આપ મોટો ઉપકાર કરવા ધારો છો તે માટે હું પોતાને ભાગ્યશાળી માનું છું. પરંતુ મારા વડીલ **ભાઈ સ્થુળભદ્ર કોશ્યા** ગણિકાના ઘેર બાર વરસથી રહે છે તેમના છતાં મારાથી આ પદ કેવી રીતે સ્વિકારી શકાય ?"

આથી **નંદરાજાએ સ્થૂળભદ્રને** બોલાવી મંત્રીપદ લેવા કહ્યું. પરંતુ ગણિકાના મોહપાસમાં લુબ્ધ થયેલો માણસ રાજ્યકાર્યભાર જેવી જોખમભરી ધુંસરી કેમ ઉપાડી શકે ? **વિષયનું વિષ જેમને ચઢયું છે તેઓનું ચિત્ત કદી કોઈ કામમાં ચોંટયું છે ? સ્થૂળભદ્ર** મોટા વિચારમાં પડયા. પરંતુ રાજાનો હુકમ તોડવો અને મોતને સામૈયુ કરવું એ બે બરાબર હોવાથી તેમણે માત્ર એટલોજ જવાબ વાળ્યો કે "હું વિચાર કરીને ગ્રહણ કરીશ."

જેમણે પૂર્વભવોમાં કર્મોને પાતળાં કર્યા છે તેમને તો દેખાતા દુઃખો સુખો માટેજ આવી પડે છે. ગણિકાના સંગનું સુખ ખોવા રૂપી દુઃખ પડવાનો વખત **સ્થૂળભદ્રને** આવ્યો, તે માત્ર તેમના કલ્યાણ અર્થેજ થયો. કારણ કે તેમને વિચાર થયો કે, "અહો ! ધિક્ક છે આ પરવશતાને ! મોહને વશ પડેલો હું ગણિકાની સોડમાંથી છૂટી શકતો નથી, એટલુંજ નહિ પણ રાજશિક્ષાને પાત્ર બનવાનો પણ વખત આવ્યો છે. હવે જો હું રાજસેવા અંગિકાર કરૂં તો ત્યાં પણ પરવશતાજ છે. ન્યાયાન્યાય કરતાં રાજાની મરજીને વધારે માન આપવું

પડશે. વળી કોઈ વખત તેનાથી સહેજ પણ છૂટું પડ્યુ તો જીવનું પણ જોખમ, માટે **મોહ વગેરે સર્વ મીઠી દેખાતી ચીજો પરવશતા અને દુઃખનુંજ કારણ છે. એ કારણથી હે જીવ! એ પરવશતાને હવે છોડ. જ્યાં સુધી તું તેને નહિ છોડે ત્યાં સુધી તે તારો કેડો છોડશે નહિ. સ્વતંત્રતા અને એકાંત સુખ તો વિતરાગી મુનીનેજ છે."**

એવી રીતે શુભ ધ્યાનમાં ચડેલા શ્રી **સ્થૂળભદ્ર**જી લોચ કરી, મુખવસ્ત્ર તથા રજોહરણ સહિત **નંદ**રાજા પાસે આવ્યા. નવીન રૂપ જોઈ રાજાએ પૂછ્યુ કે, "**किमालोचितम्**" ( શું વિચાર કર્યો ) ?" એ વાક્યનો અર્થ 'કેમ લોચ કર્યો' એવો લઈને શ્રી **સ્થૂળભદ્રે** જવાબ વાળ્યો કે "મુનિને એમજ ઘટે છે." એમ કહી સર્વ હકીકત કહી બતાવી. તે સાંભળી **નંદ**રાજા ઘણો પ્રસન્ન થયો અને **શ્રીયક**ને મંત્રીપદ આપ્યું.

એકદા શ્રી **સ્થૂળભદ્ર** મુનિ પોતાના ગુરૂ પાસે બેઠા હતા તે-વામાં ત્રણ શિષ્યોએ ગુરૂ પાસે આવીને અનુક્રમે સિંહની ગુફા ઉપર, સર્પના બીલ પાસે અને કૂવાના ભારવટીઆ ઉપર ચાતુર્માસ કાયોત્સર્ગે રહેવાના અભિગ્રહ લીધા. ત્યારે શ્રી **સ્થૂળભદ્ર**જીએ કહ્યું કે "હું કોશ્યા ગણિકાની ચિત્રશાળામાં ષટ્રસ ભોજન લેતો છતો ચોમાસું પૂર્ણ કરીશ." ગુરૂએ સર્વને યોગ્ય ઉપદેશ આપ્યા પછી યથેષ્ટ સ્થાને જવા આજ્ઞા આપી એટલે સર્વ મુનિઓએ તેમ કર્યું

શ્રી **સ્થૂળભદ્ર**ને આવતા જોઈ કોશ્યાગણિકા વિનય સહિત તેમને લેવા સામી ગઈ અને પોતાની ચિત્રશાળા સોંપી. ને પ્રતિદિન ષટ્રસ ભોજન આપતી અને વિવિધ પોશાક અને લાવણ્યતા તથા હાવ-ભાવથી મુનિને પલાળવા મથતી. પરંતુ અગ્નિનું જોર જળ પાસે શું ચાલે? છેવટે કામથી વિહ્વળ બનેલી ગણિકાએ સ્પષ્ટ શબ્દોમ

માગણી કરી ત્યારે મુનિએ તેને ઉપદેશના રૂપમાં જવાબ વાળ્યો કે, "હે કોસ્યા ! **આ જીવે બહુ બહુ ભોગ ભોગવ્યા છે, પરંતુ તે કદી તૃપ્તિ પામ્યો નથી. કામ ભોગ શલ્ય છે, હુલાહુલ વિષ છે. તે કામભોગ નહિ ભોગવવા છતાં માત્ર તેની ઇચ્છા કરવાથી પણ અસંખ્ય જીવો દુર્ગતિ પામ્યા છે. વળી વિષય માત્ર કાયર જનોનેજ વિહ્વળ કરે છે; તંતુ માત્ર મચ્છરનેજ બાંધી શકે છે. વળી એક મૈથુન પ્રસંગે નવ લાખ સુક્ષ્મ જીવોની હિંસા થાય છે એવું શાસ્ત્ર વચન છે."** આ વચનામૃતથી જાણે કે નવોજ અવતાર પામી હોય તેમ તે કોસ્યા ગણિકા ગણિકા મટી—ગુણીયલ શ્રાવિકા બની.

વસંત, કોયલ, પંચમરાગ અને ચંદ્ર જેવા સુભટો છતાં, અને હરિ, શિવ, બ્રહ્મા આદિ કિંકરો છતાં કામદેવ એક મુનિથી હણાયો એ કેવી આશ્ચર્યજનક કથા છે ! હે રતિપતિ મદન ! આ સ્થૂળભદ્ર મુનિને તું કદાચ નંદિષેણ, રથનેમી, અને આર્દ્રકુમાર તુલ્ય ગણતો હોઇશ, પણ શું તને ખબર નથી કે એમણે તો શ્રી નેમિનાથ, શ્રી જંબુસ્વામી અને શ્રી સુદર્શન શેઠની પંક્તિમાં ચોથા થઇને તને રણક્ષેત્રને વિષે હણવાજ અવતાર લીધો છે ? વળી સરખામણી કરવા જતાં શ્રી નેમીનાથ કરતાં પણ શ્રી સ્થૂળભદ્ર ઉત્તમ વીર મનાય છે કારણ કે શ્રી નેમીનાથે તો ગિરનાર ઉપર ચઢીને મોહને જીત્યો હતો પરંતુ શ્રી સ્થૂળભદ્રજીએ તો મોહનાજ કિલ્લામાં પ્રવેશ કરીને તેને જીત્યો !

ચાતુર્માસ પુરૂં થયું અને શ્રી સ્થૂળભદ્ર તથા બીજા ત્રણે શિષ્યો ગુરૂ પાસે આવ્યા. ગુરૂએ ત્રણેને "તમે દુષ્કર કર્યું છે !" એવા શબ્દથી ધન્યવાદ આપ્યો પણ શ્રી સ્થૂળભદ્રને આવતા જોઇ આસનથી ઉઠી ગુરૂએ કહ્યું કે "અહો ! તમે અતિ દુષ્કર કર્યું છે !!"

ત્રણે શિષ્યોને ગુરુનો પક્ષપાત જણાયો. તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે "ષટ્રસ ભોજન ખાતાં છતાં વેશ્યાના ઘરમાં ચાતુર્માસ રહેનારા આ સ્થૂળભદ્ર સંસાર પક્ષે પ્રધાનપુત્ર હતા તેથી ગુરુજી તેમને વધારે માન આપે છે અને આપણે સિંહની ગુફા આદિ વિકટ સ્થળે અનેક પરિસહ સહન કરી કાયોત્સર્ગમાં ચાતુર્માસ ગુજાર્યું તોપણ ગુરુને કાંઈ હિસાબમાંએ નથી. માટે હવે આપણામાંના એકે હવેનું ચાતુર્માસ કોસ્યાને ઘેરજ કરવું." એમ નિશ્ચય કર્યા બાદ વખત જતાં, બીજા ચાતુર્માસના સમય પહેલાં ત્રણે શિષ્યોએ ગુરુને કહ્યું કે, "અમને આ ચાતુર્માસ કોસ્યાની ચિત્રશાળામાં કરવા દો." યોગ્યાયોગ્યતાના જાણકાર ગુરુએ કહ્યું કે, "સ્થૂળભદ્રે કર્યું તેવું કોઈ કરી શકે તેમ નથી. માટે તમે તેનો વાદ લેવો જવા દો. નહિ તો પૂર્વનું પુણ્ય પણ ખોઈ બેસશો."

છતાં ગુરુના નિષેધને નહિ માન્ય કરતાં ત્રણમાંનો એક શિષ્ય વેશ્યાના ઘેર ચાતુર્માસ રહેવા ગયો. ગણિકા સમજી કે મોટી શેખીથી મુનિ આવ્યા તો છે પણ ભાર ખોઈને જવાના છે. તેણે તેને ષટ્રસ ભોજન જમાડયાં પરંતુ રખેને તે પોતાનું વ્રત ચૂકે અને મને પણ દોષિત કરે એ ડરથી તેણે ઝાઝા શણગાર, હાવભાવ, દૃષ્ટિપ્રસાદ વગેરે કાંઈ કર્યું નહિ. તેમ છતાં નવયૌવનાની કુદરતી સુંદરતા અને તેટલો ટાંક પીછોડો કરવા છતાં વચ્ચે વચ્ચેથી ઝળકી ઉઠતી તે જોઈ મુનિ વિહ્વળ બની ગયા અને શરમ છોડીને અયોગ્ય માગણીઓ કરવા લાગ્યા. અગ્નિ કોને નથી બાળતી? લક્ષ્મી કોને મોહ નથી પમાડતી? વિધાતાને વશ કોણ થતું નથી? જ્યાં એ ત્રણે સંયોગ છે.

મુનિને વિષયાંધ બન્યા જોઈ ગણિકાએ કહ્યું કે "આમાં તો દ્રવ્ય જોઈએ." મુનિ બોલ્યાઃ "હાલ તે મારી પાસે નથી પણ પછીથી લાવી આપીશ." શ્રી સ્થૂળભદ્રના બોધથી શ્રાવિકા બનેલી

ગણિકાએ તેને પ્રતિબોધ પમાડવા અર્થે કહ્યું કે " હે મુનિ ! ભોગની ઇચ્છા હોય તો જાઓ **નેપાળ** દેશમાં, ત્યાંનો રાજા સાધુઓને લક્ષમૂલી રત્નકાંબળ આપે છે, તે લઇ આવીને તમારૂં ઇચ્છિત કરો."

**એકલો કામજ નહિ પણ ક્રોધ, લોભ, મોહ આદિ આઠે શત્રુઓનો સ્વભાવ છે કે જેમના ઉપર તે હુમલો કરે તેમને અગાઉથી અંધ બનાવી દે છે, કે જેથી તે ફાવી શકેજ નહિ.** તેવી રીતે આ મુનિ પણ કામથી અંધ બની ચોમાસાનો કાદવ કચરો ખુંદતાં એટલી દૂર ભૂમિએ ગયા અને રત્નકાંબળ લઇ પાછા ફર્યા. રસ્તામાં પલ્લિપતિનો પોપટ તેને જોઇને બોલ્યો કે " લક્ષ જાય છે! લક્ષ જાય છે ! ! " એ સાંભળીને પલ્લિપતિએ મુનિને પકડી લક્ષદામની કાંબળ લુટી લીધી. છતાં નાહિમ્મત નહિ થતાં રૂપ બદલી બીજીવાર **નેપાળ** જઇ પોકળ વાંસમાં રત્નકાંબળ ઘાલી સહિસલામત વેશ્યા પાસે આવ્યા. અહો ! **આવીજ દૃઢતા, આવીજ હિમ્મત તથા આવોજ રાગ ધર્મમાં હોય તો મોક્ષસુખ કેટલું બધું નજીક થઈ પડે?**

વેશ્યાએ તે ભેટ લઇને, સ્નાન કરી, તે વડે શરીર લુછી ખાળમાં ફેંકી દીધી. એ જોઇ આશ્ચર્ય પામેલા મુનિ બોલ્યા કે, " અહો કોશ્યા ! સુજ્ઞ છતાં, મહા મહેનતે મેળવેલી આ મહામુલી રત્નકાંબળ આમ ખાળમાં શા માટે ફેંકી દે છે?" કોશ્યા બોલી: **"અહો ઉત્તમ પ્રાણી ! સુજ્ઞ છતાં, અત્યંત મુશીબતે મેળવેલો આ માનવભવ-નિરોગી દેહ- ઉત્તમોત્તમ ધર્મ અને તેમાં વળી આ શ્રેષ્ઠ મુનિવ્રત આમ મારા જેવી જગત્‌ની ચાટ જેવી ખાળમાં ફેંકી દેવા શા માટે ઉત્સુક થયા છો ?** તમને જ્યારે એક લક્ષ મૂલ્યની પણ નાશવંત કાંબળ માટે આટલી દરકાર છે તો જેનું મૂલ્ય થઈ શકે નહિ તેવા અને નાશવંત સ્થિતિથી બચાવનારા આ મુનિવ્રતને કેમ તૃણવત્ ફેંકો છો ?"

ક્રામે હરી લીધેલાં ચક્ષુ એક ગણિકાએ ઉઘાડયાં અને મુનિ હવે પોતાનો મહા દોષ પ્રત્યક્ષ જોવા લાગ્યા. પછી તે ગણિકાને ખમાવી (ક્ષમા માગી) તેનો ઉપકાર માની ગુરૂ પાસે ગયા. અને પોતાનાં પાપો આળોવ્યાં.

મુનિ શ્રી **સ્થૂળભદ્રજી** ચૌદ પૂર્વના ધારણહાર થઈ, તપશ્ચર્યા કરતા અનેક ભવ્ય જીવોને પ્રતિબોધતા વિચરતા. તેમના સ્વર્ગવાસ પછી ચાર પૂર્વ વિચ્છેદ ગયાં.

આ વાર્તાનો ઉપદેશ સર્વ કોઇ સ્હેલાઇથી સમજી શકે તેમ છે. એમાં એક ખરેખરા શિયળવંત મહા પુરૂષનુ ચરિત્ર વર્ણવ્યુ છે. વળી આ વાત ઉપરથી એમ પણ સમજાય છે કે, સ્ત્રી અથવા પુરૂષના શિયળની પરીક્ષા ક્યારે થાય કે જ્યારે એકાંત મળવા છતાં તથા એક બાજનાં અંગોપાંગ નિરખવા છતાં તેમજ રૂપ, ગુણ, દ્રવ્ય, સત્તા આદિ હજારો લાલચો છતાં ચળિત થાય નહિ ત્યારે જ. કેટલાક વીર્યહિન હોવાથી, કેટલાક કુરૂપ હોવાથી, કેટલાક પ્રસગ નહિ મળવાથી, કેટલાક ઉપર જાપતો હોવાથી અને કેટલાક શરમાળ હોવાથી પરસ્ત્રી ભોગવી ન શકે તેથી તેઓ કાંઈ શિયળવંત કહેવાય નહિ. પણ જ્યારે ઉપર પ્રમાણે લાલચો છતાં વિષય જાળમાં ન લપટાય ત્યારે તેને ખરા શિયળવંત કહેવો. અને એવા પુરૂષનુંજ મુખવચન ફળે છે. નિર્ધન, ત્યાગી કહેવાય નહિ પણ જે છતાભોગ વૈભોગ છાડે તેજ ત્યાગી કહેવાય.

અગ્નિમાં પ્રવેશ કરવા છતાં જે દાઝયા નહિ. ખડગના ધાર ભાગને પામવા છતાં છેદાયા નહિ, કાળા સર્પના દરાણામાં સુવા છતાં ડંશ પામ્યા નહિ અને કાજળના ઘરમાં રહેવા છતાં જેનો લેશમાત્ર ડાઘ લાગ્યો નહિ એવા શ્રી **સ્થૂળભદ્રજી** સર્વને શિયળની દીપતા અને ધર્મથી શોભના બનાવો !

**દોહરો.**

**વેદ પઠન કવિ ચાતુરી, સઘળી વાતો સ્હેલ;**
**આભ ચઢન ઇંદ્રીદમન, કામજીતન મુશ્કેલ.**

# સત્ય બોલતાં સાચવવાનો વિવેક.



ભરતક્ષેત્રના રાજપુર નગરમાં હંસરાજા રાજ્ય કરતો હતો. તે મૃષાવાદ વિરમણ વ્રતનો જબરો આરાધક હતો. એનું આખું ચરિત્ર આપવા માટે નહિ, પણ તેનું સત્ય કેવા પ્રકારનું હતું તે જણાવવા અર્થે, એક પ્રસંગનો ઇતિહાસ અત્રે આપીશુ.

એકદા, જંગલમાં ફરતાં હંસરાજાની દૃષ્ટિએ એક મૃગ પડયો. થોડી વાર પછી તીરકામઠા સહિત દોડતો એક ભિલ્લ તેની પાસે આવીને પૂછવા લાગ્યો કે, "આ રસ્તે મૃગ નાઠો છે તે મારો ભક્ષ છે, માટે તે ક્યાં ગયો તે મને કહે."

રાજાએ વિચાર્યું કે, જો હું સત્ય કહીશ તો મૃગનો વધ થશે અને અસત્ય કહીશ તો વ્રતનો ભંગ થશે. માટે તેણે બુદ્ધિબળ વાપરીને કહ્યુ કે, "ભાઈ! તું મને પૂછે છે તો હું કહુ છું કે, માર્ગમા ભુલો પડવાથી હુ અહીં આવી ચડયો છું." ભિલ્લ કહે, "અરે! હું તને તે પૂછતો નથી. હુ તો એમ જાણવા માગુ છું કે, મૃગ ક્યાં ગયો?" રાજાએ ફરીથી કહ્યું; "બંધુ! મારૂ નામ હંસ છે." ભિલ્લે કહ્યું: "પણ તને નામ કોણ પૂછે છે? બોલ કે મૃગ કઇ દિશામાં નાઠો?" રાજાએ કહ્યુ: "મારૂં ઘર રાજપુરમાં છે."

ભિલ્લ ગુસ્સે થઇને બોલ્યો: "અરે મૂર્ખ! જે પૂછું છું તે બોલની?" ફરી રાજાએ કહ્યું: "જો તું મારૂં કુળ પૂછતો હોય તો હું ક્ષત્રિય છું." ભિલ્લ કહે: "શું તું બહેરો છે!" રાજા કહે: "તું જે માર્ગે જવાનું કહીશ તે માર્ગે જઈશ."

હવે ભિલ્લ સમજ્યો કે આ કોઇ બહેરો હશે; તેથી તેને મુકીને ચાલ્યો ગયો.

રાજા આગળ ચાલ્યો ત્યાં તેમણે એક મુનિને જોયા. તેમને વંદન કરી આગળ ચાલવું શરૂ કર્યું. એવામાં લાલ નેત્રવાળા બે ભિલ્લો તેને મળ્યા, તેમણે તેને કહ્યું કે, "હે મુસાફર! આ વનમાં એક મલ્લપતિ રહે છે તે ઘણે દિવસે ચોરી માટે પ્રયાણ કરતો હતો તેવામાં એક સાધુએ સામા આવીને અપશુકન કર્યા, તેથી તેને મારવા તે મલ્લપતિએ અમને મોકલ્યા છે. માટે તે મુંડી કઈ દિશામાં ગયો તે અમને કહે."

અહીં પણ રાજાને વિચારવા જેવી વાત થઇ પડી. તેણે કહ્યું: "તમે શું કહો છો?" ભિલ્લોએ કહ્યું: "સાંભળ, તે સાધુ તારી આગળ થઇને ક્યાં ગયો? તે અમને કહે એટલે અમે તેનો વધ કરીએ." રાજા કહે: "અરે ભિલ્લો! જે *જુએ છે તે બોલતાં નથી અને જે †બોલે છે તે જોતી નથી." ભિલ્લો કહે: "અમે તો એમ પૂછીએ છીએ કે, તે સાધુ ક્યાં ગયો?" ફરીથી રાજાએ તેજ ઉત્તર આપ્યો કે, "જે જુએ છે તે બોલતાં નથી અને જે બોલે છે તે જોતી નથી."

ભિલ્લો તેને ગાંડો સમજી રસ્તે પડયા. રાજા પણ ચાલ્યો. મધ્યા સમયે એક વૃક્ષ તળે બેસી તેણે પ્રતિક્રમણ કીધું. હવે એજ વૃક્ષ ઉપર કેટલાક લુંટારાઓ સંતાઇને વાતો કરતા હતા કે, "આ જગાએ સમૃદ્ધિવાળો સંઘ આવશે, તેમાંના કેટલાકનો જીવ લઇને બીજાને નસાડી મુકવા અને સર્વ ધન આપણે લઈ લેવું."

રાજા પ્રતિક્રમણ કરી રહ્યો એટલામાં કેટલાક સુભટો હથીઆર સહિત તથા દીવીવાળા માણસોને લઇને ત્યાં આવી તેને પૂછવા લાગ્યા કે, "આર્ય! તેં કોઇ પણ ચોરને આ રસ્તે જોયા? તેઓ એક સંઘને લુંટનારા સંભળાય છે અને તેમને પકડી મારવા માટે રિપુમર્દન રાજાએ અમને મોકલ્યા છે."

* બે નેત્રો † જીભ

અહીં પણ રાજા વિચારમાં પડયો. જો તે ખરૂ કહે છે તો પંચેન્દ્રિય જીવોની હિંસાનો દોષ વ્હોરે છે અને ખોટું કહે છે તો વ્રત ભંગ થવા ઉપરાંત પૂજ્ય સંઘના વિનાશના કારણરૂપ બને છે. તેથી તેણે કહ્યું: "સુભટો! મેં ચોરોને દૃષ્ટિથી જોયા નથી. પરંતુ તમારે સંઘની પાસે જવા વિલંબ કરવો યોગ્ય નથી. તમે ત્યાં જઇ સંઘનું રક્ષણ કરો, તે ચોરો પણ ત્યાં આવશે. તમે જલદી જઈ પહોંચશો તો તમને મહા પુણ્ય થશે." સુભટોએ તેમ કર્યું. તેઓ ચાલ્યા.

પેલા લુંટારા વૃક્ષોમાંથી ઉતરી રાજાના પગે પડયા "અહો પવિત્ર પુરૂષ! અમારી વાત સાંભળવા છતાં અમારા પ્રાણ બચાવવા ખાતર તમે તે ચાહન નહિ કરી, વળી જૂઠું પણ ન બોલ્યા એ તમારી દયા, સત્યતા અને બુદ્ધિની અવધિ છે. પ્રાણદાતા! અમે જીંદગી પર્યંત તમારા આભારી રહીશું." એમ કહી તેઓ રસ્તે પડયા.

પાછળથી તુરતમાંજ કેટલાક ઘોડેસ્વારોએ આવીને રાજાને પૂછયું કે "હે પથિક! અમારા રાજા દંડીગે **રાજપુર** નગર જીતી લેવાથી ત્યાંનો રાજા **હંસ** નાશી ગયો છે, તેને મારવા અમને મોકલ્યા છે. માટે તે રાજા તારા જોવામાં હોય તો કહે."

રાજાએ વિચાર્યું કે "પોતાના પ્રાણ માટે કોણ મૃષાવાદ બોલે? ભલે મારૂં જીવિત નાશ પામે! પણ હું મૃષા ભાષણ નહિ કરૂં." એમ વિચારી તેણે ઉત્તર આપ્યો: "હે સુભટો! હું પોતેજ **હંસ** રાજા છું." એમ કહી પોતે નમોકાર મંત્રનું સ્મરણ કરી સ્થિર થઇ ઉભો.

વ્રતમાં સ્થિરતા અને નમોકાર મંત્રના ધ્યાનમાં સ્થિરતા (અર્થાત્ રમણતા) એમાં એવી સત્તા છે કે તે ન કરે તેટલું થોડું. દેવદુંદુભિના શબ્દસહિત પુષ્પવૃષ્ટિ થઇ અને આકાશવાણી થઇ કે, "હે સત્યવાદી રાજા! તું જય પામ! જય પામ!"

આગળ પાછળની વાત વિસ્તારી કહેવા સાથે આપણને કામ નથી. ટુંકામાં કહી લેવા દો કે, તેને દૈવ સહાયથી રાજ્યવૈભવ પાછાં મળ્યાં અને સુખરૂપ જીંદગી ગુજારી, છેવટે ઉત્તમ ગતિ પામ્યો.

સત્યનો વિજયજ છે. પણ સત્ય બોલવામાં પણ બુદ્ધિ વાપરવાની જરૂર છે.. વેદમાં પણ કહ્યું છે કે. " **સત્યં બ્રુહિ, પ્રિયં બ્રુહિ.** "

**દોહરો.**

**સત્ય વચન વદતાં થકાં, જીવહિંસા જો થાય;**
**મૌન રહેવું, કે બોલવું-વિવેકની લૈ સ્હાય.**

---

## વ્રત ખંડિત નહિ કરવાનું ફળ.




**સંતપુર** નગરથી વિહાર કરીને કેટલાએક સાધુઓ બીજે ગામ જતા હતા. રસ્તામાં એક વૃદ્ધ સાધુ પાછળ રહેવાથી ભુલા પડયા અને એક ભયંકર વનમાં જઇ ચઢયા. આ વખતે ચૈત્ર માસનો દિવસ અને ખરો મધ્યાન્હકાળ હોવાથી ભૂખ, તરસ અને તાપથી આકુળવ્યાકુળ થઇને વૃદ્ધ મુનિ વૃક્ષની છાયાએ આરામ લેવા બેઠા. ત્યાં એક **દેવદત્ત** નામના કઠિયારાને લાકડાં કાપતો જોઇ કહેવા લાગ્યા કે, " હે ભાઇ! મને તરસ ઘણી લાગેલી છે પણ ટાઢું પાણી અમારાથી પીવાય નહિ માટે જો તારી પાસે છાશ હોય તો તે તું મને વહોરાવ. કઠિયારે ખુશીથી છાશ અને કડકો રોટલો સાધુને વહોરાવ્યાં. સાધુએ એકાંત જગોમાં બેસી આહાર પાણી કરી ભૂખ તરસનો પરિસહ દૂર કીધો. પછી કઠિયારાને થોડે છેટે સુધી રસ્તો બતાવવાને સાથે લીધો. કઠિયારો સાધુને સીધે રસ્તે ચઢાવી પાછો વળતો હતો તે વખતે તેને સાધુએ

કહ્યું કે, "હે દેવદત્ત કઠિયારા! તેં મને આહાર પાણીથી સંતોષી ભયંકર અટવીમાંથી બહાર નીકળવાને સીધો રસ્તો બતાવ્યો તો હું પણ તને આ સંસાર રૂપી ભયંકર અટવીથી બહાર નીકળવાને સીધો રસ્તો બતાવું તે તું ગ્રહણ કરીશ ?"

કઠિઆરો—હા બાપજી, આપ જેમ કહેશો તે પ્રમાણે કરવા હું કબૂલ છું.

સાધુ—'દર પૂર્ણિમાના દિવસે શિયળ પાળવું.' એવું વ્રત અંગિકાર કરાવું તે તું કર.

કઠિયારો—બાપજી, હું જન્મથી કુંવારો છું. વળી ગરીબ હાલતનો હોવાથી મને સ્ત્રી મળી શકે તેમ નથી તો મને જીવું ત્યાં સુધી એ વ્રત અંગિકાર કરાવો.

સાધુ—તારાથી જીંદગી પર્યંત એ વ્રત પળી શકે નહિ, પણ માત્ર એક પૂર્ણિમાના દિવસે પાળવું એવાં પચખાણ (પ્રત્યાખ્યાન) કરાવું છું તે તું બરાબર પાળજે.

કઠિયારો—બહુ સારૂં બાપજી, હું તે બરાબર પાળીશ. એમ કહી વ્રત અંગિકાર કર્યું.

સાધુજી, કઠિયારાને વ્રત અંગિકાર કરાવી ચાલતા થયા અને કઠિયારો પોતે કાપેલાં લાકડાના ઢગલા પાસે આવ્યો.

અનુક્રમે કેટલાએક દિવસ વ્યતીત થયા પછી **દેવદત્ત** કઠિયારો એક દિવસ **વસંતપુર** નગરના વિષે લાકડાં વેચવા ગયો, ત્યાં **કામલત્તા** નામની એક મહારૂપવંત ગણિકાને જોઇને મોહિત થયો અને તેનાથી વિષય ભોગવવાની ઇચ્છાએ એક પુરૂષને પૂછવા લાગ્યો કે—"હે ભાઈ! આ ગણિકા, વિષય ભોગના કેટલા દામ લેતી હશે ?" આ વચન સાંભળી પેલો પુરૂષ તેને હાસ્ય અને ધિક્કારના વચને કહેવા લાગ્યો કે, 'હે મૂર્ખ' તને શેર ધાન્ય ખાવા તો મળતું નથી જ્યાં

અમૃત ફળની ઈચ્છા કરે છે તે શા કામની છે? તેની સરત એક સોના મહોરની છે, તે તારી આખી જીંદગીમાં પણ તને ક્યાંથી મળવાની હતી? ત્યારે તું આવી ખોટી ઈચ્છા શા માટે કરે છે?'

કઠિયારો, ઉપરનાં વચન સાંભળી બોલ્યા ચાલ્યા વગર નીચા મોંઢે ત્યાંથી ચાલતો થયો, પણ તેના હૃદયમાં કામદેવનું કારી બાણ વાગ્યુ તેથી વિષય ભોગવવાની ઈચ્છાને તદ્દન આધીન થઈ ગયો. તેણે તે દિવસથી એવો નિયમ લીધો કે, લાકડાં વેચતાં જે કાંઇ મળે તેમાંથી અર્ધા દામ કોરે મુકી બાકીના વડે પોતાનું ગુજરાન ચલાવવું.

નિયમ પ્રમાણે દરરોજ થોડુ થોડુ બચાવતાં બે ચાર વરસે રૂ. ૧૫ ) ના પૈસા ભેગા કર્યા, તે લેઇ એક દિવસ કોઇ શાહુકારને ત્યાં વટાવી તેની એક મહોર લેઇ રાત્રિના સમયે પેલી કામલત્તા ગણિકાના ઘેર ગયો અને તેને મહોર આપી પોતાની ઇચ્છા જણાવી. ગણિકા, કઠિયારાને માન્યપૂર્વક યોગ્ય આસને બેસાડી સ્નાન કરી વસ્ત્રાલંકાર પહેરી ઘરના આગલા ભાગની અગાશી ઉપર આવી, ત્યાં પૂર્ણિમાના ચંદ્રનો સંપૂર્ણ પ્રકાશ અને ચંદની રાત ખીલેલી જોઇ પોતાની દાસીને કહેવા લાગી કે—" હે દાસી, આ પૂર્ણિમાની રાત્રિ કેવી ખીલી રહી છે?"

દાસી અને ગણિકાને સરદપુનમની રાત્રિની શોભાનું વર્ણન કરતાં સાંભળી કઠિયારાને સ્વપ્નવત્ પોતાએ લીધેલા પૂર્ણિમાના વ્રતની સ્મૃતિ થઇ આવી. એટલે તરતજ પેલાં બન્નેની સરત ચૂકાવી ગુપ્ત રીતે ત્યાંથી પલાયન કરી ગયો. રસ્તામાં ચાલતાં વિચારવા લાગ્યો કે, 'સારૂં થયું કે મેં દાસી અને ગણિકાના મુખની વાત સાંભળી, નહિ તો આજે મારૂં માથા સાટે લીધેલું પૂર્ણિમાનું વ્રત ખંડિત થાત. એમ વિચાર કરતો ઘેર આવ્યો.

હવે અહીં ગણિકા, કઠિયારાની વાટ જોતી બેઠી છે પણ તે મોડી રાત સુધી આવ્યો નહિ, તેથી દાસીને ખોળવા મોકલી, પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ. તેથી વિસ્મય પામી વિચારવા લાગી કે–"એ માણસ પૈસા પહેલા આપીને કેમ ચાલતો થયો હશે? શુ તે મારી પરીક્ષા કે ચર્ચા જોવા આવ્યો હશે અગર કાંઈ ચોરી જવા આવ્યો હશે?" એમ ભિન્ન ભિન્ન વિચારમાં આખી રાત્રિ તેને ઉંઘ આવી નહિ. બીજે દિવસે સવારમાં ગણિકા પંડે કઠિયારાનો શોધ કરવા નીકળી, તો એક શાહુકારને ઘેર તેને લાકડાં કાપતાં જોયો. એટલે વિસ્મય પામી તેના હાથ ઝાલી પોતાના ઘર તરફ ખેંચવા મંડી. કઠિયારો કહે, "કેમ બાઈ, મને શા માટે ખેંચે છે? મેં તારો કાંઇ ગુન્હો કીધો નથી. પણ ઉલટું મારી મહોર તારી પાસે રહી છે. મેં તારૂ કાંઇ લીધું હોય તો કહે?"

ગણિકા, કઠિયારાને સમજાવીને પોતાને ઘેર તેડી ગઇ અને તેને રાત્રે નાશી જવાનુ કારણ પૂછ્યું, તો તેણે પોતાએ લીધેલું પૂર્ણિમાનું વ્રત ભંગ થવાનું જણાવ્યુ. આ વાત સાંભળી ગણિકા વિસ્મય પામી વિચારવા લાગી કે–"ભલા ભગવન્! આવો સત્યવંત અને અડગ પુરૂષ આવી ગરીબ હાલતમાં પણ છે ખરો! જેણે સખત મજુરી કરી અર્ધ ભૂખ વેઠી લાંબી મુદત સુધી સંગ્રહ કરેલુ દ્રવ્ય, મને આપી કામ ભોગની ઇચ્છા પરિપૂર્ણ કરવાનુ ધારેલું; તે ઇચ્છા, વ્રત ખંડિત થવાના કારણથી પૂર્ણ નહિ કરતાં અને મહા કષ્ટે બચાવેલા પૈસાની પણ દરકાર નહિ રાખતાં એકદમ કામભોગની ઇચ્છાને દબાવી દેઈ ઘેર ચાલતો થયો એ કેવું અદ્‌ભૂત કાર્ય! માટે મારે આ પુરૂષથીજ ઘર માંડીને રહેવું એ સારૂ છે. મારી પાસે દ્રવ્ય પુષ્કળ છે તો હવે અન્ય પુરૂષોથી શા માટે એ દુષ્કૃત્ય કરવું જોઇએ?" એમ વિચારી એ કઠિયારાને પોતાની તમામ મિલ્કત સોંપી તેની અર્ધાંગના (સ્ત્રી) થઇ રહી.

એક દિવસ કઠિયારાને ભાન થઇ આવ્યું કે, “ ધન્ય છે ! આ વ્રત અખંડિતના મહિમાને ! મને માત્ર એકજ વ્રત પાળવાથી આટલો બધો લાભ મળ્યો તો બીજાં વ્રત પાળવાથી કેટલો બધો લાભ મળવાનો ? એમ વિચારી પોતે તથા ગણિકાએ શ્રાવકનાં બાર વ્રત અંગિકાર કીધાં.

**દોહરો.**

**ત્રિયોગે કરી પાળવું, વ્રત ખાંડાની ધાર;**
**કષ્ટ પડયે નવી ભાગતાં, મહાન ફળ મળનાર.**

## મોટાનું મન મોટું !




રત રાજાએ સર્વ ભૂમિ વશ કરી ત્યારે તેના મંત્રીએ તેને કહ્યું કે, “ તમે સમજતા હશો કે હું અજિત છું; પણ બળિષ્ટ બંધુ **બાહુબળ**જીને જીત્યા નથી ત્યાં સુધી તમારી જીત અપૂર્ણજ ગણાશે.” આથી ઉશ્કેરાઇને **ભ**રત ચક્રવર્તીએ **બાહુબળ**ને ત્યાં દૂત મોકલ્યો. દૂતે બાહુબળ પાસે પોતાના નાથનું સામર્થ્ય કહ્યું અને વળી કહ્યું કે, “ એવા સમર્થ રાજનની આણ માન્યા સિવાય તમારો છુટકો નથી.” **બાહુબળે** અપમાન ભર્યા હાસ્ય સાથે બેદરકારીથી જવાબ વાળ્યો કે, “ હું તે બળિષ્ટના બળની કસોટી કરવા માગું છું. માટે જા ત્હેને કહે કે યુદ્ધ કરવા કાલે આવના હોય તો રગ-ખુંજ આવે ! ”

દૂતે પોતાના પતિને સંદેશો કહ્યો કે લાગલીજ રણસંગ્રામની તૈયારીઓ થવા લાગી. ૮૪ લાખ હાથી, તેટલાજ ઘોડા, તેટલાજ રથ, તેટલાજ નિશાન ડંકા ઉપરાંત ૯૬ કરોડ પાયદળ: એવા મહાન

સૈન્ય સહિત **ભરત** ચક્રવર્તી, **બાહુબળ**જીના બહોળા દેશની સીમમાં આવી પહોંચ્યા. **બાહુબળ**જીને ત્રણ લાખ તો પુત્રજ હતા, તો પછી બીજા સૈન્યનુ તો પૂછવુંજ શું ? આ બે મહાસૈન્યોનું યુદ્ધ બાર વરસ સુધી ચાલવા છતાં ફતેહે કોઇનો પક્ષ કીધો નહિ, ત્યારે સુધર્મેન્દ્ર દેવ આવીને બોલ્યા કે, " નાહક અસંખ્ય યોદ્ધાઓનાં લોહી વહેવડાવવા કરતાં તમે બે રાજન્ જો દ્વંદ્વ યુદ્ધ કરો તો ટંટાનું પરિણામ જલદી આવશે." એ સાંભળી બંને શૂરાઓ તે સલાહ કબુલ કરી દ્વંદ્વ યુદ્ધ માટે સજ્જ થયા.

આ દ્વંદ્વ યુદ્ધનું પરિણામ પાંચ કસોટીઓ ઉપર હતું. પ્રથમ દૃષ્ટિ યુદ્ધ, પછી વચન યુદ્ધ, પછી બાહુ યુદ્ધ, પછી મૂષ્ટિ યુદ્ધ અને છેવટે દંડ–યુદ્ધ : એ પાંચ કસોટીઓમાંથી બંને બાંધવોને પસાર થવાનું હતું.

પ્રથમ કસોટી માટે તૈયાર થયેલા **ભરત**રાજે નજર તાકી તો થોડી વારમાં આંખો અશ્રુમય થઈ રહી. પછી તેમણે સિંહનાદ કીધો, કે જેને **બાહુબળ**ના ખેડાનાદે ઢાંકી દીધો. **ભરત**જીએ હાથ લંબાવ્યો તેને **બાહુબળે** તુરત વાળી નાખ્યો. ચોથી કસોટી માટે જ્યારે **ભરતે** બંધુના માથામાં મુઠી મારી ત્યારે તે જાંગ સુધી જમીનમાં ઉતરી ગયા, **બાહુબળે** તેવીજ રીતે મુઠી મારીને તેમને કંઠ સુધી જમીનમાં ઉતારી દીધા. પછી **ભરતે** દંડ વતી **બાહુબળ**નો મુગટ ભાગ્યો એટલે **બાહુબળે** પોતાના દંડથી તેમના બખ્તરના ટુકડે ટુકડા કીધા. તે વારે લડાઇના માક્ષીભૂત દેવોએ ત્યાં આગળ **બાહુબળ**ની જીતનો પોકાર કીધો અને તેના ઉપર ફુલની વૃષ્ટિ કરી.

પતિપક્ષીનું આટલુ બધુ માન અને પોતાનું આવું સજ્જડ અપમાન સહન નહિ થવાથી **ભરત**રાયે ઉત્કેરાઇને બંધુને હણવા તેના ભણી ચક્ર મૂક્યું; પરંતુ તે ચક્ર ઘરની પ્રદક્ષિણા કરીને પાછું પોતાની પાસે

આવ્યુ. આ ઉદ્ધત કામથી ચીડાઈ **બાહુબળે ભરતને** ચકચુર કરવા જોરથી મુઠી ઉગામી.

કથાનું ખરૂં રહસ્ય તો અહીંજ રહેલું છે. આ વાર્ત્તામાં જો કાંઈ પણ રસ હોય, કાંઈ પણ શિખામણ લેવા જેવું હોય તો તે માત્ર આ બનાવજ છે, તે એ કે **ભરતને** ચકચુર કરવા ઉગામેલી મુઠીનુ જોર **બાહુબળે** પોતાનાજ શિરના કેશ ઉપર અજમાવ્યું ! ઉત્તમ અને સુજ્ઞ **બાહુબળે** વિચાર કર્યો કે, " શુ શક્તિનો આવો ખોટા ઉપયોગ કરવો ? પોતાનાજ ભાઇને મારવો ? શું પોતાનાજ ઘરમાં અશુચી ( અપવિત્રતા ) કરવી ? " વળી વિચાર થયો કે, " ત્યારે શું મારી ઉગામેલી મુઠી પાછી પણ ફરે ? " એમ, ' મોંમાં છછુંદર પકડેલા સાપ'ની સ્થિતિ પામેલા પુણ્યવંત **બાહુબળે** તેજ મુઠીથી પોતાના કેશનો લોચ કીધો–સંયમ ગ્રહણ કીધો ! આહાહા ! મહાન્ પુરૂષો કેવા ઉદાર દીલના હોય છે ! જેવા તેઓ બાંધવામાં શરા હોય છે તેવાજ છોડવામાં પણ હોય છે.

શરમિંદા થયેલા **ભરતેશ્વર** કાલાવાલા કરવા લાગ્યા કે, " હે બંધુ, મારો આટલો અપરાધ ખમો ! હુ ઓછો ( ઓછી બુદ્ધિવાળો ) અને છિછાંછળો છું અને તમે તો મહાસાગર જેવા મોટા દીલના છો. મેં પાપીએ ૯૮ બંધવનાં રાજ્યો પચાવ્યાં, તોપણ તૃપ્ત નહિ થતાં નવાણુંમા ભાઈ તમને પણ લુટવા અને છેવટે તેમાં નહિ ફાવતાં અન્યાયથી મારવા તત્પર થયો, માટે મને તથા મારા આ અનંત લોભને ધિક્કાર હો ! હવે મારૂં આ સર્વ રાજ્ય તમે સુખેથી ભોગવો ! " આટલું કહેવા છતાં પણ **બાહુબળજી** સંસાર સાગરમાં પાછા ફરવા નહિ લલચાતાં સંયમ લઇ, ખાંડાની ધાર પેઠે તે પાળી, કેવલજ્ઞાન પામી મોક્ષે પહોંચ્યા.

કોઇ કોળી-નાળી જેવું શરીર-બળ મેળવીને, કોઇ ધન સંપાદન કરીને, કોઇ વિદ્યા કે સત્તા પામીને પોતાનાજ સ્વજનો (જ્ઞાતિજનો, સ્વધર્મીઓ, સ્વદેશીઓ કે કુટુંબીઓ) ઉપર પોતાનું સામર્થ્ય અજમાવવા તૈયાર થાય છે, તેવા લોકોએ આ મહા બળિષ્ટ, ઋદ્ધિ-સ્મૃદ્ધિવંત અને સમર્થ છતાં સુજ્ઞ તથા ક્ષમાગુણી પુરૂષનું દૃષ્ટાંત યાદ રાખવું અને મનમાં ચોક્કસ સમજવું કે ઉત્તમ પુરૂષો ખોટા બનાવોને પણ પોતાના લાભમાંજ લાવે છે અને હલકા માણસો ઉત્તમ તકોને પણ પોતાના ગેરલાભમાંજ દોરે છે.

**દોહરો.**

**મન મોટું છે જેહનું, તે જન મોટા હોય;**
**ક્ષમાગુણ ને નમ્રતા, સદાય તેમાં જોય.**

---

## "કશાથી ડરો તે પહેલાં વણઝારાની વાત યાદ કરજો!"

---



એક વિકટ વેરાનમાં જુદી જુદી જાતનાં જાનવર વસતાં હતાં. તે બધાનો રાજા સિંહ તથા તેની સિંહણ, જંગલમાંનાં બધાં પ્રાણી કરતાં જોરાવર ગણાતાં હતાં તેઓ બાદશાહી અને પ્રૌઢ સત્તા ભોગવતાં હતાં.

એકદા ઉનાળાના બપોર વખતે, આ સિંહ ઘણો તરસ્યો થવાથી, સિંહણને કહીને નદી તરફ નીકળી પડ્યો. તે નીકળ્યો ત્યારે સૂર્ય પણ તેના જેટલાજ જોરમાં હતો. પરંતુ રસ્તામાં મળતા ઘોડા, હાથી, વાઘ વગેરેની સલામ તથા ગાય, ભેંસ, બકરાં, ઘેટાં વગેરેના પ્રણામ તથા કુતરા, બિલાડી, ઉંદર, કીડી વગેરેના સાષ્ટાંગ દંડવત સ્વિકારતાં સ્વિકારતાં જવાનું હોવાથી, .જ્યારે તે નદી કીનારે

પહોચ્યો ત્યારે સૂર્ય મોટી થાળી જેવડો બની પ્રકાશિત રંગનાં વાદળાંમાં સંતાકુકડી રમવા લાગ્યો હતો.

એજ વખતે પાસેના ગામડામાંથી એક ડોશી પાણી ભરવા આવી. સંધ્યાસમય નજીક આવવાથી તે બિચારી ડોશીથી બરાબર દેખી શકાતું નહોતું, તેથી એક બે વાર પડી જતાં જતાં રહી ગઈ. છેક અંધારૂ થઈ જવાની બીકથી ડોશી પાણી ભરીને જરા ઉતાવળે પગે ચાલવા ગઇ, પણ ઘરડપણને લીધે પગમાં જોર નહિ હોવાથી તે પડી ગઇ અને બેડુ ફુટી ગયું. બાપડીને જરા વાગ્યુ પણ હશે; તો પણ વધારે અંધારૂં થઇ જશે તો વધારે હેરાન થવું પડશે, એવા ડરથી તે બિચારી ઉઠીને ઝટ રસ્તે પડી. જતાં જતાં બોલી કે " રાતની ફોજ સામટી ચડી આવે છે; માટે જો જલદીથી નહિ નાસું તો મારી જઇશ. સિંહ કરતાંય એનું બળ ઘણું છે. માટે એનાથી તો તોબા !"

પાણી પીને પાછાં ફરતાં સિંહે આ શબ્દો સાંભળ્યા. અને તે વિચારવા લાગ્યો કે " મારા કરતાં પણ જોરાવર દુસ્મનની ફોજ અહીં આવે છે એમ ડોશી કહે છે તે ખરૂ હશે? મારા કરતાં પણ જોરાવર? પણ ના, ઘરડાં માણસ અનુભવી હોય છે માટે એમનું કહેવું ખરૂ હોવું જોઇએ. ડોશીનું ઘર તો નજીકમાં હશે માટે તે તો **રાતની ફોજ** આવી પહોંચ્યા પહેલાં ઘર ભેગી થઈ જશે. પણ મારૂં રહેઠાણ તો અહીથી ઘણું દૂર છે માટે ત્યા પહોંચતા પહેલાં કદાચ **રાતની ફોજ** રસ્તામાંજ મળે તો મારાં સોએ વરસ પૂરાં કરે એમાં કાંઈ શક? અહીં ઝાડી પણ ઠીક જણાય છે. લાવ તેની પાછળ સંતાઈ રહું તે ફોજ છુપાયા પછીજ નીકળવું સહી સલામત છે."

ત્યારે આ તરફ વનનો રાજા ઝાડી વચ્ચે સંતાઇ ગયો ત્યારે આખા જગતનો રાજા (સૂર્ય) પણ વાદળમાં પૂરેપૂરો સંતાયો. ધરતીએ અંધાર પછેડો ઓઢયો. અંકુરા રંગિન બનેલી. વનરાજની વસ્તીનો

કોલાહોલ તે અંધાર પછેડાને છાજે તેવોજ હતો. એવામાં એક વણઝારો ખચ્ચરો ઉપર અનાજ લાધીને વેચવા સારૂ પોતાના માણસો સહિત નજીકના ગામમાં આવતો હતો તે ગામના દરવાજા બંધ થઇ જવાથી, અહીં નદી કીનારે ઉતર્યો. પોઠો બધી નીચે ઉતારી એટલે ખચ્ચરો આડા અવળા ભટકવા લાગ્યા. વણઝારાના માણસો લાકડાં સળગાવીને તાપવા લાગ્યા. કોઇ રાગોટા તાણવા લાગ્યા. ખચ્ચરો ખુખારવા લાગ્યા. એમ ચોતરફની ગરબડ તથા અંધારા વચ્ચે રહી રહીને ઝબકતા ભડકા જોઇને સંતાયલો સિંહ ખરેખર આ સર્વ " **રાતની ફોજનું** ધાંધળ " કલ્પીને ડરવા લાગ્યો. તે મનમાં બોલી પણ ગયો કે " ખરેખર આજ મારૂં આવી બન્યું છે. ડોશીનું કહેવુ યથાર્થ છે. આમાંથી બચું તો હું કેવો ભાગ્યશાળી ! "

પ્રાતઃકાળ થવાની ઘણી વાર હતી એટલામાં તો વણઝારાએ પોતાના બધા માણસોને જગાડયા. નજીક આવેલું લાભનું સ્થળ જોઇ તે ધીરજ, ઉંઘ અને હરકોઈ પ્રકારનો ( **રાતની ફોજ**નો પણ ! ) ડર ખોઈ બેઠો હતો. આડાઅવળા વેરાઈ ગએલા ખચ્ચરોને એકઠા કરી તેમના ઉપર ગુણો લાધી. એક ખચ્ચર બીજાથી જાદું પડી ગયેલું તે, મગરનો ભોગ થઈ પડેલું તેની કોઇને ખબર નહિ. તેની શોધમાં ફરતાં વણઝારાએ ઝાડીમાં જરા ખડબડાટ સાંભળ્યો. તદન અંધારૂ હોવા છતાં **રાતની ફોજ**થી પણ નિડર વણઝારાએ ઝાડીમાં જવાની હિમ્મત ધરી. પોતાની નજીક આવતાં પગલાંનો અવાજ સાંભળીને સિંહ તો ધ્રુજવા અને થરથરવા લાગ્યો. જે ચોઘડીઆમાં તે સિંહણથી જૂદો પડયો હશે તે ચોઘડીઆને ગાળો દેવા લાગ્યો. દૈવ ઉપર શ્રાપ વરસાવવા લાગ્યો. અને જ્યારે ભવિષ્યના નફાના કેફથી નિડર અને નિઃસંશય બનેલા વણઝારાએ તેને કાન પકડી બીજાં ખચ્ચરો પાસે લાવી તેના ઉપર ભારે પોઠ લાધી ત્યારે તે રાંક કાંઇ બબડી પણ શક્યો નહિ.

વણઝારા તથા તેના કાફલાએ કુચ શરૂ કરી. સેંકડો પોઠીઆ વચ્ચે આ નવા કુળવાન પોઠીઓ પણ રાંક પોઠીઆની પેઠે નીચે માથે અને મુંગે મુખે પોઠ ઉચકીને, પોઠીઆનાં પગલાં ભરતાં શીખવા લાગ્યો.

હવે સિંહણે વિચાર કર્યો કે પાણી પીને આવતાં સિંહને આટલી બધી વાર કદી લાગી નથી. માટે નક્કી તેને માથે કાંઇ આફત આવી પડી હોવી જોઇએ. એમ વિચારી સિંહની શોધમાં પતિવ્રતા નીકળી પડી. પતિ–ભક્તિ તથા શૌર્ય માટે સિંહણજાત સુપ્રસિદ્ધ છે. નદી કીનારે આવીને જોતાં કોઇ જગાએ સિંહ દેખાયો નહિ. તોપણ તેનુ પ્રેમાળ મન, સ્નેહીનાં પગલાં તરત ઓળખી શક્યુ. એ પગલાં પાછળ કુચ શરૂ કરી. કેટલેક દૂર ગયા પછી એક મોટી ફોજ જતી જોઇ. તે વચ્ચે પોતાના–સઘળા પશુના–આખા વનના પતિને પીઠ ઉપર બોજા સહિત ચુપકીથી ચાલતાં જોયો. પોતાની આંખનો વિશ્વાસ પણ તે ખોવા લાગી. આશ્ચર્ય અને ક્રોધથી તે બોલી: " મારે તે મારી આંખને માનવી કે મારા પતિ–સ્વભાવ જાણનારા મનને? આ નિર્ભય, નિડર, પ્રબળ પશુ–પતિ, આ સિંહણનો સ્વામી તેને આ તુચ્છ પ્રજા વચ્ચે મુંગે મુખે ગુલામી ? "

સિંહે માથું ઉંચું કર્યા સિવાયજ ધીમે સાદે ઉત્તર વાળ્યો કે "તારા શક્તિ વિનાના ક્રોધથી કાંઇ વળે તેમ નથી. આપણા બે જેવા હજારો કરતાં પણ જબરી એવી આ **રાતની ફોજ** હમણાં તારા ઉપર તૂટી પડશે. માટે, તને કદાચ વહાલું ન હોય તોપણ આપણાં બચ્ચાંની ખાતર રસ્તે પડ." પતિ ઉપર ગુસ્સે થયેલી આ અન્યાય અને પોતાના કુદરતી સ્વભાવથી ઉશ્કેરાયેલી સિંહણ આ શબ્દો ઉપર કાંઇ ધ્યાન નહિ આપતાં એક મોટી ગર્જના સહિત કાફલા ઉપર તૂટી પડી. ચારે પાસથી જમીન બધી ધ્રુજી ઉઠી. ઝાડ કંપવા લાગ્યાં. પ્રાણી

માત્ર ત્રાસ પામ્યાં. પોઠીઆ સર્વે જીવ લઇને નાઠા. એકાદ બે બિચારા ત્યાંજ 'જીવીઆએ વવરોવીઆ' (પ્રાણરહિત) થઇ ગયા. વણઝારાના માણસમાંના કેટલાકે બીકથી પ્રાણ છોડયા, કેટલાક દોડતા પોઠીઆ તળે ચગદાઇ મુઆ, અને વણઝારો પોતે તથા મુઠીભર બીજા માણસો સહીસલામત નાશી છૂટયા.

સિંહણે બીજી ફાળ ભરી. પણ તે ક્રોધની નહોતી. તે માત્ર પ્રેમની હતી. તે પોતાના પતિને વીંટળાઇ વળી. શરમાઇ ગયેલો સિંહ ઉચું જોઇજ શક્યો નહિ. સિંહણે તેને બોલાવીને શરમ દૂર કરવા પૃછ્યું : "પ્રાણનાથ ! આપ સર્વે પશુના પ્રભુ કહેવાઓ છો છતાં આ કમજોર પોઠીઆથી ડર્યા એ શું ? એક તલભાર બોજો કદી ઉપાડયો નથી એવા મહાન્ છો છતાં ભારે પોઠ ઉચકી એ શું ? તમારી અગ્નિ જેવી આંખો અને દબદબાવાળો દેખાવ, મનુષ્ય જેવા પ્રાણીને પણ દૂરથીજ મુતરાવી નાખવા બસ છે, તો પછી આજ ગરીબ બકરી જેવા થઈ ગયા એ શું ? કહો ન કહો પણ આ વાતમાં કાંઇક ઉંડો ભેદ છે ખરો." સિંહે બધી વાત કહી સંભળાવી એટલે તે પાછી બોલી : "આપનો જાતિ સ્વભાવ ભૂલાવનાર એક ડરજ છે એ હું હવે સમજી. ડર ખરેખર સૌથી જોરાવર છે એમાં કાંઇ શક નથી. પણ સિંહને ડર શો ? મહારાજાને બીક શાની ? સિંહણના સુત અને સિંહણના પતિને ભય શો ? હવે પછી, **કશાથી ડરો તે પહેલાં વણઝારાની વાત યાદ કરજો.**"

આ સિંહ અને સિંહણ પછી ઘણાં વરસ ભેગાં રહ્યાં અને સુખી થયાં. પણ વાંચનાર ! એવા કેટલા સિંહ ડરતા ફરે છે તે તું જાણે છે ? તું એક બીકણ સિંહ છે; હું પણ તેવોજ છુ; મારી તારી આસપાસનાં ઘણાંખરાં મનુષ્યો પણ તેવાંજ છે. મારી વાતના સિંહની બીક સાંભળીને તું તેની મશ્કરી કરે, અગર એવી અસંભવિત વાત

લખનારની અજ્ઞાનતા ઉપર હસે, તે પહેલાં મારે તને કહેવું જોઇએ કે તે સિંહની બીક તો દૂર થઈ અને તે સિંહણની, સ્હાયથી નિડર—નિશ્ચય એવો તેનો જાતિસ્વભાવ પાછો વળ્યો પણ ખરો. પરંતુ ગરીબ બિચારો તારો આત્મા અને ગરીબ બિચારો મારો આત્મા! તે પોતાના નિડર–નિશ્ચય સ્વભાવે ક્યારે આવશે તે તો કૈવલ્યજ્ઞાની પ્રભુજ જાણે! તારી અને મારી શોધમાં આપણી સિંહણો ( સુમતિ ) ક્યારે નીકળી પડશે, આપણાં પગલાં ક્યારે શોધી કાઢશે, આપણા ઉપર વધારે સત્તાના, લાલચુ, ઘાતકી અને વગર જોરે જોરાવર મનાતા વણઝારાને (વિકારને) ક્યારે હંકાવશે અને આપણને આપણી તથા આપણા શત્રુની શક્તિની સરખામણી કરી બતાવી આપણા જાતિસ્વભાવે ક્યારે લાવશે તેની તને કે મને કલ્પના પણ નથી.

મનુષ્ય સ્વભાવ ( જેને સિંહની ઉપમા આપી તે ) નિર્ભય, નિડર, નિશ્ચળ અને પવિત્ર છે. દુષ્ટ વિકારોએ આપણને ડરાવ્યા છે. આપણા ઉપર પ્રવૃત્તિની પોટ લાદી છે. બીજાઓને તેનાથી ડરતાં તથા તેના ડરની વાત કરતાં જોઇ આપણે એક વાર ડરી જઇ, રાંક મુખે અને ધ્રુજતે શરીરે તે ઉચકીએ છીએ. ઉંચું માથું કરી શકતા નથી એવા નિર્બળ, બીકણ, વીર્યહીન થઇ ગયા છીએ. એ વિકારોની તાબેદારીની બેડીનો સહવાસ પડી જવાથી શુદ્ધ અને ઉચ્ચ વિચારો કલ્પનામાં પણ આવતા નથી.

એ દુષ્ટ વિકારોથી ડરવાની “ના” કહેવાની, અથવા તેમનો હુકમ કે ફોસલામણી થતાં તે પ્રમાણે વર્ત્તવાની “ના” કહેવાની હિમ્મત ઘણી મુસ્કેલ છે. મોટાં છટાદાર ભાષણો આપવાના કામ કરતાં એક ટુંકો ને ટચ શબ્દ “ના” યોગ્ય વખતે કહેવો ઘણો મુશ્કેલ છે.

તો પણ, મનુષ્ય–સ્વભાવને તે શક્તિ વારસામાં મળેલી છે. મનુષ્ય અદ્ભુત કાર્ય કરી શકે છે. ક્ષણવારમાં ત્રિલોકમાં ફરી વળે છે. ટુંકમાં

રહે કે મ્હેં સાંભળ્યા પણ ન હોય એવા ચમત્કાર કરવાની મનુષ્ય-સ્વભાવમાં શક્તિ છે. પરંતુ તે શક્તિ આપણા શત્રુના ડરથી આપણે પોતેજ ખોઇ બેઠા છીએ. પછી આપણા ડરનો લાભ લઈ તે શત્રુઓએ આપણને છેકજ ગુલામ બનાવી દીધા છે. આ બોલ જેવા કેટલાક પ્રાસંગિક બોલ સિંહણના શબ્દ પેઠે ઉશ્કેરે છે. પણ મારી વાતની સિંહણના જોર જેટલું આ બોલનું જોર નહિ હોવાથી આપણે કાયમ પોઠીઆજ બન્યા રહીએ છીએ. આપણ દરેક સિંહરૂપી મનુષ્યની દૂર પડેલી સિંહણો આપણને શોધી કાઢો અને આપણો ડર દૂર કરાવી, આપણા જાતિ-સ્વભાવે પાછા લાવો. એજ શ્રી પંચપરમેષ્ટી પાસે પ્રાર્થના !

☞ પણ હવે પછી કશાથી ડરો તે પહેલાં વણઝારાની વાત યાદ કરજો !

દોહરો

**સિંહરૂપી આ જીવને, ડર અતિ દુષ્ટવિકાર;**
**ડરશે ફરશે પોઠમાં, ભાર લઈ વણઝાર.**

---

## બૂરી દાનતનું બૂરૂં ફળ.

---




ળવા દેશના ધારાનગરમાં રાજા ભોજ રાજ્ય કરતો હતો. ત્યાં મોતીચંદ કરીને એક વાણિયો સરાફની નામાંકિત દુકાન ચલાવતો હતો.

આ વાણિયો મારવાડથી વખાનો માર્યો ગુજરાન અર્થે ચાલી આવ્યો હતો. તે આવ્યો ત્યારે તેના અંગ ઉપર ફાટયાં તૂટયાં પૂરાં લુગડાંએ નહોતાં અને ખાવાને પૂરૂં ધાન્ય પણ મળતું નહોતું. હાલમાં તો તેના અંગ ઉપર કીમતી ઘરેણાં અને ઉંચો પોશાક શોભી રહ્યો હતો.

મારવાડથી આવતાં વાંત તે એક સરાફની દુકાનમાં માત્ર ખાવું પીવું ને લૂગડાં સાટે ગુમાસ્તો રહ્યો હતો. તે સાફ દાનત અને ચાલાકી બતાવી થોડે થોડે વધી, મોટા પગારની મુનીમગીરી ઉપર રહ્યો અને થોડે થોડે પૈસાનો સંગ્રહ કરી, હમણાં તે ૫-૭ ગુમાસ્તાઓ રાખી, સરાફની આગવી દુકાન કાઢી બેઠો હતો.

મોતીચંદ પાસે ઝાઝાં નાણાંનો બચાવ થયો નહોતો, પણ તેની ઈજ્જત વધવાથી લોકો તેને ત્યાં થોડા દરથી રૂપીઆ વ્યાજે મૂકવા આવતા હતા. અને તે જમા માંડેલા રૂપિયા તેનો માલીક માગે કે તરત તેને ઘેર પહોંચડાવતો હતો. આથી તે " મોતીચંદ વહેવારીઓ " એવા નામથી આખા નગરમાં પ્રસિદ્ધ થયો હતો. અને આથી તેને ત્યાં કેટલીક અનામત થાપણો પણ મૂકવામાં આવતી હતી. આવી રીતે તે માત્ર શાખથી પારકે રૂપીએ લાખો રૂપીઆનો વેપાર ચલાવતો હતો. અને ઘણા રૂપીઆ પેદા કરેલો હતો. કહેવત છે કે-" નામીચો વાણિયો રળીખાય અને નામીચો ચોર માર્યો જાય."

આ નગરમાં ગંગારામ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો; તેની પાસે દસબાર હજાર રૂપિયા રોકડા હતા. પણ તેને કાંઇ સંતાન નહોતું. માત્ર સ્ત્રી પુરૂષ બેજ હતાં. તેઓ વૃદ્ધાવસ્થાએ આવી પહોંચવાથી બચાવેલા રૂપીઆ જાત્રાઓ કરી પુણ્ય માર્ગે વાપરી દેવા. એવો તેઓએ સંકલ્પ કરેલો હતો.

એક દિવસે ગંગારામે જાત્રાએ જવા સારૂ ત્યાં વાપરવા જેટલા રૂપીઆ રાખી, બાકીના રૂપીઆની ૫૦૦) સોની મોહોરો ખરીદી. અને તે એક મજબુત ખાદીની કોથળીમાં ભરી, મજબુત શીવી, શીલ સિક્કો કરી, તે અનામત મૂકવા સારૂ પેલા "મોતીચંદ વહેવારીઆ"ની દુકાને ગયો અને ત્યાં જઈ આશિર્વાદ દેઇ બોલ્યો કે-" શેઠ સાહેબ, મારે જાત્રાએ જવું છે માટે મહેરબાની કરી આ મારી કોથળી આપને ત્યાં અનામત રાખશો તો આપનો હું મોટો આભાર માનીશ.

**મોતીચંદ**—ના, મહારાજ! એ કામ મારાથી નહિ બને. હું આપની પાસે માફ માગું છું. જો તમારે સો બસેં રૂપીઆનો ખપ હોય તો નામે મંડાવી લેઈ જાઓ; તેનું તમારી પાસેથી વ્યાજ નહિ લેઉં પણ એ થાપણ રાખવાનું કામ મારાથી નહિ બને. કારણ કે વખતે જળજોખમ થાય તો તમને જવાબ દેવો પડે. માટે બીજે ઠેકાણે મૂકો. મને આવી બાબતમાં શરમાવશો નહિ.

**ગંગારામ**—જળજોખમ થશે તો મારા માથે; તમારે લેવા દેવા નહિ. મને બીજા કોઇનો વિશ્વાસ આવતો નથી અને જો વિશ્વાસ-હોય તો રૂપિઆ વ્યાજે મૂકું નહિ? માટે મહેરબાની રાહે આટલી મારી થાપણ રાખો. આપને રાખ્યા સિવાય છૂટકો નથી. હું જાત્રાએથી બહુ તો ચાર મહીને પાછો આવીશ. અને આવીશ એટલે તરત કોથળી લેઈ જઈશ. માટે મહેરબાની કરી આટલી મારી માગણી કબુલ કરો અને મને ખુશી કરો.

**મોતીચંદ**—હશે, લાવો ત્યારે. તમારો બહુ આગ્રહ છે તો તમારી કોથળી સંઘરૂં છું. પણ તમે ત્યાં "ઝાઝું ટકશો નહિ અને આવો ત્યારે તરત કોથળી લેઇ જજો." એમ કહી કંદોરેથી પટારાની કુંચી છોડીને બોલ્યો કે—"લ્યો આ કુંચી. પટારામાં તમારા હાથેજ મૂકો. અને કોથળી ઉપર તમારો શીલ સિક્કો કરજો કે બદલાય નહિ. અને જ્યારે આવો ત્યારે પટારામાંથી તમારા હાથેજ લેઈ લેજો."

ગંગારામે કુંચી લેઈ પટારો ઉઘાડી માહે કોથળી મૂકી. અને પાછો પટારો બંધ કરી, તાળું અટકાવી, કુંચી મોતીચંદને આપી, પોતાને ઘેર આવ્યો. અને બીજે દિવસે સર્વ સામગ્રી લેઇ બંને સ્ત્રી પુરૂષ જાત્રાએ ઉપડી ગયાં. આ વાત અહીંથી રહી. હવે પેલી કોથળીની હકીકત સાંભળો:—

કોથળી દેખીનેજ તરત મોતીચંદનું મન ચળ્યું હતું. તેણે વિચાર્યું કે—આ "ન માખિયું મધ" છે. કારણ કે તે જાતે બ્રાહ્મણ છે એટલે

મને શુ કરનાર છે ? વળી આ વાતનો કોઇ સાક્ષી નથી તેમ મે તેને કાંઇ દસ્તાવેજ કરી આપ્યો નથી. તેમ તેણે પણ મને નાણું ગણી આપ્યું નથી. માટે લાગ સારો છે. ઘેર બેઠાં લક્ષ્મી ચાલી ચાલી આવી છે, ત્યારે તેને પાછી શુ કરવા જવા દેવી જોઇએ ? એમ વિચારી પટારો ઉઘાડી અંદરથી કોથળી બહાર કાઢી; તો તેને માલૂમ પડયું કે, અંદર સોના મોહોરો છે, તેથી તેનું મન વધારે લલચાયું. અને નરતજ કોથળીની નીચે એક કાણું (માત્ર સોના મોહોરો નીકળે એવડું પાડી, શીલ સિક્કાને અડચણ ન થાય તેવી રીતે અંદરથી મોહોરો કાઢી લીધી, અને તેને બદલે અંદર મોહોરો જેવા ગોળ અને તેટલા વજનના ૫૦૦) લોઢાના કડકા ઘાલી દીધા. પછી તૈયબઅલ્લી કરીને તેજ નગરમાં એક હોશીઆર લૂગડાં તૂનનાર રહેતો હતો. તેને બોલાવી રૂ ૨૦) આપવાના કરી, પેલું કાણું તૂનાવી લેવરાવ્યું. તૂનગરે એવું કામ કર્યુ કે કોથળીમાં કયે ઠેકાણે કાણું પાડયું હતું તે નિહાળીને જોતાં પણ જણાય નહિ. પછી તેણે કોથળી, પટારામાં જે ઠેકાણે ગંગારામે મૂકેલી હતી તે ઠેકાણ મૂકી, પટારો બંધ કરી, તાળું અટકાવી દીધુ. આ વાત અંહીથી રહી. હવ પેલા ગંગારામ બ્રાહ્મણની હકીકત સાંભળો:—

ગંગારામ તથા તેની સ્ત્રી કાશી, પ્રયાગ અને ગયાજી વગેરે ધામોની જાત્રાઓ કરી, ત્યાં બે હજાર રૂપીઆ વાપરી, ફરતાં ફરતાં છ મહીને ઘેર આવ્યાં. અને અંહી પણ પોતાની નાત તથા સાધુસંત જમાડી બે ત્રણ હજાર રૂપીઆ વાપરી દીધા.

પછી કેટલાક દિવસે સીધુ સામાનના પૈસા આપવા સારૂ કોથળી લેવા ગંગારામ પેલા મોતીચંદની દુકાને ગયો. અને આશિર્વાદ દેઈ કોથળી માગી.

મોતીચંદે તરતજ કંદોરેથી કુંચી છોડીને કહ્યું કે—લ્યો આ કુંચી. તેનાથી પટારો ઉઘાડી તમે જ્યાં કોથળી મૂકી હોય ત્યાંથી લ્યો.

**ગંગારામે** પટારો ઉઘાડી કોથળી લેઈ, પટારો બંધ કરી તાળું અટકાવી, કુંચી મોતીચંદને આપી, પોતાને ઘેર જવા માંડયું. એટલે—

**મોતીચંદ**—ગંગારામ મહારાજ, ઉભા રહો. તમારી કોથળી શીલ સિક્કા સહિત તપાસી લ્યો. અમે તો તમારી કોથળી નજરે પણ જોઇ નથી, તેમ અંદર શું છે તે પણ જાણતા નથી, તેમ તમને પૂછ્યું પણ નથી. પટારામાં કોથળી તમારા હાથે મૂકી હતી અને લીધી પણ તમારા હાથે, તોપણ અમારી ફરજ છે કે—બે માણસ સમક્ષ તમારી કોથળી શીલસિક્કા સહિત તમને પાછી સોંપવી. એમ કહી નીચે પ્રમાણે દસ્તાવેજ ગુમાસ્તા પાસે લખાવી તૈયાર કરાવ્યોઃ—

" મોતીચંદ વહેવારીઆને ત્યાં અનામત મૂકેલી કોથળી શીલ-સિક્કા સહિત અસલ સ્થિતિ મુજબ આજરોજ મેં તપાસી પાછી લીધી છે. "

સદરહુ દસ્તાવેજ **ગંગારામને** વાંચી સંભળાવી તેમાં તેની સહી લીધી અને બે આબરૂદાર સદ્‌ગૃહસ્થોને બોલાવી, તેઓની સમક્ષ શીલ-સિક્કો બતાવી, કોથળી ગંગારામને પાછી સોંપી. અને દસ્તાવેજમાં પેલા સદ્‌ગૃહસ્થોની સાહીઓ કરાવી. કહ્યું છે કે—

## દોહરો.

**ધૂર્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;**
**ખારાં પાણી નિર્મળાં, (એ) ત્રણે વાનાં અખજ્જ. ૧**

બિચારો ગંગારામ આ કપટમાં કાંઈ જાણતો નથી. તે તો કોથળી ઉપરનો પોતાનો કરેલો સિક્કો તથા શીલ અસલ મુજબ જોઈ, તથા વજનમાં પણ ફેરફાર નહિ તેથી કોથળીની અંદરનું નાણું છે એમ ધારી, હર્ષ સહિત કોથળી લેઈ ઘેર ગયો અને કોથળી પટારામાં મૂકી.

બીજે દિવસે પટારામાંથી કોથળી કાઢી શીલ તોડી અંદરથી સોનૈયા કાઢવા જાય છે તો સોનૈયાના જેવા આકારના લોઢાના ટુકડા

નીકળ્યા. આ જોઈ ગંગારામ એકદમ બેશુદ્ધ થઈ ભોંય પડયો. જાણે ખોળિયામાંથી શ્વાસ અને પ્રાણ ઉડી ગયા હોય નહિ! ઘણી વારે તેની સ્ત્રીએ તેને પાણી પાઈ સાવધ કર્યો એટલે ધ્રુશકે ને ધ્રુશકે છાતીફાટ રૂદન કરવા લાગ્યો. ( અરેરે! બિચારે ભૂખ, તરસ અને કષ્ટ વેઠી મહા મહા મહેનતે દમડી દમડી ભેગી કરી બચાવેલો સંગ્રહ, એકદમ આ પ્રમાણે ગેબ થઈ ગયો તેથી તેને કેટલું બધું દુઃખ ઉત્પન્ન થયું હશે ? ) કેટલીક વાર સુધી રૂદન કર્યા પછી તેની સ્ત્રીએ દિલાસો આપી છાનો રાખ્યો.

ગગારામને હવ હર્ષમાં શોક અને રંગમાં ભંગ આવી પડયો. તે વારંવાર નિસાસા નાખ્યાં કરે; અને આખો દિવસ શોકસિંધુમાં ડૂબેલો રહે ને ઘરમાંથી બહાર નીકળે નહિ. તેને દ્રવ્ય ગયા કરતાં દેવાદારને ( સીધુ સામાનવાળાને ) શું આપવું તેની ફીકર વધારે થઈ, તેના મુખનુ નૂર બળી ગયું ને શુષ્ક બની ગયો. એ પ્રમાણે ૫-૭ દિવસ સુધી ઘરમાં પડી રહ્યો. પછી વિચાર કરી પેલા મોતીચંદશેઠની દુકાને જઈ કહેવા લાગ્યો કે,-શેઠ સાહેબ, હું આપને એક વાત કહેવા આવ્યો છું તે સાંભળો તો મોટી મહેરબાની.

**મોતીચંદ**—( મોટા સાદથી ) શું છે, મહારાજ! તમારી કોથળી તો તમને શીલબંધ પાછી સોંપેલી છે, તો હવે તમારે શું કહેવાનું છે ? કોઇને ગળેબળે પડવું છે કે શું ?

**ગંગારામ**—( દયામણે મોંઢે બે હાથ જોડી હળવેથી ) શેઠ સાહેબ, આપે મને કોથળી શીલબંધ પાછી સોંપી છે, તે વાતની હું કાંઈ ના કહેતો નથી પણ મારાં કર્મ ફૂટી ગયેલાં તેથી " સોનાની મોહોરોને બદલે સોટાના ટુકડા થઈ ગયા." આટલુંજ હું આપને કહેવા આવ્યો છું. બીજુ મારે કાંઇ કહેવા જેવું નથી. પણ જો પરમેશ્વર આપના હૃદયમાં ઉતરે અને મારા ઉપર કૃપાદષ્ટિ કરાવે તો મારે

ઇજ્જત રહે, નહિ તો મોં દેખાડવા વખત નથી. એટલું બોલતાં બોલતાંમાં મોતીચંદ એકદમ વાઘની પેઠે તાડુકીને બોલી ઉઠ્યો કે,–"જા જા લુચ્ચા બ્રાહ્મણ ! ! કોઇને ગળે પડવા આવ્યો છે ! ! મેં બ્રાહ્મણ જાણી કોથળી સંઘરી ત્યારે ઉલટો આળ નાંખવા આવ્યો છે ! જો, આ દસ્તાવેજમાં તારી સહી અને બે સાક્ષીઓ. જો હવે કાંઇ બોલીશ તો લાત ખાઇશ ! ! !"

એમ કહી મોતીચદે પેલા બે સાક્ષી ગૃહસ્થોને બોલાવ્યા. તેઓએ પણ ગંગારામને ઠપકો દેઇ કહ્યું કે, "મહારાજ ! તમને અમારી રૂબરૂ કોથળી શીલસિક્કા સહિત પાછી સોંપી છે, તો હવે તમારે કાંઈ કહેવા જેવું નથી. અને હવે જો કાંઇ બોલશો તો આબરૂ ખોશો."

આથી ગંગારામ બિચારો શીઆવીઆ થઇ ગયો અને કાંઈ બોલી શક્યો નહિ. આ તો "મુંગાને સ્વપ્ન ભયા સમજ સમજ પસ્તાય" એ પ્રમાણે થયુ. પોતાના મનની વાત મનમાં ને મનમાં રહી, ને વીલા મોંઢે ઘેર આવ્યો.

થોડા દિવસ પછી વિચાર કરી તેણે રાજા ભોજને નીચેની મતલબની ફરિયાદ આપી:—

"ખુદાવિંદ સાહેબ, આજથી નવ–દસ મહિના ઉપર હું એક કોથળીમાં ૫૦૦) સોનામોહોરો મારા હાથે ભરી, તેને શીવી, શીલસિક્કો કરી, મોતીચંદ વહેવારીઆને ત્યાં અનામત મૂકી જાત્રાએ ગયો હતો. ત્યાંથી આવી કોથળી મેં શીલસિક્કો તપાસી પાછી લીધી અને ઘેર જઇ તોડી તો માંહેથી મોહોરો જેવા લોઢાના ૫૦૦) ટુકડા નીકળ્યા. મોહોરો કોથળીમાંથી શી રીતે ગઇ તે હું કહી શકું નહિ પણ મોતીચંદને ત્યાં કોથળી મૂક્યા પછી ગઇ એ હું ખાત્રીથી કહું છું. માટે મારી ૫૦૦) સોનામોહોરો પાછી અપાવો. આ વાતનો મારો કોઈ સાક્ષી નથી."

ભોજરાજાને આવી મતલબની ફરીઆદ વાંચી આશ્ચર્ય લાગ્યુ. અને ફરીઆદીનો કોઈ સાક્ષી નહિ છતાં પોતે પરદુઃખભંજન અને ન્યાયી છે માટે તે નજીવી નહિ ગણતાં તે ઉપર લક્ષ આપ્યુ.

પ્રથમ ફરીયાદીને તપાસ્યો તે એવી રીતે કે–તેની પાસે આટલું દ્રવ્ય હતું કે નહિ? આટલું બધું દ્રવ્ય એકી વખતે જવાથી તે ચિંતાતુર છે કે નહિ? ત્યાર પછી ખાલી કોથળી તપાસી તે એવી રીતે કે તેમાં ૫૦૦) સોનામોહોરો માય છે કે નહિ? તથા કેવી રીતે સીવેલી અને કેવી રીતે શીલસિક્કો કરેલો હતો. વગેરે બાબતોની તજવીજ કરતાં માલૂમ પડયું કે, ફરિયાદીનું દ્રવ્ય ગયું તે વાત સાચી છે. પણ તે કોણે લીધું અને શીલસિક્કો થયા પછી લીધું કે પહેલાં તે વાત તપાસવાની છે. વળી ફરીઆદીનો કોઈ સાક્ષી નથી તો આ ફરિયાદની મારે બારીકીથી વધારે મહેનત લેઈ ખાનગી તપાસ કરવી જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી મોતીચંદને સમન્સ કરી બોલાવ્યો ને તેને કહ્યું કે–મોતીચંદ, આ ગંગારામ બ્રાહ્મણે તમારા ઉપર ૫૦૦) સોનામોહોરો ચોર્યાની ફરિયાદ કરી છે તો તમારે આ બાબતમાં શું કહેવાનુ છે?

**મોતીચંદ**—ગરીબપરવર, હું એની કોથળી રાખતો નહોતો પણ તેનો બહુ આગ્રહ હોવાથી મેં રાખી તો ઉલટા " ગુણના ભાર્યે દોષ " એ કહેવત મુજબ મારા ગળે પડે છે. કોથળી મારા પટારામાં એના હાથે મૂકી અને લીધી પણ એના હાથે. એની કોથળી અસલ સ્થિતિમાં શીલસિક્કા સહિત બે આબરૂદાર સદ્‌ગૃહસ્થોની રૂબરૂ પાછી સોંપી છે. જુઓ સાહેબ, આ એના હાથની સહી અને બે સાક્ષીઓની અંદર સહીઓ. હવે કાંઈ કહેવા જેવું છે? હું લાખો રૂપીઆનો વેપાર કરૂં છું અને આ પ્રમાણે કરતો હોઉં તો મારી ' વહેવારીઆ ' ની પડેલી છાપ તરત ભુંસાઇ જાય.

**રાજા**—મોતીચંદ, તમે તમારી વાણીઆવિદ્યા જવા દો, અને ખરી હકીકત કહો. સાચું બોલશો તો થોડી માફી મળશે અને જૂઠું બોલશો તો વધારે ગુન્હેગાર થશો.

**મોતીચંદ**—ગરીબપરવર, હું તો આ વાતમા કાંઇ જાણતો નથી. મારે તો ફક્ત એજ કહેવાનું છે.

ભોજરાજાએ ગુન્હો નહિ પકડાયાથી ફરિયાદ ખાનગી તપાસ માટે મુલ્તવી રાખી અને ગંગારામ તથા મોતીચંદને રજા આપી. અને કહ્યું કે બોલાવીએ ત્યારે હાજર થજો.

હવે પરદુઃખભંજન ભોજરાજાએ આ ગુન્હા માટે ઘણી કાળજી રાખવા માંડી. રાત્રે પોતે નગરચર્યા જોવા નીકળે ત્યારે પણ આ લોકોના ઘર આગળ તપાસ કરે પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. એમ કરતાં કરતાં બે ત્રણ મહિના વહી ગયા ત્યારે નીચે પ્રમાણે કામ કરવાને મઝી આવ્યુઃ—

કચેરીમાં રાજસભા બેસવા માટે ઉચી જાતનો કીમતી ગાલીચો પાથરવામાં આવતો હતો. તેમાં રાજ્યાશન આગળ રાજાએ એક દિવસ ગમ્મત વતી કોઇ દેખે નહિ તેવી રીતે રૂપીઆ જેવડું ગોળ કાણું પાડ્યું. તે કચેરી બરખાસ્ત થયા પછી સાંજે રાજસભાની હજુરમાં રહેનાર સિપાઇની નજરે પડ્યુ. એટલે તે ડર્યો કે આ કાણું કોઈ હરામખોરે પાડ્યુ હશે, તે જો કાલે રાજા દેખશે તો મને નોકરીપરથી રજા આપશે. એમ ધારી પેલા તંબુનાથી તુનનારને બોલાવી રૂ. ૪૦) આપવાના કરી રાતોરાત તે કાણું તુનાવી લેવરાવ્યું. તે એવી રીતે કે, કોઇને ખબર ન પડે કે આ ઠેકાણે કાણું પાડેલું હતું.

બીજે દિવસે સવારમાં કચેરી ભરાઈ તે વખતે ભોજરાજાએ જોયું, પાડેલું કાણું જોયું તો મળે નહિ. તેથી આખા ગાલીચામાં નિશાની નિશાની જોયું તો પણ કાણું જડ્યું નહિ; તેથી પહેરાવાળા

સિપાઇને બોલાવી પૂછ્યું કે,—આ ગાલીચો કાલે પાથર્યો હતો તેજ કે બીજો ?

**સિપાઈ**—ના સાહેબ, એનો એજ.

**રાજા**—ત્યારે એ ગાલીચામાં મેં કાલે ચપ્પુવતી કાણું પાડ્યું હતું તે જોવામાં આવતું નથી. તેનું શું કારણ ?

**સિપાઇ**—સાહેબ, મેં ધાર્યું કે એ કાણું કોઇ પરભાર્યા માણસે પાડ્યુ હશે. અને મારા પહેરામાં આ પ્રમાણે બન્યું તો રાજાજી કાલે મને નોકરી ઉપરથી રજા આપશે, એમ ધારી મેં રૂ. ૪૦ ) આપીને એ કાણું તૂનાવી લેવરાવ્યુ છે.

આથી રાજાએ તૂનેલી જગો નિહાળીને જોવા માંડી તો જડી નહિ. તેથી તેમને આશ્ચર્ય સાથે ખુશી ઉત્પન્ન થઇ કે મારા રાજ્યમાં આવા હુનરી વસે છે ખરા. વળી આથી પેલી કોથળીના ગુન્હાનો તપાસ કરવાને ખરૂ કારણ મળી આવ્યુ. તેમણે વિચાર્યું કે, પેલા બ્રાહ્મણની કોથળીની નીચે મોતીચંદે કાણું પાડી મોહોરો કાઢી લેઇ લોઢાના કકડા ભરી આ તૂનનાર પાસે તૂનાવી લેવરાવ્યું હોય તો તેમ બને ખરૂં. આ પ્રમાણે વિચારી પેલા તૂનનારને બોલાવી પૂછ્યુ કે, આ ગાલીચાનું કાણું તમે તૂન્યું કે ?

**તૈયબઅલ્લી**—જી હા, ગરીબપરવર.

**રાજા**—( તેને પાસે બોલાવીને કોઈ સાંભળે નહિ તેવી રીતે ) ત્યારે આજથી આસરે બારેક મહીના ઉપર તમે મોતીચંદ વહેવારીઆને [illegible] કોથળી તૂની આપી હતી કે નહિ ? અને તેમાં શું ભર્યું હતું તે સાહે- સાચું કહો. સાચું કહેશો તો તમારા હીમતનું [illegible] જૂઠું કહેશો તો ગુનેહગાર ઠરી શિક્ષાને પાત્ર થશો.

**તૈયબઅલ્લી**—જી, હા. મેં એક શેઠના [illegible] કોથળી તૂની આપી હતી. અને તેમાં લોઢાના ઘણા ટુકડા [illegible].

**રાજા**—(કોથળી હાથમાં લેઇને) જુઓ, આ કોથળી હોય કે નહિ?

**તૈયબઅલ્લી**—જી હા, એજ કોથળી.

આ પછી તૈયબઅલ્લીને ગુપ્ત ઠેકાણે બેસારી, પેલા મોતીચંદને બોલાવવા સારૂ સિપાઇને મોકલ્યો.

મોતીચંદ આવ્યો એટલે રાજા કહે છેઃ "મોતીચંદ, તમે પેલા બ્રાહ્મણની મોહોરોનું શું કર્યું?"

**મોતીચંદ**—ગરીબપરવર, હું એ વાતમાં કાંઈ જાણતો નથી. તેમ છતાં આપને જો મારો દંડ લેવો હોય તો ભલે.

**રાજા**—ઠીક, ત્યારે. વારૂ, તમે તૈયબઅલ્લી તૂનનારને ઓળખો છો કે?

**મોતીચંદ**—જી, હા. આપણા નગરમાં રહે છે તેથી ઓળખું છું.

**રાજા**—તમે કોઈ દિવસ એની પાસે કાંઈ તૂનાવેલુ ખરૂં કે?

**મોતીચંદ**—(જરા ગભરાઇને) ના સાહેબ.

**રાજા**—ઠીક ત્યારે, બેસો. એમ કહી પેલા તૈયબઅલ્લીને બહાર બોલાવીને મોતીચંદને કહે છે કે, જુઓ, આ તૈયબઅલ્લી કે? (પેલી કોથળી હાથમાં લેઇને) તેની પાસે તમે આ કોથળી તૂનાવેલી કે નહિ?

મોતીચંદ, તૈયબઅલ્લીને તથા કોથળીને જોઈ કાળોભંઠ થઈ ગયો. અને નીચું જોઈ કાંઈ જવાબ દીધો નહિ.

**રાજા**—મોતીચંદ, આ તૈયબઅલ્લીના કહેવાથી જણાય છે કે, તમે ગંગારામ બ્રાહ્મણની અનામત મૂકેલી કોથળીમાંથી તળીએ કાણું પાડી સોનામોહોરો કાઢી લેઈ, તેને બદલે લોઢાના ટુકડા ભરી, આ તૈયબઅલ્લીની પાસે કાણું રૂ. ૨૦) આપી તુની લેવરાવ્યું છે. માટે ગુન્હો કબુલ કરો છો કે ઇનકાર જાઓ છો?

**મોતીચંદ**—(એકદમ ગાભરો બની રોવા મંડી જાય છે અને બે હાથે હાથ જોડી દયામણે મોઢે) ગરીબપરવર, હું ભુલ્યો. મારી ભુલ માફ કરો.

**રાજા**—( એક સિપાઇને ) તમે આ મોતીચંદ સાથે જઈ એની દુકાનેથી ૫૦૦ ) સોનામોહોરો લેઇ આવો.

સીપાઈએ મોતીચંદને સાથે લેઈ જઇ એની દુકાનમાંથી ૫૦૦ ) સોનામોહોરો લાવી રાજાને સોંપી. રાજાએ તે મોહોરો પેલા ગંગા-રામ બ્રાહ્મણને બોલાવીને આપી. વાહ! ન્યાય તે આનું નામ જ. મોહોરો લેઈ ગંગારામ ખુશી થતો ઘેર ગયો. પેલા તૈયબઅલ્લી તૂનનારને પણ રાજાએ શીરપાવ આપ્યો. હવે પેલા મોતીચંદની શી અવસ્થા થઈ તે સાંભળો:—

મોતીચંદને રાજાએ કેદ કર્યો અને તરતજ એની દુકાન તથા ઘર ઉપર જપ્તી બેસારી. ગુમાસ્તાઓને પગાર ચૂકાવી રજા આપી. અને નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે—"મોતીચંદ વહેવારીઆ પાસે જેનું લેણું હોય તે લેવા આવજો; નહિ તો પાછળથી મળશે નહિ." આ પ્રમાણે લોકોને બોલાવી જમા માંડેલાં તમામ નાણાં તેના સિલિકમાંથી ચૂકાવી આપ્યાં. કોઈની પાઈ એક દેવી રહેવા દીધી નહિ. અને વધેલું નાણું તથા મિલ્કત ધર્માદામાં નાંખી, મોતીચંદને "અલ્લા એક બદામ" કરી મૂક્યો. પછી તેના માથે ચૂનો ચોપડી, એક બાંડા ગધેડા ઉપર અવળે મોંઢે બેસારી, આખા નગરમાં વરઘોડો ફેરવી, તેને કાઢી નહિ મૂક્તાં જીંદગીપર્યંત કેદ કરી નગરમાં રાખ્યો. જેથી આવા બીજા લુચ્ચા વેપારીઓને બોધ મળે.

એ રીતે બુરી દાનતથી મોતીચંદ બિચારો મેળવેલું દ્રવ્ય ખોઈ, મારવાડથી આવ્યો હતો એવી ગરીબ સ્થિતિમાં આવી જીંદગીપર્યંતનો કેદી થઇ રહ્યો!!!

### દોહરે

**અંતર મેલું રાખીને, શુદ્ધ જણાવે વ્યવહાર;**
**અંતે દુ:ખી થાય છે, ખોઇ નિજ પતિયાર.**

# કર્મનો અચળ નિયમ.




ર્વ ભવમાં કરેલાં શુભ કે અશુભ કર્મનું ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. સુખ કે દુઃખમાં ગુણ કે અવગુણમાં બીજાં તો નિમિત્ત માત્ર છે. પણ ખરૂં ઉપાદાન કારણ તો પોતેજ છે, મનુષ્યો આ જોઈ શકતા નથી, અને તેથી બીજાપર દોષ મૂકે છે, અને નાહક વેર વિરોધ કરી દુઃખમાં ઉમેરો કરે છે. આપણે આ કર્મના નિયમ બરાબર સમજીએ તે સારૂ અત્રે એક કથા લખીએ છીએ.

ગૌતમી નામે એક વિધવા સ્ત્રી પોતાના એકના એક પુત્રને સાથે લેઈને વનમાં રહેવા સારૂ ગઈ; ત્યાં તે ફળફળાદિ ખાઇને પોતાનું ગુજરાન ચલાવતી, અને તપશ્ચર્યા કરતી હતી. તેનો પુત્ર નાની ઉમરનો હતો. તેને એક દિવસ આશ્રમમાં મૂકી કાંઇ કાર્ય પ્રસંગે તે બહાર ગઇ. એવામાં એક મહા ઝેરી કાળો નાગ ત્યાં આવી પહોંચ્યો, અને તે છોકરાને ડસ્યો, જેથી તે છોકરાના પ્રાણ નીકળી ગયા. બાદ ગૌતમી પોતાનું કામ સંપૂર્ણ કરી આશ્રમ તરફ પાછી વળી અને જુએ છે તો પોતાનો પુત્ર મરવાની માફક પડેલો જોયો. આથી તેને બહુ શોક થયો, પણ સામાન્ય પામર મનુષ્યની માફક રડવાને બદલે પોતાના વિવેકબળથી શોકના વેગને સમાવવા ને પ્રયત્ન કરતી હતી, એવામાં અર્જુન નાગનો કોઇ વાદી પોતાના મંત્રબળથી તે છોકરાને ડંખ મારનાર સર્પને બાંધીને ત્યાં પકડી લાવ્યો, અને તે સાધ્વી સ્ત્રીને કહેવા લાગ્યો: “ માતાજી ! આ અધમ સર્પે તમારા પુત્રના પ્રાણ લીધા, તમે કહો તે રીતે હું તેનો નાશ કરૂં. કહો તો તેને અગ્નિમાં ફેંકી દઉં, અને કહો તો તેના કટકે કટકા કરૂં ! આ પાપીને છોડવો જોઈતો નથી. માટે આજ્ઞા હોય તે ફરમાવો. ”

તે સાધ્વીએ જવાબ આપ્યો, "ભાઇ! આને મારવાથી શો લાભ થવાનો હતો? એને મારવાથી મારા પુત્રના પ્રાણ આવશે નહિ, પણ પ્રાણિને મારવાથી કેવળ મને પાપ લાગશે; માટે તેને છૂટો મૂકી દે."

અર્જુને કહ્યું: "જે લોકોનું મન કાબુમાં હોય, તેવાજ આવું બોલી શકે, શોકાતુર મનુષ્યો કદાપિ આવું બોલી શકતા નથી. તમે શોક-પીડિત છો, માટે આ પાપીને મારીને તમારો શોક દૂર કરો. દુર્જન પ્રતિ દુર્જનતા દાખવવી એ સનાતન ધર્મ છે."

ગૌતમીએ જવાબ આપ્યો, "હે ભાઇ! તારી વાત સત્ય છે, પણ મહાત્મા પુરૂષો પાપી તરફ પણ દયાળુ જ હોય છે. જે ઉપકારી ઉપર ઉપકાર કરે, તેમાં શું આશ્ચર્ય! પણ જે અ-પકારી ઉપર ઉપકાર કરે છે, તેજ ખરો સાધુ પુરૂષ છે; માટે આ અપરાધીને પણ મારી ખાતર છોડી દે."

અર્જુને જવાબ આપ્યો: "હે માતા! આ બાળકનો નાશ કર-નાર પાપીને તો સજાજ ઘટે છે; ધર્મના જાણકાર પુરૂષો પણ અપ-રાધીઓને તજી દે છે, માટે આ સર્પનો નાશ કરવાને મને અનુમતિ આપો."

વારંવાર આ પ્રમાણે અર્જુને કહેવા છતાં તે દયાળુ ગૌતમીએ પોતાનો નિશ્ચય છોડયો નહિ, એવામાં તે સર્પ જરા પોતાનું બંધન ઢીલું કરીને મનુષ્યવાણીથી આ પ્રમાણે બોલવા લાગ્યો:—

હે પારધિ! તું બાળક છે; તું ધર્મ બિલકુલ સમજતો નથી. મને પ્રેરનાર તો યમ રાજા છે, મેં તો કેવળ ચીઠ્ઠીના ચાકર પેઠે આ-વીને આ છોકરાને ડંખ માર્યો. હું આ કામમાં સ્વતંત્ર નથી; સ્વામીના હુકમથી કામ કરનારા નોકરો તે કામને વાસ્તે બિલકુલ જોખમદાર નથી; માટે મને નિરપરાધીને મારવો તે યોગ્ય નથી.

આ સાંભળી તે અર્જુન નામના પારધિએ જવાબ આપ્યો: "તું ખરૂં બોલ્યો નથી; તને મૃત્યુએ પ્રેર્યો, છતાં મૃત્યુ અને તું બન્ને

આ છોકરાના મરણના કારણરૂપ છો. માટીનું વાસણ બનાવવામાં કું-ભાર એકલો કારણ નથી, પણ તેની લાકડી, ચક્ર વગેરે પણ કારણો છે, તેમ તું પણ કારણ છે. માટે તારો વધ કરવો જોઇએ.

સર્પે જવાબ આપ્યો:-હે પારધિ ! મેં જણાવેલો ધર્મ તું સમજતો નથી, અને તેથી અજ્ઞાનતાથી મારે માથે દોષ મૂકે છે; માટીનો ઘડો બનાવવામાં લાકડી, ચક્ર વગેરે અસ્વતંત્ર છે, ફક્ત કુંભારજ સ્વતંત્ર છે. તેજ રીતે આ બાબતમાં હું તદ્દન અસ્વતંત્ર છું, કેવળ મૃત્યુજ સ્વતંત્ર છે. યજ્ઞમાં જો કે યજ્ઞક્રિયા કરાવનારા આહુતિ નાખે છે, છતાં તેનું ફળ તે ક્રિયા કરાવનારાઓને મળતું નથી, પણ યજમાનને મળે છે. તેમ હું પણ આ કર્મમાં ફળનો ભાગીદાર નથી.

આ પ્રમાણે જ્યારે તકરાર ચાલી રહી હતી, તેવામાં મૃત્યુદેવ ત્યાં આવી પહોંચ્યા; અને સર્પને કહેવા લાગ્યા: "હે સર્પ ! મને કાળે પ્રેરણા કરી, અને મેં તને પ્રેરણા કરી. મેઘને જેમ વાયુ આંહી તંહી ખેંચી જાય, અને જેમ તે મેઘ વાયુને પરાધીન છે, તેમ હું પણ આ બાબતમાં કાળને પરાધીન છું. માટે મને તું સદોષ કેમ કહે છે !"

જો હું અપરાધી હોઉં તો તું પણ તેજ રીતે અપરાધી છે. પોતાને નિરપરાધી જણાવી, મને શા સારૂ તું અપરાધી ઠરાવે છે ? જો વિચાર કરશો તો જણાશે કે હું કે તું કોઈ આ છોકરાના મર-ણનું કારણ નથી, પણ કાળજ કારણ છે.

આ સાંભળી સર્પે જવાબ આપ્યો: "હું કહેતો નથી કે તું સદોષ છે કે નિર્દોષ છે: હું તો એટલું જાણું છું કે તેં મને આ કામ કર-વાને પ્રેર્યો. કાળ પણ સદોષ છે કે નહિ, તે વિચારવાનો મારો અધિ-કાર નથી. માટે મારાપર ક્રોધ કરતા ના." (અર્જુન તરફ વળી)-હે અર્જુન ! શું તેં મૃત્યુનું કથન સાંભળ્યું કે ? હું નિર્દોષ છું. માટે મને હવે છોડી દેવો ઘટે છે.

પારધીએ જવાબ આપ્યો–હે સર્પ ! મૃત્યુના કહેવા માત્રથી તું નિર્દોષ ઠરતો નથી. મૃત્યુ અને તું બન્ને કારણભૂત છો. મૃત્યુના વચનથી જીવનો ઘાત કરનાર તને ધિક્કાર હો ! અને તને આવા કામમાં પ્રેરવા માટે મૃત્યુને પણ ધિક્કાર હો ! તે સાંભળીને મૃત્યુએ અર્જુનને આ પ્રમાણે કહ્યું:—

विवशौ कालवशगावावौ निर्दिष्ट कारिणौ ।
नातो दोषेण मन्तव्यौ यदि सम्यक्प्रपश्यसि ॥

અમે બન્ને પરાધીન છીએ, કાળને વશ છીએ, અને તેના કહેવા પ્રમાણે ચાલનાર છીએ; જો તું બરાબર વિચાર કરે તો અમને કદાપિ સદોષ ન ધારે.

એવામાં કાળ એકાએક ત્યાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો:–

वयनेन कृतं कर्म तेनायं निधनं गतः ।
विनाशहेतुः कर्मास्य सर्वे कर्मवशा वयम् ॥
अतो नाहं न वै मृत्युर्न सर्पो न तथा भवान् ।
न चेयं ब्राह्मणी वृद्धा शिशुरेवात्र कारणम् ॥

આ બાળકે જે કર્મ કરેલુ, તે કર્મને લીધે તે મરણ પામ્યો. તેના નાશનું કારણ તેનું કર્મ છે, અમે સર્વ કર્મને વશ છીએ, માટે હું, મૃત્યુ, સર્પ, તમે, કે આ વૃદ્ધ બ્રાહ્મણી કોઈ પણ કારણ નથી, માત્ર આ બાળકજ પોતાના મરણનું કારણ છે. આ સાંભળીને ગૌતમીએ તે પારધીને કહ્યું:—

કાળ, કે સર્પ કે મૃત્યુ આ બાળકના મરણનુ કારણ નથી, આ બાળક પોતાના કર્મને લીધેજ બાળપણમાં મરણ પામ્યો. મેં પણ એવું કર્મ કરેલુ કે જેથી મારાપર આ દુ:ખ આવી પડ્યું. મૃત્યુ તથા

કાળને જવા દે, અને હે અર્જુન ! આ સર્પને છોડી દે. અર્જુને વિચાર્યું કે આ બાળકના મરણનું કારણ તેના પૂર્વ જન્મનું કોઇક કર્મ છે, અને તેથી તે સર્પને છૂટો મૂકી દીધો, અને મૃત્યુ તથા કાળ પોતપોતાને સ્થાનકે ગયા. કહ્યું છે કે.

**कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि ।**
**अवश्यमेव भोक्तव्यं कृतकर्म शुभाशुभम् ॥**

કરોડો કલ્પ વીતી જાય, તો પણ કરેલા કર્મનો નાશ નથી, શુભ કે અશુભ જેવું કર્મ કર્યું હોય, તેનું અવશ્ય ફળ ભોગવવુંજ જોઇએ. આપણે અત્યારે ઘણાં ખોટાં કામો કરીએ છીએ, તે વખતે ભવિષ્યમાં તે કર્મોનું શું પરિણામ આવશે, તેનો વિચાર કરતા નથી. પણ કર્મની નોંધવહીમાં તમારૂં દરેક કાર્ય, વચન અને વિચાર નોંધાય છે. અને યોગ્ય વખતે પછી આ ભવમાં કે આવતા ભવમાં તેનું ફળ મળે છે. કર્મનું બુરૂં ફળ અનુભવવાનો વખત આવતાં મનુષ્ય દુઃખી થાય છે, પણ તેણે અવશ્ય સ્મરણમાં રાખવું જોઇએ કે દુઃખ એ પૂર્વકૃત અશુભ કર્મની છાયા છે, અને સુખ એ પૂર્વકૃત શુભકર્મનો પ્રતિધ્વનિ છે. માટે જો શુભ ફળ મેળવવું હોય તો શુભકર્મને વાવવાનું શરૂ કર. એક હાથે લેવું હોય તો બીજે હાથે આપવા માંડ. કર્મના નિયમ અચળ અને શાશ્વત છે. તે કદાપિ કોઇને ઠગતો નથી, તેનાપર લખેલી હુંડી કદાપિ પાછી ફરતી નથી; પણ તે લખતાં પૂર્વે કર્મને ત્યાં સારી મૂડી જમે કરાવેલી રાખવી જોઇએ, અને આ મૂડી તે 'ડિટ કેશ' નહિ પણ શુભ વિચારો, શુભ લાગણીઓ અને શુભ કાર્યો છે.

દોહરો.

વાવે બંટી કોદરા, કદી ન ઊગે જાર;
કરશો તેવું પામશો, કર્મ નિયમ અનુસાર.

---

# નિઃસ્વાર્થી પ્રેમ અને કરણીનું ફળ.



પ્રેમની ખુબી અલૌકીક છે. જેઓ પ્રેમને ધિક્કારે છે તેઓ દયા ખાવા જેવી નીચી સ્થિતિમાં છે. દુનીઆને અધોગતિએ ઉતારી દેનાર અને સર્વ પાપોને જન્મ આપનાર 'મોહ' એ એક જૂદીજ ચીજ છે. અને દુનીઆને ઉન્નતદશાએ લાવનાર તથા સર્વ પાપોનો નાશ કરનાર 'પ્રેમ' એ પણ જૂદીજ ચીજ છે. સ્નેહમાં 'હું' પણું હોય છે, પ્રેમમાં હુંપણાનો **ભોગ** હોય છે. સ્નેહ પોતાનું સુખ ખોળે છે; પ્રેમ પ્રેમપાત્રનું સુખ પોતાના સુખના ભોગે ખોળે છે જે પ્રેમે મહાવીર જેવા જ્ઞાનીને અનાર્ય દેશમાં ઉપદેશ દેવા મોકલ્યા હતા તે પ્રેમને ધિક્કારનાર મનુષ્યો કેટલા બધા નાસ્તિક અને ધર્મના અધિકારથી દૂર ભમતા માનવા ?

પ્રેમના અલૌકીક દૃષ્ટાન્તને આજે આપણે જૈન સૂત્રમાંથી ચૂંટી કહાડીશું.

પુરીમતાલ નગરમાં સુદર્શન શેઠ ને પ્રિયદર્શના શેઠાણીનો અંગજ એવો ચિત્ર નામે પુત્ર હતો, કે જે સર્વ કળામાં પ્રવિણ હતો અને આઠ કન્યાઓનો સ્વામી હતો. ચિત્ર કુમારને એક વખત અંતઃકરણમાં વૈરાગ્ય સ્ફુરી આવવાથી ત્હેણે દિક્ષા લીધી અને ગ્રામ—નગર—પુર—પટ્ટન નિસ્પૃહીપણે વિચરવું શરૂ કર્યું.

હવે એજ અરસામાં પંચાલ દેશના કાંપિલ્ય નામે નગરમાં બ્રહ્મરાજાની ચુલણી રાણીની કુક્ષીએ જન્મેલો બ્રહ્મદત્ત નામે ક્ષત્રીય ચક્રવર્તી થઇ રાજ્ય કરતો હતો.

આ બ્રહ્મદત્ત અને ઉપર કહેલો વણિકપુત્ર (પાછળથી સાધુ) ચિત્ર એ બન્નેના આત્માઓ કેટલાક ભવો ગયા ભેગા જન્મ લેતા

હતા કે જે અવતારોમાં તેઓ એક બીજા નીકટ સમ્બન્ધમાં આવવા પામે. તે બન્ને આત્માઓએ અમુક એક જન્મમાં અરસ પરસ ગાઢો પ્રેમ બાંધ્યો હતો; નિઃસ્વાર્થી પ્રેમ તેઓમાં ઉત્પન્ન થયો હતો, કે જે પ્રેમે ત્યાર પછીના હેમના અવતારોમાં હેમને સાથે ને સાથેજ રાખ્યા હતા અને અંતે તેજ પ્રેમે તેઓ પૈકીના એકને, બીજાને ઉચ્ચગતિ પ્રાપ્ત કરાવવા મદદે મોકલ્યો હતો. તે કેમ બન્યુ તે જોવા આપણે વાર્તાના પ્રવાહમાં ઝીપલાવીશુ.

બ્રહ્મદત્ત ચક્રવર્તીની કચેરીમાં એક દિવસે નાટચારંગની ધમસાણ ચાલી રહી હતી; એવામાં એક દાસીએ આવીને હેને પુષ્પનો ગુંથેલો દડો આપ્યો. આ દડાને હાથમાં લઈ રાજા રમાડતો હતો, એવામાં એ દડાની ખુબી ઉપર વિચાર થવા લાગ્યો અને એ વિચારમાંથી વળી એવો વિચાર થઇ આવ્યો કે "આવો દડો મ્હેં ક્યહાંક જોયો છે ખરો !" આ વિચારમાં ઉંડા ને વધારે ઉંડા ઉતરી જવાથી શરીરનું ભાન ભૂલી જઇ રાજા મૂર્છીત થયો. આ થોડા વખતની તંદ્રાવસ્થા ( trance ) માં પડેલા રાજાએ જોયુ કે આવો દડો પૂર્વે સુધર્મ દેવલોકમાં જોવામાં આવ્યો હતો.

તંદ્રાવસ્થામાં વધુ જોવામાં આવ્યુ તે આ પ્રમાણે હતું. સુધર્મ દેવલોકમાં બ્રહ્મદત્તના જીવ સાથે એક બીજો મિત્ર જીવ પણ હતો. તે બન્ને જીવોનો તે પહેલાંનો અવતાર એક ચંડાલના ઘેર બે બંધુ તરીકે હતો.

ભૂતદત્ત ચંડાલના ઘેર પુત્રપણે બ્રહ્મદેવનો જીવ હતો ત્હારે હેનું નામ ચિત્ર એવું હતું અને હેના સહોદર ( ભાઈ ) નું નામ સંભુત એવું હતું. તે બન્ને ભાઇઓ દૂધ અને પાણીની માફક, પાણી અને સેવાળની માફક, શરીર અને ચામડીની માફક ભેગા રહેતા હતા—એવોજ હેમનો પ્રેમ હતો. એક માટે બીજો પોતાના પ્રાણ અર્પણ

કરવા તત્પર રહેતો. બીજાને સુખ થતું જોઈ પહેલો સુખી બનતો. આવા નિઃસ્વાર્થી પ્રેમમાં તેઓ બન્ને સાથે ઉછર્યા હતા.

ભૂતદત્ત ચંડાલને (આ પ્રેમી બાંધવોના પિતાને) એકદા તે નગરીના રાજાએ હુકમ ફરમાવ્યો કે "મ્હારા પ્રધાન નમુચિએ એક મહાન્ અપરાધ કર્યો છે માટે ત્હેનો તું હમણાંને હમણાંજ શહેર બહાર જઈ વધ કર."

આ હુકમનો અમલ કરતી વખત ભૂતદત્તને પ્રધાન ઉપર દયા આવવાથી તેણે દીવાનને કહ્યું: "જો તું મ્હારા ઘરમાં ભોંયરામાં છુપાઈ રહી મ્હારા બન્ને પુત્રોને વિદ્યા ભણાવવાનું કબુલ કરે તો ત્હારો જીવ બચાવું."

આ શરત પ્રધાને કબુલ રાખી અને ચંડાળને ઘેર ભોંયરામાં રહી ચિત્ર તથા સંભૂત બન્નેને વિવિધ વિદ્યા-કલાનું શિક્ષણ આપવા માંડ્યું.

પરન્તુ પ્રધાને એકાંતનો લાભ લઇ ચંડાલપત્ની સાથે વ્યભિચાર સેવવાથી ચંડાલે ત્હેને મારીને ઘરમાંથી કહાડી મૂક્યો. ત્યાંથી તે હસ્તિનાગપુર ગયો. જ્યાં સનત્કુમાર ચક્રવર્તીએ ત્હેને પ્રધાન પદ આપ્યું.

હવે, ચિત્ર અને સંભૂત બન્ને ચંડાલપુત્રો નગર વચ્ચે એવું તો મધુરૂં ગાયન કરવા લાગ્યા કે હજારો લોકો ત્હેમની આસપાસ એકઠા થવા લાગ્યા. કોઇ ઈર્ષાખોરે રાજાને ચાડી ખાધી કે આ બે ચંડાલપુત્રો લોકોને પોતાના સ્પર્શથી ભ્રષ્ટ કરે છે, અને ભવિષ્યમાં વશીકરણ વિદ્યાથી વધુ નુકસાન નહીં બેસશે; માટે અત્યારથી ચેતવાની જરૂર છે. કાચા કાનના રાજાએ તે ઉપરથી તે બન્નેને શહેરમાંથી કહાડી મૂક્યા. ને ફરી એક વખત તેઓ વેશ બદલીને નગરમાં આવી મધુર ગીત ગાતા હતા, એવામાં નગર મહેરોએ તેમને ઓળખી માર મારી નગરમાંથી બહાર કઢાવ્યા.

વિદ્યા છતાં આવું અપમાન માત્ર હલકા કૂળમાં જન્મવાને લીધેજ સહવું પડે છે, એ જોઈ તેઓને ઘણું લાગી આવ્યું. તેઓએ એજ ઘડીએ પહાડ ઉપર ચ્હડીને ઝંપાપાત કરવાનો નિશ્ચય કર્યો.

આત્મહત્યાનો નિશ્ચય કરી તે બન્ને ભાઇઓ એક પર્વતના ઉંચા શિખર ઉપર ગયા, જ્યહાં તેઓએ જળથી ભરેલા વાદળા સરખા એક ગંભીર અને શીતલ સ્વભાવી મહાત્માને ધ્યાનારૂઢ દશામાં જોયા. બન્ને ભાઇઓ તે મહાત્માના પગે પડયા, એવામાં મહાત્માનું ધ્યાન સમાપ્ત થયેલું હોવાથી ત્હેમણે આ બે દુઃખી યુવાનોને જોઈ ત્હેમના દુઃખનું કારણ પૃછ્યું. તેઓએ પોતાની સર્વ હકીકત કહી અને છેવટે ઝંપાપાત કરવાનો પોતાનો નિશ્ચય પણ કહી દીધો. મહાત્માએ શાન્ત વદને કહ્યું: "હે ભવ્યો ! દુઃખમાંથી મુક્ત થવાને માટે ત્હમે જે રસ્તો શોધ્યો છે, તે ભયંકર અને ખોટો છે. તે રસ્તે જવાથી ત્હમને દુઃખમુક્તિ કદીએ નહિ મળે. હલકા કૂળમાં જન્મ આપનારાં પૂર્વ કર્મોનો નાશ કરવાનો આ રસ્તો નથી; આ રસ્તાથી તો માત્ર સ્થૂલ શરીરનો નાશ થશે. પૂર્વ કર્મોના નાશ માટે તો જ્ઞાન અને તપરૂપી અગ્નિમાં ઝંપાપાત કરવો જોઇએ."

એવા તે મહાત્માના શુદ્ધ આત્મબળે એ દુઃખી પુરૂષોના બળતા આત્મા ઉપર એવી તો જાદુઇ અસર કરી કે તેઓએ જ્ઞાનાભ્યાસ શરૂ કર્યો અને સાધુ થઈ ભૂમંડલમાં વિચરવા માંડયુ. આ અવસ્થામાં પણ તે બન્ને ભાઇઓ સાથેજ વિહાર કરતા.

એક વખતે એક માસના ઉપવાસને પારણે હસ્તિનાગપુર નગરમાં ગોચરી માટે જતા હતા. તેવામાં તે બન્ને સાધુઓને પ્રધાન નમુચિએ દીઠા. ત્હેના મનમાં ફાળ પડી કે જો આ ચંડાલપુત્રો મ્હારી હકીકત લોકોમાં જાહેર કરશે તો મ્હારે લજવાઈ મરવું પડશે. તેથી ત્હેણે તે બન્નેને પોતાના સેવકો પાસે ખુબ માર મરાવ્યો અને બંદુકના કુંદાથી

માર મારતા તે સેવકો ત્હેમને શહેર બહાર કહાડવા લાગ્યાં. સંભૂત મુનિને આ પરિસહ વખતે અત્યંત ક્રોધ વ્યાપ્ત થયો. ત્હેના મુખમાંથી અકાળે વાદળાં સરખી વરાળો નીકળવા લાગી અને તે પછી જાજ્વલ્યમાન એવી તેજોલેશ્યા નીકળી, જે વીજળીની પેઠે આકાશમાં ફેલાવા લાગી.

આ ગજબ જોઈ લોકો ભયભીત થઇ મુનિને શાન્ત કરવા એકઠા થયા અને પાછળથી ખુદ સનત્કુમાર ચક્રી પણ અંતઃપુર સાથે મુનિને વાંદવા તથા ખમાવવા આવ્યો. પરન્તુ આ સર્વની આજીજી વ્યર્થ ગઈ. છેવટે ચિત્ર મુનિએ પણ બંધુને મિષ્ટ ઇષ્ટ વચનોથી શાન્ત કરવાની કોશીસ કરી, જે પણ નિષ્ફળ ગઇ.

આજીજીઓ સર્વ નિષ્ફળ ગઇ પણ એક સ્રીનાં દર્શન અને સ્પર્શ માત્રથી તેજોલેશ્યા શમી ગઈ! એમ બન્યું કે સનત્કુમાર ચક્રીની પટ્ટરાણી સુનંદા કે જે અત્યંત મનોહર સ્વરૂપવાળી હતી તે સંભૂત મુનિને નમસ્કાર કરતી હતી. તેવામાં તેણીના લલાટનો સ્પર્શ મુનિને થઇ જવાથી મુનિ રોમાંચિત થયા અને તેથી ક્રોધે ખેપટીઆં મુક્યાં' એક મ્યાનમાં બે તરવાર કેવી રીતે સમાય ?

મુનિએ તે પછી સ્રીની લાલસાને લીધે નિદાન કર્યું કે " મ્હારા આ દુષ્કર તપ–સંયમનું કોઇ પણ ફળ હોય તો આવતા ભવમાં હું પણ સ્રીરત્નનો પતિ થાઉં એમ બનજો ' " આવું નિયાણું બાંધ્યું. તે નિયાણાની–ઉત્કટ ઇચ્છા અથવા ઉત્કટ વાસનાનો પ્રતાપ કેવો છે તે આપણે આગળ જતાં જોઇશું.

અહો સ્રીની લાલસા–કામભોગની લાલસા શું સ્પૃહણીય નથી ?... વતી ? સૌંદર્યથી પુરેલા સ્રીના સેંચામાં ... નથી કે તેઓ તો સિમંતક નામના નરકાવાસમાં ... વદન જોવામાં રચ્યા રહેનાર પ્રિયાગને ખબર નથી કે ...

જવાનું નજદીકમાંજ છે! સ્ત્રીના કંઠમાં કર નાખનારને વિચારે થતો નથી કે આજકાલમાં પોતાના પ્રાણ કંઠોકંઠ થવાના છે! સ્ત્રીના કરરૂપી લતાના આલીંગનથી સુખી થનારો મૂઢ સમજતો નથી-કે કર્મબંધનથી પોતે સજજડ બંધાય છે! સ્ત્રીના હોઠનું પાન કરતી વખતે મૂર્ખ નરને એટલુંએ સુઝતું નથી કે પોતાનું આયુષ્ય કૃતાંત અથવા કામદેવથી પીવાય છે! કુચકુંભકનકને જોનારો મૂઢ નરકકુંભિપાકનાં દુઃખો ભૂલીજ જાય છે! અરેરે, દીવાની જ્યોતને સુવર્ણ ધારીને ભસ્મીભૂત થનારા પતંગીયા જેવા મનુષ્યો કેટલી બધી ખોટ ખાય છે!

ચિત્ર મુનિએ બંધુને ઘણીએ સલાહ આપી પણ ત્હેણે તે વાત કાન પર લીધી નહિ. છેવટે બન્ને ભાઇઓ અનશન વ્રત કરી, આરાધી, આયુઃ કર્મનો ક્ષય થવાથી કાળ કરી સુધર્મ દેવલોકમાં દેવનાપણે ઉપન્યા.

* * * * *

આ પ્રમાણે બ્રહ્મદત્તને પોતાના પાછલા ભવનું જ્ઞાન થયું. એટલુંજ નહિ પણ તે ભવ પહેલાંના પણ ભવો દેખાયા. તે પહેલાંના ભવોમા તેઓ ગંગા નદીમાં યુગ્મરૂપે હંસનો ભવ પામીને ધીવરના હાથે મૃત્યુ પામ્યા હતા. અને એક પર્વતના મેદાનમાં મૃગપુત્રો તરીકેનો ભવ પામીને સાથેજ શીકારીના હાથે મુઆ હતા. આમ ત્હેમનો અગાધ પ્રેમ ત્હેમને ભવાંતરમાં પણ સાથે ને સાથેજ રાખતો હતો. તેથી હવે બ્રહ્મદત્તે પોતાના પૂર્વજન્મના પ્રેમીબંધુને શોધી કહાડવા ઇચ્છયું. ત્હેણે એક અર્ધો શ્લોક બનાવી ત્હેમાં પાછલા ભવોનું અધુરૂં વર્ણન કર્યું. અને તે શ્લોકાર્ધ સાથે માણસોને ગામોગામ–દેશોદેશ મોકલ્યા અને તેઓ પાસે એમ જાહેર કરાવ્યુ કે જે કોઇ આ શ્લોકાર્ધની પછીનું બીજું પદ લખી આપશે ત્હેને પ્રિતિદાન દેવામાં આવશે.

ઘણાએ વિદ્વાનોએ પોતાની બુદ્ધિની અજમાયશ કરી પણ અહીં બુદ્ધિનું કશું કામ હતુંજ નહિ. અહીં તો **અનુભવ**નો સવાલ હતો. તેથી કોઇની કૃતિ રાજાને પસંદ પડી નહિ.

છેવટે, પુરીમતાલા નગરના શેઠના પુત્ર ચિત્રકુમારે જાતિસ્મરણ જ્ઞાનથી દિક્ષા ધારણ કરેલી તેઓ વિહાર કરતા કરતા આ નગરની બહાર ઉદ્યાનમાં પધાર્યા હતા. ત્હેમણે માળીના મ્હોડેથી અર્ધશ્લોક સાંભળ્યો અને પોતેજ પૂરો કરી આપ્યો.

આખો શ્લોક લઈ માળી બ્રહ્મદત્ત રાજાને મળ્યો. રાજા ખુશી થયો અને આ શ્લોક બનાવનારનો પત્તો પૂછ્યો. તેણે મુનિનો પત્તો આપતાં, રાજાએ ત્હેને પુષ્કળ બક્ષિસ આપી પ્રસન્ન કર્યો અને પોતે ઘણી ચતુરંગી સેના સાથે લેઇને મુનિ પાસે ગયો. મુનિને જોઇ હર્ષથી ગદ્‌ગદીત કંઠે પોતાની સાથે રાજ્યલક્ષ્મી ભોગવવાનું આમંત્રણ આપ્યું. પરન્તુ ચિત્ર-મુનિએ બંધુને આત્મજ્ઞાન આપીને સ્થૂલ પદાર્થોના માયામય સુખમાંથી વિરક્ત બનાવી ખરા અને જાથુના આનંદની પીછાન કરાવી. એમ કરી પોતે ત્યહાંથી વિહાર કર્યો.

ચિત્ર મુનિ અનેક જીવને તારી કર્મક્ષય કરી કૈવલ્ય પામીને મોક્ષમાં ગયા.

સંભૂતનો જીવ અથવા બ્રહ્મદત્ત ચક્રવર્તીનો જીવ ચિત્રની અસાધારણ મદદ ( ઉપદેશના રૂપમાં ) મળવાને સબબે જરૂર તેવીજ ગતિ પ્રાપ્ત કરત; પરન્તુ જે નિયાણું ત્હેણે બાંધ્યું હતું ત્હેને લીધે આ ભવમાં તો ત્હેને વિષય-કષાય વગર બીજા કશામાં આનંદ પડે તેમ હતુંજ નહિ. કારણ કે એ દશા તો ત્હેણે માગી લીધી હતી !

આથી ત્હેણે અનેક મનુષ્યોની હિંસા કરી છેવટે સાતમી નરક પ્રાપ્ત કરી !

અલબત મનુષ્ય પોતાનીજ કરણીનું ફળ ભોગવે છે, પરન્તુ નિઃસ્વાર્થ પ્રેમ એ મદદ કરવા તો જોઈએ છેજ.



## દરેક માણસે ખરીદવા લાયક ઉત્તમ પુસ્તકો.

| નામ. | કીંમત. |
|---|---|
| *૧ ગુજરાતી શબ્દાર્થ કોષ ( બીજી આવૃત્તિ )... ... | ૦-૬-૦ |
| ૨ પ્રાણીહિંસા અને પ્રાણી ખોરાક નિષેધક (બીજી આવૃત્તિ) | ૦-૫-૦ |
| ૩ સદુપદેશ માળા ( બીજી આવૃત્તિ ) કાચું પુઠું ... | ૦-૬-૦ |
| *૪ સતી દમયંતી (નૉવેલ છબી સાથે) ... ... | ૦-૬-૦ |
| ૫ શ્રાવકની આલોયણા બાળબોધ લિપિ ( બીજી આવૃત્તિ ) | ૦-૩-૦ |
| ૬ એજન ગુજરાતી લિપિ ( ત્રીજી આવૃત્તિ )... ... | ૦-૨-૦ |
| ૭ બારવ્રત... ... ... ... ... ... | ૦-૨-૦ |
| ૮ મોતી કાવ્ય. ( ખંડ ૧ લો ) ... ... ... | ૦-૨-૦ |
| ૯ સુબોધ કથામાળા. ... ... ... ... | ૦-૩-૦ |
| ૧૦ ‡શ્રી રામરાસ... ... ... ... ... | ૧-૮-૦ |
| ૧૧ સાત સુત્રોનો સાર. ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૨ સંસારમાં સુખ ક્યાં છે ? ભાગ ૧ લો ... ... | ૦-૪-૦ |
| ૧૩ સંસારમાં સુખ ક્યાં છે ? ભાગ ૧-૨ ભેગો... ... | ૦-૬-૦ |
| ૧૪ ખરા સુખની કુંચીઓ ... ... ... ... | ૦-૬-૦ |
| ૧૫ નમીરાજ (આધ્યાત્મિક નૉવેલ) ... ... ... | ૦-૮-૦ |

* આ ચિન્હવાળાં પુસ્તકો સરકારી તથા ગાયકવાડી કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી સારૂ મંજૂર કર્યા છે

‡ આ રાસનું પુસ્તક મુનિશ્રી કેશરાજજીએ સંવત ૧૬૮૩ માં રચેલુ તે ઘણુ અશુદ્ધ હોવાથી શુદ્ધ કરીને બાળબોધ લિપિમાં ટીકા સહિત છપાવ્યું છે, તે નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ લાઇબ્રેરીમાં રાખવા સારૂ મંજૂર કીધુ છે.